# મૃત્યુ પછી

એક આત્મ-નિવેદન

"જુલિયાના પત્રો"ની

નવી અને વિસ્તૃત આવૃત્તિ

માધ્યમ:

## વિલિયમ ટી. સ્ટે

અનુવાદક:

હરીલાલ ઘેલાભાઈ ઠાકર

કીમત રૂપિયા ૪-૦૦

પ્રકાશક :
સચિત હરીલાલ ઠાકર
ચોપાટી વ્યુ,
ચોપાટી,
મુંબઈ – ૭

મુદ્રક :
કાન્તિ શાહ
યજ્ઞ મુદ્રિકા,
ગુજરાત પાગા,
વડોદરા – ૧



પ્રથમ આવૃત્તિ સપ્ટેમ્બર ૧૯૬૫

પ્રાપ્તિ સ્થાનો :—

૧ પ્રકાશક

●

૨ એન. એમ. ત્રિપાઠી (પ્રાઈવેટ) લિમિ૦
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨

●

૩ ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધી રોડ, અમદાવાદ

●

૪ હરિહર પુસ્તકાલય
ટાવર રોડ, સુરત

વહાલસોયાં વિખૂટાંઓને

સપ્રેમ અર્પણ

હરીલાલ ઠાકર

# અનુવાદકના બે બોલ

આ દુનિયામાં કોણે પોતાના વહાલસોયા સ્વજનોને નહિ ગુમાવ્યા હોય અને તેથી શોકગ્રસ્ત નહિ થયા—નહિ થતા—હોય ? શોક એટલા માટે કે આપણે સામાન્યતઃ એમ માનીએ છીએ કે મૃત્યુથી આપણો આપણા મૃત્યુ પામેલા સ્વજનો સાથે અરસપરસ કાંઈ સંબંધ રહેતો નથી. -.

ઓગણીસમી સદીના છેવટના ગાળામાં પશ્ચિમના દેશોમાં મૃત્યુ પછી મરનારનું જીવન ટકે છે, ટકતું હોય તો કયાં અને કેવું હોય છે ? એ વિષય પરત્વે ઘણી ચર્ચા-વિચારણા થઈ, મંડળો સ્થપાયાં અને પુસ્તકો પ્રગટ થયાં.

આવું એક પુસ્તક તે " જુલિયાના પત્રો " પ્રથમ સને ૧૮૯૭માં પ્રગટ થયું. તેની ઘણી આવૃત્તિઓ થઈ ગઈ અને પછી પ્રગટ થયુ " મૃત્યુ પછી " નામનું પુસ્તક જેમાં જુલિયાના વધુ પત્રોનો સમાવેશ થયો છે. આ પત્રો જુલિયાએ એના મરણ પછી મિ. વિલિયમ ટી. સ્ટેડ નામના એક અંગ્રેજ ગૃહસ્થ પાસે તેમના હાથે લખાવ્યા છે. મિ. સ્ટેડ લખી શકયા કારણ કે તેમના કહેવા પ્રમાણે તેઓ સારા " માધ્યમ " હતા. અને તેથી મૃત જુલિયાએ પરલોકથી લખાવેલા સંદેશા સ્વહસ્તે લખી શકયા. મિ. ડબલ્યુ. ટી. સ્ટેડ યુરોપ અને અમેરિકામાં તે વખતના એક પ્રતિષ્ઠિત અને પ્રસિદ્ધ પત્રકાર, લેખક અને વિવેચક હતા. તેઓ સને ૧૯૧૨ના એપ્રિલની ૧૪મી તારીખે અમેરિકાથી આવતી મહાન્ સ્ટીમર " ટિટોનિક " આટલાન્ટિકમાં ડૂબી તે સાથે ડૂબી ગયા. તેમના મૃત્યુ પછી તેમણે પણ પોતાના મિત્રો પર પરલોકમાંથી સંદેશાઓ મોકલ્યા છે એમ કહેવાય છે. મિ. સ્ટેડની ઇચ્છા હતી કે " મૃત્યુ પછી " પુસ્તકનો દુનિયાના વિવિધ દેશોની ભાષાઓમાં અનુવાદ થાય.

એ પુસ્તક સને ૧૯૨૪ના અરસામાં મારા વાંચવામાં આવેલું. તેનો ગુજરાતીમાં અનુવાદ કરવાનું મને સૂઝેલું અને તેમ કરવા માટે મરહૂમ મિ. વિલિયમ ટી. સ્ટેડના પુત્રી મિસ એસ્ટેલી સ્ટેડ પાસે પરવાનગી મેળવેલી. તદનુસાર ધીમે ધીમે તરજુમો કરેલો. પરંતુ તે પ્રગટ કરવાનું કાર્ય અત્યાર સુધી નહિ થઈ શકયું.

આ પુસ્તકના વાચનથી સ્વજનોના મૃત્યુથી શોકગ્રસ્ત થયેલા માનવીઓને કાંઈક પણ સાંત્વન અને માર્ગદર્શન મળે એ હેતુથી પ્રસ્તુત અનુવાદ પ્રગટ કરવાનું મેં ઉચિત ધાર્યું છે. મોડું મોડું પણ તે મારા જીવનના અંતિમ ભાગમાં પ્રગટ થાય થાય છે તેથી સંતોષ માનું છું.

આ વિષયના અભ્યાસ માટે મેં જે પુસ્તકોનું વાચન કર્યું છે તેમાનાં થોડાં અગત્યનાં પુસ્તકોની યાદી આ સાથે આપેલી છે. વાચકને યોગ્ય લાગે તો તેનો લાભ લે.

ચોપાટી વ્યુ, ચોપાટી,
મુંબઈ, માર્ચ ૧૯૬૫

હરીલાલ ઠાકર

## LIST OF BOOKS

1 Outlines of Theosophy
2 The Survival of Man by Oliver Lodge
3 Automatic Speaking Writing–A Study bv Edward T. Bennett.
4 Theosophy & Modern Thought
5 Study in Karma
6 Power and Use of Thought
7 Thought Forms
8 What Theosophy does for us by Leadbeater
9 Proof of the Existence of Soul by Annie Beasant
10 Ancient Wisdom
11 In Defence of Hinduism
12 Karma
13 Reincarnation
14 The Thite Lodge and its Messengers by Annie Beasant
15 Practical Occultism
16 Man and his bodies
17 Otherside of man
18 Self and his sheaths
19 The Astral Plane
20 The Devacha..ic Plane or the Heaven World
21 Invisible Helpers
22 Voice of the Silence
23 Autobiography
24 Death and After by Annie Besant
25 How to remember our past lives by Jinrajdas
26 The Life After Death by C. W. L.
27 Letters from a Living Dead Man written by Elsa Barker
28 The Ministry of the Unseen by L. V. H. Witley
29 In the Next World by A. P. Sinnet
30 Sprit-mates, Sex-life, Marriage, Divorce and Reunions in spirit-lite
31 " Real Ghost Stories " by Stead
32 Demonism of the age & spirit obsessions
33 Pathway of the Human Spirit Traced
34 How to converse with the spirits of the dead
35 Immortality by Peebles
36 Immortality and our future homes

# પ્રવેશિકા

મારા પિતાના પરલોકવાસ પછી જુલિયાના પત્રોની આ બીજી નવીન આવૃત્તિ બહાર પડે છે. જુલિયાનો "બ્યુરો" (Bureau) સ્થપાયા પછી થોડા વખતમાં જ સને ૧૯૦૮માં મારા પિતાએ જે ભૂમિકા લખી હતી તે આ આવૃત્તિમાં આપવામાં આવી છે. મારા પિતાએ તે વખતે આ ભૂમિકા પ્રસિદ્ધ કરી નહિ, કારણ કે જુલિયા તેને બીજા પત્રો લખાવતી હતી. તે પૂરા થયા પછી સદરહુ ભૂમિકા પ્રસિદ્ધ કરવાની તેમને ઉમેદ હતી.

કમભાગ્યે આ પત્રો પૂરા થયા જ નહિ, પરંતુ જે પત્રો પ્રસિદ્ધ થઈ ચૂકયા છે તે જુલિયાએ મારા પિતાના હાથથી જેમ લખાવ્યા હતા તેમ આ છેવટના પંદર પત્રો પણ લખાવેલા છે, અને તે ઘણા જાણવા જોગ છે, કારણ કે આ પત્રો આપણા મગજમાં નવી વિચારશૈલી ઉત્પન્ન કરે છે તેમ જ જુલિયાને પરલોક વિષે વધુ જ્ઞાન પ્રાપ્ત થતાં તેના વિચારો કેવી રીતે બદલાયા છે તે પણ દર્શાવે છે. આ કારણથી જો કે આ પત્રો અપૂર્ણ છે છતાં જુલિયાએ મારા પિતાને તે પત્રો જે સ્વરૂપમાં લખાવેલા છે તે જ સ્વરૂપમાં આ આવૃત્તિમાં આપવાનું મેં નક્કી કર્યું છે.

આમ કરવામાં મને લાગે છે કે હું મારા પિતાની ઇચ્છા પૂર્ણ કરું છું, કારણ કે એ ભૂમિકા અને પત્રો આખરે પ્રસિદ્ધ થાય એવો એનો ચોક્કસ ઇરાદો હતો.

લંડન, જાન્યુઆરી ૧૯૨૧ — એસ્ટેલી વિલિયમ સ્ટેડ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| અનુક્રમ | ૧૭ | શ્રણી | શ્રેણી |
| ૧ | ૮ | જેમ | જેવું |
| ૨ | ૧૬ | ાચકાર | ચિકાર |
| ૪ | ૧૬ | જતો જોતો જોયો | જતો જોયો |
| ૩૦ | ૧ | અલિક | ઐહિક |
| ૪૫ | ફૂટનોટ ૪ | ચાલે | ચાલે છે |
| ૪૯ | ૧૮ | લાગે છે | લાગે છે કે |
| ૫૫ | ૨૨ | બુરો | બ્યુરો |
| ૫૮ | ૩ | અહિક | ઐહિક |
| ૬૨ | ૧૪ | દહીઓ | દેહીઓ |
| ૬૪ | ૧૧ | શેથ | થશે |
| ૮૯ | ૨૮-૩૨ | ધ્યાન ધારો | ધ્યાન ધરો |
| ૯૨ | ૪ | માને | મને |
| ૧૨૬ | ૨૬ | જોડના | જોડકું |

# ભૂમિકા

બાર વર્ષ ઉપર મેં આ પુસ્તકમાં આપેલા સંદેશાઓ ભેગા કરી "જુલિયાના પત્રો યાને પરલોકમાંથી પ્રકાશ, જે પરલોકમાં પ્રથમ ગયેલ એક જણે આ દુનિયા પર રહેલા બીજા મનુષ્ય પાસે આપોઆપ લખાવેલા હતા" એ નામના પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરેલા હતા. ત્યાર પછી અત્યાર સુધીમાં તે નાનકડું પુસ્તક ઇંગ્લેંડમાં સાત વખત છપાઈ ચૂક્યું છે. તેનાં ભાષાંતરો ફ્રાન્સ, જર્મની, સ્વિટ્ઝરલેંડ, ડેન્માર્ક અને આઇસલેંડમાં પ્રગટ થયાં છે. આ દુનિયાના દરેક ભાગમાંથી મારા ઉપર ઘણા આભારદર્શક પત્રો આવેલા છે. જે મનુષ્યોએ આ પત્રો લખેલા છે તે લોકો પોતાના પ્રિય મૃત મનુષ્યને માટે શોકમાં ગરકાવ થઈ નિરાશ થયેલા હતા. તેમને આ નાનકડું પુસ્તક વાંચવાથી એમ લાગ્યું કે તેમના મૃત્યુશરણ થયેલા પ્રિય મનુષ્યો જાણે પાછા ખરેખર સજીવન થયા ન હોય! આવી રીતે આ પુસ્તકની વધતી જતી લોકપ્રિયતા જોઈને મને આનંદ થાય છે. રશિયા, સ્વીડન તથા ઈટાલી તેમ જ હિંદુસ્તાની ભાષામાં આ પુસ્તકનું ભાષાંતર કરવાનું કામ હાથ ધરવામાં આવ્યું છે અને આ દુનિયા પર વસતી દરેક પ્રજાને આ પુસ્તક સુગમ થાય તેટલા માટે જો ભાષાંતરકારો અને પ્રગટકર્તાઓ તૈયાર થાય તો હું ઘણો રાજી થાઉં.

સને ૧૮૯૧ની તા. ૧૨મી ડિસેમ્બરે મારી મિત્ર જુલિયા જેને "આપણે મરણ પામી એમ કહીએ છીએ" તેના તરફથી મને મોકલવામાં આવેલા સંદેશાઓની આ નવી આવૃત્તિની ભૂમિકા લખતી વખતે મારે એટલું કહી દેવું જોઈએ કે જુલિયાના પત્રો જેવા તેણે મારા સ્વહસ્તે આપોઆપ લખાવ્યા છે તે જ પ્રમાણે છાપવામાં આવ્યા છે. આ પ્રમાણે સ્પષ્ટ કહી દેવાથી મારે કેટલોક નકામો પત્રવ્યવહાર ન કરવો પડે. ઘણાંઓ એમ માને છે કે જુલિયા કોઈ કાલ્પનિક વ્યક્તિનું જોડી કાઢેલું નામ છે. જ્યારે મારા મિત્રની બાલ્યાવસ્થામાં તેને બેપ્ટીઝમની ક્રિયા કરવામાં આવી તે વખતે તેને જુલિયાનું નામ આપવામાં આવ્યું હતું, અને તે જ્યારે તેના પૂર્વદેહમાં હતી ત્યારે તે એ જ નામથી ઓળખાતી હતી. તેના મિત્રો હજુ સુધી પણ તેને તે જ નામથી ઓળખે છે. જેમ આપણે આપણાં

કપડાં બદલીએ છીએ પણ તેથી કાંઈ આપણું નામ બદલતા નથી તેમ આપણાં શરીર બદલાય પણ તેથી આપણું નામ બદલવાનું કાંઈ કારણ નથી.

"ફોર્ટનાઈટલી રિવ્યુ" (Fortnightly Review)ના તંત્રીએ મહેરબાનીની રાહે રજા આપવાથી હું અત્રે નીચેનો લેખ છાપવા શક્તિવાન થયો છું. આ લેખ "મૃત મનુષ્યો પાછા આવે છે તે હું કેવી રીતે જાણું છું" એ મથાળા નીચે એ રિવ્યુના સને ૧૯૦૯ના જાન્યુઆરી માસના અંકમાં પ્રગટ થયો હતો. હું ધારું છું કે "જુલિયાના પત્રો"ની પ્રસ્તાવના તરીકે એ લેખ ઘણો ઉપયોગી થઈ પડશે.

## સ્વાનુભવની વાત

સેસિલ રહોડ્સે મને એક વાર કહ્યું હતું કે ઈશ્વર છે કે નહિ એ પ્રશ્ન ઉપર તેણે પહેલાં ઘણો વિચાર કર્યો હતો. તે એ નિર્ણય ઉપર આવ્યો હતો કે ઈશ્વરના અસ્તિત્વ માટે પચાસ ટકા સંભવ છે અને તેથી ઈશ્વરની ઇચ્છા એની પાસે શું કરાવવાની છે તે નક્કી કરવું ઘણું જ અગત્યનું છે. તે જ પ્રમાણે વાચકને હું કહું છું કે તેના મરણ પછી તેનું જીવન ચાલુ રહેશે કે નહિ તે વિષે કાંઈ સાબિતી છે કે કેમ તે વિષે તેણે વિચાર કરવો. જે સાબિતી છે તેની જો તે ચોક્કસ તપાસ કરે તો કદાચ તે એવા નિર્ણય પર આવી શકે કે મનુષ્યના મરણ પછી આ દુનિયા સાથેના તેના સર્વ સંબંધનો અંત આવી જતો નથી તે વિષે થોડા ટકા પણ સંભવ છે ખરો, ભલે તે પછી પચાશ ટકા, નેવું ટકા કે દશ ટકા હોય, કે છેવટે એક ટકો પણ હોય. દરેક યુગમાં જે મહાન પુરુષો થઈ ગયા છે તેમાંના મોટા ભાગની એ દૃઢ માન્યતા હતી કે મનુષ્યના મરણ પછી પણ તેનું જીવન ચાલુ જ રહે છે. અને તેથી મનુષ્યનો દેહ પંચમહાભૂતોમાં મળી ગયા પછી તેનું જીવન ચાલુ રહેવાનો એક ટકો પણ સંભવ નથી એમ કહેવાની વાચક ભાગ્યે જ હિંમત કરશે.

ખરેખર, વાચકને જો સંપૂર્ણ ખાતરી થઈ હોય કે આવા પ્રકારનો લગાર પણ સંભવ નથી કે તેમ માનવામાં એની સહેજ પણ ભૂલ થવા સંભવ નથી, જો તે એમ જ ધારતો હોય કે પોતે જે માને છે તે જ સત્ય છે અને પ્લેટો અને મહાત્મા પોલ જેવાઓની માન્યતા ખોટી છે તો એવા વાચકને મારી એ જ વિનંતિ છે કે તેણે આગળ વાંચવાની તસ્દી જ ન લેવી. આ લેખ એના જેવા માટે છે જ નહિ. અખિલ મનુષ્યજાતિની સર્વમાન્ય પ્રેરણાને એક વખત ન ગણીએ તો

પણ બધા જ ધર્મો અને ઘણાખરા તત્ત્વજ્ઞાનવાદીઓ મૃત્યુ પછીના જીવનમાં માને છે તે ખિલકુલ બિનપાયાદાર નહિ હોય એમ જે લોકો કબૂલ કરવા ખુશી હોય તેમને માટે જ હું પ્રસ્તુત લેખ લખી રહ્યો છું. આ સંભવને તમે ગમે તેટલો ઓછો લેખો તો પણ જો તેમાં સહેજ પણ સત્ય જણાતું હોય તો તે પરથી આપણે એ સ્પષ્ટ અનુમાન પર તો નક્કી આવી શકીએ કે કાળજીભરેલી અને પદ્ધતિસર તપાસ કરવા માટે એના કરતાં વધારે સારો બીજો કોઈ વિષય હોઈ શકે નહિ. આ માન્યતા સત્ય છે કે અસત્ય ? આપણે એ વિષય વિષે કેવી રીતે ચોક્કસ ખાતરી કરી શકીએ ? કદાચ તેમ ન પણ થઈ શકે. તો પણ ગમે તેમ કરીને આ સવાલનો અમુક ચોક્કસ નિવેડો લાવતાં સુધી તે સંબંધી તપાસ કરવાને મળી આવતી સર્વ સુગમતાઓનો આપણે પૂરેપૂરો ઉપયોગ કર્યો ન હોય ત્યાં સુધી આપણે નિરાશ તો નહિ જ થવું જોઈએ.

આ વિષયને પડતો મૂકવો અને આપણો દેહ છૂટી ગયા પછી આપણું અસ્તિત્વ પ્રાતઃકાળના ધુમ્મસની માફક ઊડી જાય છે કે મૃત્યુરૂપી ફેરફાર થયા પછી પણ આપણું જીવન ચાલુ રહેવાનું આપણા ભાગ્યમાં સરજાયું છે એ બાબત ઉપર તદ્દન અનિશ્ચિત રહી આપણે દરરોજ આપણું જીવન ગુજારવું એના જેવું પદ્ધતિ વિનાનું બીજું કાંઈ જ નહિ હોય.

આટલે સુધી વાચક મારી સાથે મળતો થાય છે એમ ધારીને હું તેને હવે પૂછું છું કે મૃત્યુ પછીના જીવનને માત્ર એક સિદ્ધાંત તરીકે જ નહિ પરંતુ એક ચોક્કસ થઈ ચૂકેલી તેમ જ કોઈને પણ તેનું સત્ય દર્શાવી શકાય એવી બાબત તરીકે માનવા માટે કઈ જાતના પુરાવાની જરૂર છે.

આ બાબતસર પુરાવાઓ ઘણી જાતના છે. અને તેમાંથી એક જ જાતનો પુરાવો જે મને ઘણો જ ખાતરીલાયક લાગે છે તે તરફ જ હું મારું ધ્યાન રોકવા માગું છું. છતાં બીજી જાતના પુરાવાઓ મેં પડતા મૂક્યા છે એમ કહેડાવવા હું માગતો ન હોવાથી તે વિષે પણ અત્રે હું ઉલ્લેખ કરીશ.

૧

તારનાં દોરડાંની મદદ વગર તાર મોકલવા માટે તથા વાતચીત કરવા માટે હાલ વિદ્યુતશક્તિની મદદ લેવાઈ છે. જો કે તેનાથી આપણે મનુષ્યજીવનનો પ્રકાર અથવા તો તેનું ચિરસ્થાયીપણું સાબિત નથી કરી શકતા, તો પણ મૃત્યુ પછીના જીવનની શકયતા તેમ જ એ સાબિત

કરવામાં નડતી મુશ્કેલીઓના દૃષ્ટાંતો રજૂ કરવામાં આપણને તે ઘણી કીમતી થઈ પડે એમ છે.

આપણે જે પ્રશ્ન હાથ ધરવા માગીએ છીએ તેનો ચોક્કસ ખ્યાલ આપણને આવે તેટલા માટે મનુષ્યના મરણ પછી તેને દફનાવવામાં આવતી કબરને ધારો કે તે આટલાંટિક મહાસાગર છે. ક્રિસ્ટોફર કોલમ્બસે અમેરિકા શોધી કાઢયો ત્યાર પહેલાંના લોકો એમ જ ધારતા હતા કે આટલાંટિક મહાસાગરની મર્યાદા પૃથ્વીના અંત સુધી છે અને તેના પછી જમીન કે બીજા દેશ જેવું કાંઈ છે જ નહિ. કબર અને આટલાંટિક મહાસાગરનું દૃષ્ટાંત સર્વ રીતે સમાન થાય તેટલા માટે ધારો કે એ મહાસાગર પર પૂર્વથી પશ્ચિમ દિશામાં જ વહાણો સફર કરી શકે છે અને એ મહાસાગરમાં વહેતા કેટલાક પ્રવાહોને લીધે અથવા તો પૂર્વમાંથી વાતા પવનના સખત સપાટાઓને લીધે યુરોપથી અમેરિકા ગયેલા કોઈ પણ મુસાફરથી પાછા યુરોપ આવી શકાતું નથી. આ દૃષ્ટાંતથી જે મુશ્કેલીઓ વિષે હું વિવેચન કરવા માગું છું તેનો આપણને કંઈક સાદો પણ સ્પષ્ટ ખ્યાલ આવી શકશે.

આવા સંજોગોમાં શું બનત ? એ જ કે કોલમ્બસની નવી દુનિયા શોધવાની ભાવના ખરી હતી એમ શ્રદ્ધાપૂર્વક માનનારા ઘણાખરા માણસોની શ્રદ્ધા ડગી જાત અને તે પૂરેપૂરી ઊઠી ન જાય તો એટલા જ પૂરતી કે વખતોવખત રાત્રે સ્વપ્નમાં તેના મિત્રો તેને અજાણી નવી દુનિયામાં જીવતો અને સાજોતાજો જોતા હતા. પરંતુ તે સર્વ સ્વપ્ના જેવું શંકાસ્પદ અને અસત્ય જ મનાત.

હવે, કોલમ્બસનો જમાનો છોડી આપણે આપણા જમાનામાં આવીએ. આપણે એમ ધારવું પડશે કે આટલાંટિક મહાસાગરને પશ્ચિમ કિનારેથી પૂર્વ કિનારે જવાનું હજુ પણ અશક્ય જ છે. પણ કોલમ્બસના વખતથી તે અત્યાર સુધીમાં જે સૈકાંઓ વહી ગયાં તેમાં જે માણસોએ પૂર્વથી પશ્ચિમ તરફ આટલાંટિકની મુસાફરી કરી હતી તેમની વસ્તી વધી છે અને અમેરિકા ખંડમાં તેઓએ એક મોટી પ્રજા સ્થાપી તેઓ સુધારામાં ઘણા આગળ વધ્યા છે. આપણી માફક તેઓએ પણ તાર તેમ જ ટેલીફોનનાં યંત્રો શોધી કાઢયાં છે. થોડા વખત પછી તેઓએ તારનાં દોરડાંની મદદ વગર સંદેશાઓ મોકલવાની શોધખોળ કરી છે અને ત્યાર પછી તારનાં દોરડાં વગર વાતચીત થાય એવું ટેલિફોનનું યંત્ર પણ બનાવ્યું છે.

આટલાંટિકને પેલે પાર શું હશે તે વિષે ગમે તેટલું અજ્ઞાન હોય તો પણ તેના ભયથી યુરોપીયન શોધખોળ કરનારાઓનો નીડર જુસ્સો હમેશ માટે દબાઈ જાત નહિ. આટલાંટિકને પેલે પાર પહોંચવા માટે વહાણો સજ્જ થાત અને જ્યારે તેના ખલાસી તથા ઉતારુઓ પેલે પાર ઊતરત ત્યારે તેમને અતિ આશ્ચર્ય સાથે માલૂમ પડત કે લિવરપુલથી આગબોટને પાંચ દિવસ લાગે એટલે અંતરે એક વિશાળ ખંડ છે, એટલું જ નહિ પણ જે લોકોને યુરોપના લોકો મરી ગયેલા સમજતા હતા તેઓએ નવી દુનિયામાં એક મહાન પ્રજાસત્તાક રાજ જમાવ્યું છે અને ત્યાર પછી શું બનત ?

જે લોકો નવા આવેલા છે તેમનાથી પાછા તો જવાય એમ નથી. ત્યારે પોતે જે મહાન શોધ કીધી છે તેની ખાતમી જૂની દુનિયાના લોકોને પહોંચાડવા માટે સાંપ્રત સમયના સર્વ વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ કરવા તેઓ એકદમ પ્રયત્ન કરે એ બનવા જોગ છે. તેઓ તારનાં દોરડાં વગર સંદેશાઓ મોકલવાનાં યંત્રોની સર્વ ખામીઓ દૂર કરવા તથા લાંબે આવેલા પ્રદેશો સાથે વ્યવહાર ચલાવી શકાય તે માટે પ્રયત્ન કરે કે જેથી કરી યુરોપીય કિનારા ઉપર વસતા તેમના મિત્રોને

તેઓ આ શુભ સમાચાર વિદ્યુતના ચમકારાની માફક મોકલી શકે. પ્રથમ કદાચ એમ બને કે આ બાજુ પર એ સંદેશાઓ પકડવાના સ્થળને અભાવે તેઓ પોતાના યત્નમાં પાછા પડે. પણ થોડા વખત પછી એવો સુખમય પ્રસંગ આવી જાય કે અમેરિકાથી વિનાતારની મદદથી આવેલો સંદેશો તારવિનાના સંદેશાઓ ઉતારવા માટે રાખેલા યુરોપના દરિયા કિનારા ઉપર આવેલા કોઈક સ્થળમાં પકડાઈ જાય.

આવો સંદેશો આવે તો તેનો કેવો સ્વીકાર થાય ? ઘણે અંશે તો તે ભાંગ્યોતૂટ્યો, અસંબંધિત અને દેખીતી રીતે અર્થ વગરનો લાગે. કેટલાકો એમ પણ કારણ આપે કે કદાચ કોઈએ મજાક કરી હશે અથવા તો કેટલાક એમ પણ કહે કે યુરોપના કોઈ સ્થળેથી કોઈએ અધ્ધર જ સંદેશો મોકલ્યો હશે. અને પરિણામે લાંબા વખત સુધી અમેરિકાથી સંદેશો મોકલવાનો પ્રયત્ન આમ નિષ્ફળ જાય.

થોડા સમય વીત્યા પછી વધારે બંધબેસતો સંદેશો આવે. તેનો જવાબ વાળવા પ્રયત્નો થાય પણ તે વખતે બીજી બાજુ પર તે જવાબ ઉતારવા માટે કોઈ હાજર જ ન હોય, યંત્રો બરાબર કામ નહિ કરતાં હોય, યા તો સંદેશાઓ એટલા બધા હોય કે તેમનો અર્થ સમજવો મુશ્કેલ થઈ પડે. છતાં થોડા ભેજાગેપ લોકો જેમને આ વંશપરંપરાથી ઊતરી આવેલી અને આછીઆછી શ્રદ્ધા હોય કે ઊછળતા સમુદ્રની વિશાળ સપાટીને પેલે પાર બીજી દુનિયા છે, તે લોકો અખતરાઓ કર્યા જાય, પૈસા અને વખતની બરબાદી કર્યા જાય અને વિજ્ઞાનીઓના હાસ્યપાત્ર પણ થાય.

આખરે, અસંખ્ય નિરાશાઓ અનુભવ્યા પછી એમ બની શકે કે શોધખોળ કરવા નીકળેલી છેલ્લી ટોળીનો કપ્તાન નીચે મુજબનો સ્પષ્ટ અને સીધો સંદેશો મોકલવામાં ફતેહમંદ નીવડે :

રવાના : કપ્તાન સ્મિથ, રેઝોલ્યુટ આગબોટ

જોગ : લોઈડ્સ, લંડન

ખુશીમાં છીએ, નવી દુનિયા શોધી કાઢી છે. ક્રિસ્ટોફર
કોલમ્બસ અને તેના માણસોના વંશજો તેમાં વસે છે.

આવા પ્રકારનો વિનાતારનો સંદેશો મળવાથી શું પરિણામ આવે ? છેલ્લી ટોળી સફરે ઊપડી ગયા પછી એટલાં બધાં વર્ષે કદાચ આવો સંદેશો આવે કે કોઈને યાદ પણ ન હોય કે કપ્તાન સ્મિથ કોણ છે. દફતરો તપાસીને આ આગબોટ અને તેના કપ્તાન વિષે માહિતી મેળવ્યા પછી લોકોમાં કાંઈક ખળભળાટ થાય અને પુષ્કળ વાદવિવાદ

ચાલે. આ અજાણી દુનિયામાં જવા માટે ફરી પ્રયત્નો કરવામાં આવે પરંતુ ઘણાખરા વ્યવહારુ માણસો આવા સંદેશાને મજાકમાં કાઢી નાંખે, જ્યારે વિજ્ઞાનીઓ પોતે એમ સાબિત કરી બેસે કે આવી નવી દુનિયાનું અસ્તિત્વ અસંભવિત છે અને તેથી આવા પ્રકારનો સંદેશો કેવળ ખોટો છે.

પરંતુ થોડા સમય વીત્યા બાદ વધુ સંદેશાઓ આવવા માંડે. ઉત્તરો મોકલવાની અને તેના પ્રત્યુત્તરો ગ્રહણ કરવાની અમુક રીત ખોળી કઢાય. આખરે વિજ્ઞાનીઓની શુદ્ધિ ઠેકાણે આવે અને કબૂલ કરે કે આટલાંટિકને પેલે પાર બીજી દુનિયા છે અને તેના વતનીઓ યુરોપના લોકો સાથે વિનાતારના સંદેશાઓ ચલાવે છે એ હકીકત જો કે વિચિત્ર અને ન માની શકાય એવી છે છતાં તેની સત્યતા પુરવાર થઈ શકે એવી વસ્તુસ્થિતિ ઊભી થઈ છે. આ લોકોને જે મુશ્કેલીઓ નડે તેવા જ પ્રકારની મુશ્કેલીઓ આપણને પણ મૃત્યુ પછીના જીવન વિષેની સચોટ ખાતરી કરવામાં નડે છે. પરંતુ ધીરજ અને ખંતથી તેમ જ આટલાંટિકને બંને કિનારે વસતા વતનીઓને સંદેશા ચલાવવામાં જે મુશ્કેલીઓ નડી તે લક્ષમાં રાખીએ તો જેમ જતે દિવસે અમેરિકા ખંડ છે એમ ચોક્કસ રીતે સાબિત થાય, તેમ હું માનું છું કે બીજી દુનિયાનું અસ્તિત્વ પણ થોડા વખતમાં નિઃશંક રીતે તથા વિનાઉપહાસે સાબિત થાય એમ છે.

૨

આ દૃષ્ટાંતને અહીં પડતું મૂકીને મૃત્યુ પછી મનુષ્યજીવન ચાલુ રહેવા બાબત મારી પાસે જે પુરાવાઓ છે અને જેનાથી મને તે સંબંધમાં પૂરતી ખાતરી થઈ છે તે રજૂ કરવા પ્રયત્ન કરીશ.

ત્યાર પહેલાં મારે એટલું કહી દેવું જોઈએ કે મારી સ્વેચ્છા વગર બાહ્ય પ્રેરણા પ્રમાણે મારા હાથથી આપોઆપ લખાઈ જાય (automatic handwriting) એવી મને કુદરતી બક્ષિસ છે. એટલે હું એમ કહેવા માગું છું કે મારા મનને શાંત કર્યા પછી હું મારી કલમ કાગળ ઉપર રાખું તો દૂર વસતા મારા મિત્રો જે સંદેશાઓ મને મોકલવા માગતા હોય તે મારા હાથથી આપોઆપ લખાઈ જાય છે; પછી મારા એ મિત્રો સદેહ હોય અથવા તો વિદેહ હોય એટલે જેઓ ચાહે તો જીવતા હોય અથવા તો જેને આપણે મૃત્યુ કહીએ છીએ તે પામેલા હોય.

જે મિત્ર હજુ આ દુનિયામાં છે તેની પાસેથી આવી રીતે આપોઆપ આવેલા સંદેશાઓમાં એક લાભ છે અને તે એ કે જે મનુષ્ય

તરફથી તે મળેલા હોય તેને મળી, પૂછી ખાતરી કરી શકાય કે તે સંદેશાઓ કેટલે દરજ્જે ખરા છે. ગેરસમજૂતી થતી દૂર કરવા માટે કહેવું જોઈએ કે જેના તરફથી મને આવા સંદેશાઓ મળ્યા છે તેને એ વિષે ભાગ્યે જ ભાન હોય છે અને તેના સૂક્ષ્મ મને આવો સંદેશો મોકલ્યો તે વિષે તેને કેટલીક વખત આશ્ચર્ય તેમ જ કચવાટ લાગે છે. આવા પ્રકારના અખતરાઓ મેં અજમાવવા માંડયા તેની લગભગ શરૂઆતમાં જ મને જે અનુભવ થયો હતો તે અત્રે હું દષ્ટાંતરૂપે રજૂ કરું છું.

મારી એક સ્ત્રી-મિત્ર હતી. તે પોતાને હાથે લખે તેના કરતાં ગમે તેટલે અંતરે હોય તો પણ મારા હાથથી વધારે સરળતાથી તે લખી શકતી હતી. તે લંડનથી ત્રીસ માઈલ દૂર આવેલા હેસલમીયર નામના ગામડામાં અઠવાડિયાના છેલ્લા દિવસો ગુજારતી હતી. જો તે લંડન પાછી આવે તો બુધવારે મારી સાથે બપોરના જમવાનું મને વચન આપ્યું હતું. સોમવારે લગભગ સાંજના તે લંડન આવવા ઊપડી ચૂકી છે કે નહિ તે જાણવાની મને સહેજ ઇચ્છા થઈ. અને તેથી કાગળ ઉપર મારી કલમ મૂકીને મેં માનસિક રીતે પૂછ્યું કે તે લંડન આવી છે કે નહિ. જવાબમાં મારા હાથથી નીચે પ્રમાણે લખાયું :

"મારી દુઃખદાયક કથની તમને જણાવતાં મને ઘણી દિલગીરી થાય છે. તે વિષે એક અક્ષર પણ ઉચ્ચારતાં હું શરમાઉં છું. બપોરે ૨-૨૭ની ગાડીમાં હેસલમીયરથી નીકળી. હું સેકંડ કલાસના ડબામાં બેઠી. તેમાં બીજી બે સ્ત્રીઓ અને એક પુરુષ હતાં. ગોડાલ્મિંગ આગળ ગાડી થોભી એટલે તે બે સ્ત્રીઓ ઊતરી પડી. અને અમારા ડબામાં તે પુરુષ અને હું બે જણા જ રહ્યાં. ગાડી ઊપડયા પછી તે પુરુષ પોતાની જગ્યા પરથી ઊઠી મારી નજદીક આવ્યો. હું ચમકી, મેં તેને ધક્કો મારી પાછો હઠાવ્યો. તે ત્યાંથી ખસ્યો નહિ. અને મને ચુંબન કરવા પ્રયત્ન કર્યો. હું ઝનૂનમાં આવી ગઈ. અમને ઝપાઝપી થઈ. મેં તેની છત્રી છીનવી લઈ તેને ફટકાર્યો પરંતુ છત્રી ભાંગી ગઈ અને મને ધાસ્તી લાગવા માંડી કે હવે મારું તેના આગળ કાંઈ ચાલશે નહિ. એટલામાં ગિલ્ડફોર્ડ સ્ટેશન આવ્યું એટલે ગાડી ધીમી પડવા માંડી. તે પુરુષ હવે બીધો. મને છોડી દીધી અને ગાડી પ્લેટફોર્મ પર પહોંચે તે પહેલાં તે બારી બહાર કૂદીને નાસી ગયો. હું ઘણી અસ્વસ્થ થઈ ગઈ પણ મારી પાસે હજુ તેની છત્રી છે."

મેં મારા સેક્રેટરીને તે સ્ત્રી પર ચિઠ્ઠી લખી આપી મોકલ્યો અને તેમાં જે બનાવ બની ગયો તે વિષે મેં મારી દિલગીરી દર્શાવી અને તેમાં

એટલું ઉમેર્યું કે "તે પુરુષની છત્રી બુધવારે આવો ત્યારે લાવવા ભૂલશો નહિ." તે સ્ત્રીએ જવાબ વાળ્યો: "આ બાબત વિષે તમે જાણ્યું તેથી હું ઘણી દિલગીર છું. મેં નિશ્ચય કર્યો હતો કે મારે એ વિષે કોઈને પણ કાંઈ કહેવું નહિ. બુધવારે આવીશ ત્યારે ભાંગી ગયેલી છત્રી લેતી આવીશ. પણ તે છત્રી મારી છે, તેની નથી."

બુધવારે બપોરના તે સ્ત્રી મારે ત્યાં જમવા આવી ત્યારે તેણે તે હકીકતની દરેક વિગત સત્ય છે એમ કબૂલ કર્યું અને પોતાની ભાંગી ગયેલી છત્રી રજૂ કરી. ઉપરોક્ત સંદેશામાં છત્રીની વિગતમાં આટલી ભૂલ કેમ થવા પામી તે હું કહી શકતો નથી. માત્ર આટલા ફેર વગર બાકીની બીજી બધી હકીકત ખરી છે એમ ભારપૂર્વક જણાવવા માટે મારે કહેવું જોઈએ કે તે સ્ત્રી કઈ ગાડીમાં આવવાની હતી તે વિષે મને લગીરે ખ્યાલ નહોતો તેમ જ તે સ્ત્રી આવા વિચિત્ર અનુભવનો ભોગ થઈ હતી તે બાબત પણ મને જરાયે શંકા ઊભી થઈ નહોતી.

પંદર વર્ષ ઉપર આ બનાવ બન્યો ત્યારથી તે અત્યાર સુધી મારા ઘણાયે મિત્રો તરફના સંદેશાઓ આવી રીતે મારા હાથથી આપોઆપ લખાઈ ગયા છે અને હજુ પણ તે જ પ્રમાણે લખાય છે. આવી રીતે આવેલા કેટલાએક સંદેશાઓમાં બીજા કરતાં વધારે ભૂલો હોય છે પણ સામાન્ય રીતે આપણને આશ્ચર્ય પમાડે એવી રીતે તે સત્ય નીવડે છે. જેવી રીતે વીજળિક બળથી તાર કરવાની બાબત અથવા તો એવી બીજી કોઈ બાબત સત્ય હોઈ કોઈ પણ વખતે સાબિત કરી શકાય એમ છે, તે જ પ્રમાણે જે મારા મિત્રો હજુ સદેહ છે અને જેઓ મારી તરફ સારી લાગણી ધરાવે છે તેમની તરફથી મારી ઉપર આપોઆપ સંદેશાઓ આવવાની હકીકત મારે મન તેટલી જ ચોક્કસ રીતે પુરવાર થયેલી બાબત છે.

હવે બીજો સવાલ એ છે કે જમીન ઉપર વિનાતારે મોકલાતા સંદેશાઓની માફક જીવતા મનુષ્યોમાં જેવી રીતે આપોઆપ સંદેશાઓ જાય છે તેવી રીતે જે લોકો મૃત્યુરૂપી વૈતરણીને પેલે પાર ગયા છે તેમની અને આ દુનિયામાં જીવતા મનુષ્યોની વચ્ચે જેમ આપણે આટલાંટિકને પેલે કિનારે વિનાતારના સંદેશાઓ મોકલીએ છીએ તેમ સંદેશાઓ મોકલી શકાય કે નહિ.

આ મુદ્દા ઉપર પણ હું મારો જાતિઅનુભવ રજૂ કરીશ. મારે બે સ્ત્રીઓ સાથે મિત્રાચારી હતી. તે બે સ્ત્રીઓ એકબીજાને સગી બહેનોની માફક ચાહતી હતી. સામાન્ય રીતે તેઓએ એકબીજાને વચન આપ્યું હતું

કે તે બેમાંથી જે પ્રથમ મૃત્યુ પામે તે બીજી જીવતી રહેલી બહેનપણીને બીજી દુનિયામાંથી આવી દર્શન આપે કે જેથી પેલી બીજી બહેનપણીને પોતાની નજરે જોવાથી ખાતરી થાય કે મૃત્યુ પછી બીજી દુનિયા છે. આ વચન અપાયા પછી ટૂંક મુદતમાં જુલિયા નામની બહેનપણી બોસ્ટનમાં મૃત્યુ પામી. ત્યાર પછી થોડાં અઠવાડિયાં થયાં હશે એટલામાં તેણે પોતાની બહેનપણી જે ચિકાગોમાં રહેતી હતી તેને ઊંઘમાંથી જાગૃત કરી, તેના પલંગ પાસે ઊભા રહી દર્શન આપ્યું અને પોતે ઘણી સુખી છે એમ બતાવ્યું. થોડી મિનિટ તે ગુપચુપ ઊભી રહી અને ત્યાર પછી ધુમ્મસના આકારમાં તે ધીમે ધીમે અદશ્ય થઈ ગઈ. તે ધુમ્મસ લગભગ અધો કલાક તે ઓરડામાં રહ્યું. ત્યાર બાદ થોડે મહિને તે બહેનપણી ઇંગ્લેંડ આવી. ઇંગ્લેંડના પશ્ચિમ વિભાગમાં ઈસ્ટનોર કૅસલમાં તે અને હું રહેતા હતા તે અરસામાં જુલિયા બીજી વાર દશ્યમાન થઈ. તેની બહેનપણી ઊંઘી ગઈ નહોતી. તે તદ્દન જાગૃત હતી અને તે વખતે તેણે બીજી વાર જુલિયાને સ્પષ્ટ અને તે જીવતી હતી ત્યારે જેવી દેખાતી હતી તેવી જ જોઈ. આ વખતે પણ તે કાંઈ બોલી શકી નહિ, અને તેનું સ્વરૂપ અદશ્ય થઈ ગયું.

તેની બહેનપણીએ જુલિયાની આ બીજી વારની મુલાકાત વિષેની હકીકત મને કહી અને મને પૂછ્યું કે જુલિયા પાસેથી હું સંદેશો મેળવી શકું કે નહિ. મેં કહ્યું કે હું યત્ન કરી જોઈશ.

બીજે જ દિવસે સવારે નાસ્તો લેવાના વખત પહેલાં મારા ઓરડામાં મારે હાથે ઘણો અર્થસૂચક અને ટૂંકો પણ મુદ્દાસર એક સંદેશો લખાયો. એ સંદેશો મોકલનાર કોણ છે તે વિષે મેં સાબિતી માગી. તેના જવાબમાં મારા હાથથી આ પ્રમાણે લખાયું : "અમે જ્યારે મિનર્વાને છેલ્લી વખત મળ્યા ત્યારે મેં જે કહ્યું હતું તે યાદ કરવા તેને (મારી બહેનપણીને) કહો." આ સંદેશો તદ્દન મૂર્ખાઈભરેલો છે એમ મેં વાંધો દર્શાવ્યો. તેના જવાબમાં મારા હાથથી ફરી અને ફરીવાર લખાયું કે તેની બહેન-પણી તે સમજી જશે. આ મૂર્ખાઈભરેલા સંદેશાથી મને એટલો બધો કચવાટ લાગ્યો કે ઘણા વખત લગી તો મેં તે જુલિયાની બહેનપણીને જણાવ્યો જ નહિ. આખરે જ્યારે મેં તેને તે કહ્યો ત્યારે તે આશ્ચર્ય સાથે બોલી ઊઠી : "હેં ! શું આ સંદેશો તેણે લખાવ્યો ? ત્યારે તો તે જુલિયા જ છે, તે વિષે કાંઈ ભૂલચૂક હોય જ નહિ." હું ગૂંચવણમાં પડી ગયો, એટલે મેં પૂછ્યું : "તમે મિનર્વાને મળવા ગયા એટલે શું ?" તેણે જવાબ આપ્યો : "હા, બરાબર. તમને તે વિષે કાંઈ માહિતી નથી. જુલિયા

મૃત્યુ પામી ત્યાર પહેલાં થોડા જ વખત ઉપર મિસ બેલાર્ડ જે ખ્રિસ્તી સ્ત્રી મિતાહારી મંડળની સ્થાપક છે તેનું નામ જુલિયાએ વહાલમાં મિનર્વા પાડયું હતું, અને મિનર્વા નામ કોતરેલી એક પિન પણ તેને આપી હતી. ત્યાર પછી જુલિયા તેને મિનર્વા સિવાય બીજે નામે બોલાવતી જ નહિ. અને તમારા હાથથી જે સંદેશો જુલિયાએ લખ્યો છે તે જ સંદેશો તે મરણપથારીએ હતી ત્યારે હું અને મિનર્વા તેને છેલ્લા મળવા ગયા ત્યારે મને કહેલા સંદેશાની સાથે દરેક રીતે મળતો આવે છે. ”

આ સંદેશામાં પાછી સહેજ ભૂલ હતી. મિનર્વા જુલિયાને મળવા ગઈ હતી, પણ જુલિયા મિનર્વાને મળવા નહોતી ગઈ. આ સિવાય બીજી બધી બાબતમાં સંદેશો સત્ય હતો.

ત્યાર પછી મારે વધુ સંદેશાઓ મેળવવા પ્રયત્ન કરવો જોઈએ એવી મેં સૂચના કીધી. મારી મિત્ર લાંબું ટેબલ હતું તેને એક છેડે બેઠી. હું બીજે છેડે બેઠો. જુદા જુદા સવાલોના જવાબો મારા હાથથી લખાયા. ત્યાર પછી મેં જુલિયાને પુછ્યું કે આ સંદેશાઓ જુલિયાના જ છે એમ પુરવાર કરવા માટે તે બન્ને બહેનપણીઓના જીવનમાં બનેલો અને જે વિષે હું તદ્દન અજ્ઞાન હોઉં એવો બનાવ તેની બહેનપણીને યાદ દેવડાવવા માટે તે મારા હાથનો ઉપયોગ કરે તો ઠીક અને આમ કહેતાની સાથે તરત તે પ્રમાણે થયું.

મારા હાથે લખ્યું : “ અમે એક દિવસ સાથે ઘેર જતાં હતાં તે વખતે તે પડી ગઈ હતી અને તેના બરડાની કરોડે વાગ્યું હતું તે હકીકત તેને યાદ છે કે નહિ તે પૂછો. ” આ સંદેશો વાંચતાં વાંચતાં મેં ટીકા કીધી કે “ ચાલો, સાબિત થઈ ચૂકયું, કારણ કે તમને આવો અકસ્માત કદી પણ થયો હોય એમ મારી જાણમાં નહોતું. ” ટેબલને બીજે છેડે મેં જોયું તો મારી મિત્ર ગૂંચવણમાં પડી હોય એમ મને લાગ્યું. તેણે વાંધો દર્શાવતાં પૂછ્યું કે “ જુલિયા, મારી જિંદગીમાં મારી કરોડને કદી પણ ઇજા થઈ નથી. ” મેં મારા હાથને ઠપકો આપ્યો અને કહ્યું : “ વાહ, તેં બહુ સારો ગોટાળો ઊભો કીધો ! નાના નાના હજારો બનાવો જિંદગીમાં બને છે અને જેમાંથી તમે બન્ને સાથે પસાર થયા હોય તેવા બનાવોમાંના એકાદ વિષે મેં તને પૂછ્યું હતું અને તેના જવાબમાં કદી નહિ બનેલા બનાવ વિષે જ તેં લખી નાંખ્યું ! ”

મારો હાથ ચિડાઈને લખતો હોય તેમ તેણે લખ્યું : “ મેં જે લખ્યું છે તે ખરું છે. આ બનાવ તે ખિલકુલ ભૂલી ગઈ છે. ” મેં પ્રત્યુત્તર

વાળ્યો કે "એમ તો કોઈ પણ કહી શકે પણ તું તે પાછો તેને યાદ કરાવી શકે ખરી ?"

જવાબમાં "હા" આવી.

મેં કહ્યું : "આગળ ચાલો; તે બનાવ કયારે બન્યો હતો ?"

જવાબ : "સાત વર્ષ ઉપર."

"કયાં ?"

"ઇલિનોઈસમાં, સ્ટ્રીટોર આગળ."

"કેવી રીતે ?"

"શનીવારે બપોર પછી હું અને મારી બહેનપણી ઑફિસથી ઘેર જતાં હતાં. જમીન ઉપર બરફ પડેલું હતું. અમે મિસિસ બુલના ઘર આગળ આવ્યાં એટલે તેનો પગ પથ્થર પરથી સરકી ગયો. તે પડી ગઈ અને તેના બરડા પર ઇજા થઈ."

આ સંદેશાઓ મેં મોટેથી વાંચી સંભળાવ્યા એટલે તેની બહેનપણી આશ્ચર્યથી બોલી ઊઠી : "હં, જુલિયા, તું આ બનાવ વિષે કહેવા માગે છે ? હા, તે મને હજુ બરાબર યાદ છે. મારો વાંસો દુખતો હતો અને બેત્રણ દિવસ તેવી સ્થિતિમાં હું પથારીવશ રહી હતી; પણ મને એમ ખબર નહોતી કે મારી કરોડને કાંઈ ઇજા થઈ હોય."

આવા અનેક દાખલાઓ રજૂ કરવાની જરૂર નથી. આ પ્રકારે શરૂ થયેલો વ્યવહાર પંદર વર્ષ થયાં ચાલુ છે. જેમ મને મારી પત્ની અથવા તો મારી બહેનની હયાતી વિષે શંકા નથી તેમ જુલિયાના અસ્તિત્વ વિષે તથા આ સંદેશાઓ જુલિયા જ લખાવે છે તે વિષે મને લગારે શંકા નથી.

મૃત્યુ પહેલાં અપાયેલું વચન પાળવા માટે જુલિયાએ બે વખત શારીરિક રૂપમાં દર્શન આપ્યું. ત્યાર પછી સંદેશાઓ આવ્યા. તેમાં જુલિયાએ વહાલમાં પાડેલું મિનર્વા નામ રજૂ કર્યું. તેથી પ્રથમ તો આપણને એમ જ લાગે કે આ સંદેશો અર્થરહિત છે. અને બીજું, જે બનાવ જુલિયાની બહેનપણી બિલકુલ ભૂલી ગઈ હતી તે દરેક વિગતો સાથે તેના મગજમાં તાજો કરાવ્યો. આ સંદેશાઓ મારા સિવાય બીજા કોઈ મનુષ્ય મારફતે મેળવવામાં આવ્યા નથી. કોઈ પણ વસ્તુ ખોટી રજૂ કરવાનો અગર તો નવીન ઉપજાવી કાઢવાનો મારો ઇરાદો હતો જ નહિ. વાચકને જણાશે કે ડગલે ડગલે હું તો શંકાશીલ હતો, નહિ કે જે

લખાતું તે ભોળેભાવે માની લેતો. પણ જે પ્રમાણે મેં અત્રે રજૂ કર્યું છે તે પ્રમાણે ખરેખર બન્યું છે. તેથી મને લાગે છે કે બીજી દુનિયા સાથે સંદેશો ચલાવવાનો મારો વ્યવહાર શરૂ થયો છે તેમાં તમે શું આશ્ચર્ય પામશો ?

૩

મારી ઉપર પ્રમાણેની હકીકતને કબૂલમંજૂર રાખનારાઓમાંથી પણ કેટલાક એવું કહેનારા નીકળશે કે તેથી બહુ તો એટલું જ સાબિત થઈ શકે છે કે જીવતા મનુષ્યો માનસિક બળે એકબીજાના મન ઉપર અસર કરી શકે છે અને તે દ્વારા સંદેશા મોકલાવી શકે છે. મનુષ્યનું સૂક્ષ્મ મન આમ સંદેશા મોકલાવી શકે એ વાત આપણે કબૂલ કરીએ તો તેમનો આ વાંધો આપણે મંજૂર રાખવો પડે. ઉપર કહેલા દાખલામાં જે સંદેશો આવ્યો હતો તેનું તે સંદેશો મોકલનારના સ્થૂળ મનને બિલકુલ ભાન નહોતું તેથી તેના સૂક્ષ્મ મને તે સંદેશો મોકલ્યો હતો એમ કહેવાય. તેથી મૃત્યુ પામેલા મનુષ્યો તરફથી જે જે સંદેશાઓ આવે તેને આપણે એમ કહી સમજાવી શકીએ કે એ તો જીવતા મનુષ્યના સૂક્ષ્મ મને પોતાના માનસિક બળથી મોકલાવેલા છે. પરંતુ બીજા કેટલાક સંદેશાઓ એવા છે કે જેને જીવતા મનુષ્યના સૂક્ષ્મ યા સ્થૂળ મનના માનસિક બળથી તે આવેલા છે એ સિદ્ધાંત લાગુ ન પડે. આ સંદેશાઓને ભૂત અગર વર્તમાન સમયના બનાવો સાથે કાંઈ સંબંધ નથી પરંતુ ભવિષ્યમાં જે બનાવો બનવાના છે તે વિષે તે સંદેશાઓમાં પ્રથમથી આગાહી કરેલી હોય છે.

જે દિવસે જુલિયાએ ઉપર જણાવેલા સંદેશાઓ અજમાયશ ખાતર મને આપ્યા તે જ દિવસે તેણે એક આગાહી કરી હતી. તે ખરું જોતાં આગાહી નહોતી પરંતુ મારા બીજા સ્ત્રી-મિત્રને ચેતવણી રૂપ હતી. તે સ્ત્રી બીજાઓને અમુક અમુક વખતે મળશે એવી ગોઠવણ નક્કી કરવાની હતી. જુલિયાએ તેને ચેતવણી આપી કે તેણે એવી ગોઠવણ કરવી નહિ, કારણ કે તે દિવસે તે ત્યાં નહિ હશે પરંતુ તેને લગભગ ત્રણ હજાર માઈલને અંતરે જવું પડશે અને તેથી તે ગોઠવણ પ્રમાણે તેનાથી વર્તી શકાશે નહિ. મારા મિત્રે આ ચેતવણી તિરસ્કારપૂર્વક હસી કાઢી. તે જ બાબતસર જુલિયાએ ફરી બે વખત આગાહી કીધી અને બન્ને વખતે મારા મિત્રે તેને ધિક્કારી કાઢી. પ્રથમના ધાર્યા પ્રમાણે બધી ગોઠવણ નક્કી થઈ અને જ્યારે તે પ્રમાણે વર્તવાનો વખત આવ્યો ત્યારે

તે ગોઠવણ રદ કરવી પડી, કારણ કે જુલિયાના જણાવ્યા પ્રમાણે મારા મિત્રને જુલિયાએ કહેલી દૂર જગ્યાએ જવું પડયું.

કદાચ કોઈ વાંધો લેશે કે આ આગાહી પોતાની મેળે ખરી પડી હોય. તકરારને ખાતર આપણે તે કબૂલ રાખીએ. તો પણ હું જે બીજી સાબિતી હમણાં આપું છું તે સામે આ વાંધો ચાલી શકશે નહિ. કેટલાંએક વર્ષ પર મારી પાસે એક સ્ત્રીનોકર હતી. તે ઘણી બુદ્ધિશાળી હતી, પરંતુ તેના મિજાજનું કંઈ ઠેકાણું નહોતું. શરીરે તે હૃષ્ટપુષ્ટ હતી. તેના સ્વભાવને લીધે તે મને એટલી બધી અસહ્ય થઈ પડી કે એક વખત જાન્યુઆરી મહિનામાં હું તેને મારી નોકરીમાંથી વિદાય કરવાનો ચોક્કસ વિચાર કરી રહ્યો હતો. એવામાં જુલિયાએ મારા હાથથી લખ્યું કે "ઈ. એમ. સાથે ઘણું શાંતિપૂર્વક કામ લો; આ વર્ષની આખર પહેલાં તે અમારા તરફ આવતી રહેશે." હું સહેજ દિગ્મૂઢ થઈ ગયો, કારણ કે તે મૃત્યુ પામશે એવો વિચાર માત્ર પણ આવવાને કાંઈ કારણ નહોતું. આ સંદેશા વિષે હું ચૂપ રહ્યો અને તેને મારી નોકરીમાં ચાલુ રાખી; હું ધારું છું કે જાન્યુઆરી ૧૫મી કે ૧૬મી તારીખે આ ચેતવણી મને મળી હશે.

ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ, મે અને જૂનમાં આ ચેતવણી ફરીથી અપાઈ. બીજી બાબતસર જે લાંબા સંદેશાઓ આવતા તેની અંદર આ ચેતવણી મારી યાદદાસ્ત તાજી કરવા અપાતી હોય તેમ લખાતી કે "આ વર્ષ પૂરું થતાં પહેલાં ઈ. એમ. અમારી દુનિયામાં આવવાની છે તે યાદ રાખજો." જુલાઈ મહિનામાં ઈ. એમ.થી બેફામપણામાં એક ખીલી ગળાઈ ગઈ. તે તેના પેટમાં બેઠી અને તે સખત માંદી પડી. તેની સારવારમાં બે ડાકટરો હતા. તેમણે તેના સાજા થવાની આશા છોડી હતી. જ્યારે જુલિયા મારા હાથ વતી લખતી હતી ત્યારે મેં કીધું કે "ઈ. એમ. મૃત્યુ પામશે એવી તમે આગાહી કરી હતી તે આ જ હશે એમ હું ધારું છું." તેણે લખ્યું, "ના, આમાંથી તો તે સાજી થશે, છતાં પણ વર્ષ પૂરું થતાં પહેલાં તે આ તરફ આવતી રહેશે." મને બેહદ આશ્ચર્ય લાગ્યું. ઈ. એમ. એકાએક સાજી થઈ ગઈ. ડાકટરો વિસ્મય પામ્યા. ઈ. એમ. પોતાનું હમેશનું કામકાજ કરવા લાગી. ઑગસ્ટ, સપ્ટેમ્બર, ઑકટોબર અને નવેમ્બરમાં તેના નજદીક આવતા જતા મૃત્યુની ચેતવણી દરેક મહિને મારા હાથથી લખવામાં આવતી. ડિસેમ્બરમાં ઈ. એમ.ને ઇન્ફલ્યુએન્ઝા થયો. "આ જ તમારી ભવિષ્યવાણી?" મેં જુલિયાને પૂછયું. બીજી વખત હું આશ્ચર્યમાં પડયો, કારણ કે જુલિયાએ લખ્યું

કે "નહિ, તે કુદરતી રીતે મૃત્યુ પામી આ તરફ આવશે નહિ. પણ વર્ષની આખર પહેલાં આવશે ખરી." મને ધાસ્તી લાગવા માંડી. પણ મને કહેવામાં આવ્યું કે મારાથી તેનું મૃત્યુ અટકાવી શકાવાનું નથી. નાતાલ આવી. ઈ. એમ. ઘણી માંદી થઈ. વર્ષ પૂરું થયું. ઈ. એમ. હજી જીવતી હતી. મેં જુલિયાને કહ્યું: "જોયું ! તમારું કહેવું ખોટું પડયું. ઈ. એમ. હજી હયાત છે." જુલિયાએ જવાબ આપ્યો કે "થોડા દિવસ કદાચ આઘાપાછા થાય પણ મેં જે કહ્યું છે તે ખરું પડશે."

જાન્યુઆરીની લગભગ ૧૦મી તારીખે જુલિયાએ મને લખ્યું: "તમે ઈ.એમ.ને કાલે મળવા જવાના છો. તેને છેવટના મળી લેજો. બધી બાબતનો યોગ્ય બંદોબસ્ત કરજો. તમે તેને તમારી દુનિયામાં ફરી મળી શકશો નહિ." હું તેને મળવા ગયો. તેને તાવ આવ્યો હતો, ખાંસી ખરાબ પ્રકારની હતી, અને તેની સારવાર સારી રીતે થાય તેટલા માટે હોસ્પિટલમાં તેને લઈ જવાની સર્વ તૈયારી થઈ ચૂકી હતી. હું જેટલો વખત તેની પાસે રહ્યો તેટલો વખત પોતે શું શું કરવાની છે તે વિષે જ વાત કર્યા કરતી. મેં તેને છેવટના પ્રણામ કર્યા તે વખતે પણ મને આશ્ચર્ય લાગતું કે કદાચ જુલિયા ખોટી પડશે.

બે દિવસ પછી મારા પર તાર આવ્યો. તેમાં લખ્યું હતું કે સનેપાતની બેભાન અવસ્થામાં ઈ. એમે ચોથા માળની બારીએથી ભૂસકો માર્યો અને પરિણામે તે મૃત્યુ પામી છે. મને પહેલી ચેતવણી મળી તેને વર્ષ પૂરું થયાને એક બે દિવસ થયા હશે તેટલામાં આ બનાવ બન્યો હતો.

આ વાત બે રીતે સાબિત થઈ શકે એમ છે. એક તો મારા હસ્તલિખિત અસલ સંદેશાઓથી અને બીજું મારા બે સેક્રેટરીઓની સહી સાથેનાં લખાણોથી—આ બે સેક્રેટરીઓને મેં જુલિયાએ મને આપેલી ચેતવણીઓ વિષે વાત કરી હતી. પણ સાથે સાથે એ શરત પણ કરી હતી કે તેમણે તે હકીકત તદ્દન ખાનગી રાખવી. આવા પ્રકારની એક વખત નહીં પણ બાર વખત અપાયેલી અગમચેતી જે પાછળથી સત્ય નીવડી તેના કરતાં વધારે સારો દાખલો હજુ સુધી મારી જાણમાં નથી. તમે એને ગમે તે રીતે સમજાવો તો પણ સ્થૂળ કે સૂક્ષ્મ મનથી સામાના એવા જ મન ઉપર અસર કરી શકવાનો સિદ્ધાંત અત્રે નકામો થઈ જાય છે.

આ ઈ. એમ. નામની સ્ત્રી જેના દિલગીરીભર્યાં અવસાન વિષે હું હમણાં જ ઉપર કહી ગયો તેણે મને વચન આપ્યું હતું કે જો તે મારા પહેલાં મૃત્યુ પામશે તો તે ચાર વસ્તુઓ કરશે. જ્યારે તે જીવતી હતી ત્યારે તેણે મારા હાથવતી પોતાની મરજી અનુસાર વારંવાર લખાવ્યું હતું. તેથી પ્રથમ તો તેણે એ વચન આપ્યું હતું કે તેના મૃત્યુ પછી તેનાથી બની શકશે તો તે મારા હાથનો ઉપયોગ કરી મને લખી જણાવશે કે તે દુનિયામાં તે કેવી સ્થિતિમાં છે. તેનું બીજું વચન એ હતું કે જો બની શકશે તો તે પોતાના એક યા વધુ મિત્રોને દર્શન આપશે. ત્રીજું વચન એ કે મૃત્યુ પછી તે પોતાની છબી પડાવવા આવશે અને ચોથું એ કે બીજા કોઈ મનુષ્ય મારફત તે મારા ઉપર સંદેશો મોકલશે અને તે ખરો છે યા ખોટો તે જણાવવા તે સહી કરવાને ઠેકાણે ગોળ કૂંડાળું કાઢી તેમાં ચોકડી પાડશે.

ઈ. એમે આ ચારે વસ્તુઓ કરી. (૧) તે જ્યારે જીવતી હતી ત્યારે જેટલી સહેલાઈથી મારા હાથનો ઉપયોગ કરી શકતી તેટલી જ સહેલાઈથી જાણે લખતી હોય તેમ વારંવાર તેણે મારા હાથ વતી લખ્યું છે.

(૨) મારા બે મિત્રો જેમાંની એક સ્ત્રી અને એક પુરુષ હતા તેને તેણે અનેક વાર દર્શન આપ્યું છે. એક વખત લોકોથી ચિકાર ભરાયેલા જમવાના ખંડમાં તે આવી હતી. તે તેની બહેનપણી સિવાય બીજા કોઈના જોવામાં આવી નહિ. પરંતુ તેની બહેનપણી કહે છે કે તે પોતે તેને સ્પષ્ટ રીતે જોઈ શકી હતી. બીજી વખત તે દિવસના વખતે પૂર અજવાળામાં રસ્તામાં દેખાઈ હતી. તે થોડે સુધી ચાલી અને પછી અંતર્ધાન થઈ ગઈ. હું કહું છું કે તેનો દેખાવ એટલો બધો પહેલાના જેવો હતો કે તેને બીજા માણસ તરીકે ધારી શકાય નહિં.

(૩) તેના મૃત્યુ પછી ઓછામાં ઓછી છ વખત તેની છબી લેવાઈ છે. આ સર્વ છબીઓ સ્પષ્ટ રીતે ઓળખી શકાય એવી છે. તેમાંની એક પણ છબી તે આ દુનિયામાં જીવતી હતી તે વખતે પાડેલી છબીની નકલ નથી.

(૪) હવે છેલ્લે સહીને ઠેકાણે ગોળ કૂંડાળું કાઢી તેમાં ચોકડી પાડી જે સંદેશો મોકલવાનું તેણે વચન આપ્યું હતું તે સંદેશો આવે છે કે નહિ તે જોવાનું રહ્યું. આ સંદેશો ઘણા મહિના સુધી મને મળ્યો

નહિ. મેં લગભગ આશા છોડી દીધી જેવું હતું. એવામાં એક દિવસ મારા મિત્ર સાથે જમવા આવેલી એક સ્ત્રી જે પોતાના હાથ મારફતે આપોઆપ સંદેશા ઉતારાય એવી ઇચ્છાથી પ્રયાસ કરતી હતી તેને પ્રથમ પ્રયાસ વખતે જ નીચે પ્રમાણે સંદેશો મળ્યો. "વિલિયમને કહેજે કે મેં જે કીધું છે તે માટે મને ઠપકો નહિ આપે. એમાં મારું કાંઈ ચાલી શકે એમ નહોતું." ત્યાર પછી સ્પષ્ટ પણ જરા વાંકુંચૂકું દોરાયેલું કૂંડાળું પડયું અને તેની અંદર ચોકડી પાડેલી હતી. આ સંદેશાના સત્ય વિષે અંદર શું પુરાવો છે તે મારા સિવાય બીજું કોઈ જાણતું નહોતું. જે સ્ત્રીને હાથે સંદેશો લખાયો તેને હું ઓળખતો નહોતો, હું તે વખતે ત્યાં હાજર પણ નહોતો તેમ મારી મિત્ર જેને ત્યાં તે સ્ત્રી જમવા આવી હતી તે ઈ. એમ. તરફથી કોઈ પણ પ્રકારનો સંદેશો આવે એમ ધારતી નહોતી.

આવા આવા અનુભવો મને થાય છે અને તેથી જે મનુષ્યોને આપણે મૃત્યુ પામેલા માનીએ છીએ તેમની સાથે સંદેશારૂપી વ્યવહાર ચલાવી શકાય એ બાબત મને જરાય શંકા નથી. "ફોર્ટનાઈટલી" રિવ્યુના તંત્રીને આ લેખ હું મોકલી જ શકું એમ છું એમાં મને જેટલી ખાતરી છે તેટલી જ મને ઉપલી બાબતમાં છે, તો તેમાં કાંઈ આશ્ચર્યજનક છે ખરું ?

## ૫

મૃત મનુષ્યોના સૂક્ષ્મ દેહની છબી પાડી શકાય છે એ વિષે મેં આગળ જણાવેલું છે. તે સંબંધમાં વાચકના મનની શંકા દૂર કરવા હું કબૂલ કરી લઉં છું કે એવા સૂક્ષ્મ શરીરની ખોટી છબીઓ પાડવી એ ઘણું સહેલું કામ છે અને તેમ કરવામાં જો છબી પાડનાર માણસ બાહોશ જાદુગર હોય તો ગમે તેવા વિચક્ષણ માણસની નજર ચુકાવી તેને છેતરી શકે છે. છબી પાડવા માટે જે કાચ વપરાય છે તેને હું મારી જાતે જ મૂકી તેના પર છબી લઈને પછી તે ધોઈ સાફ કરું છું અને તેથી આવા પ્રકારની છેતરપિંડીનો સંભવ ઓછો રહે છે. પણ સૂક્ષ્મ શરીરોની ખરેખરી છબી પાડી શકાય છે એવી મારી માન્યતાનો આધાર વધારે સંગીન પાયા ઉપર રચાયેલો છે. એક માત્ર અખતરાઓ કરી જોનાર માણસની ચતુરાઈ ઉપર તે માન્યતા રચાયેલી નથી, કારણ કે તે ચતુરાઈ ગમે તેટલી હોય તો પણ તેમાં કદાચ થાપ ખાઈ જવાય. સૂક્ષ્મ શરીરની જ છબી પડી છે એ સાબિત કરવાનો સારામાં સારો રસ્તો એ છે કે મૃત મનુષ્યને

ઓળખી શકાય એવી છબી પડવી જોઈએ. તે વખતે છબી પાડનાર માણસને ખબર પણ ન હોય કે તેના જેવો કોઈ માણસ હયાત હતો, તેમ છબી પડાવવા બેઠેલા માણસને પણ કેમેરા (છબી પાડવાના યંત્ર) સામે કોઈ આકૃતિ દેખાતી ન હોય અને છતાં મૃત્યુ પામેલા મનુષ્યને સ્પષ્ટ રીતે ઓળખી શકાય એવી છબી પડે. આમ થાય તો જ સૂક્ષ્મ શરીરની છબી ખરી છે એમ આપણાથી કહી શકાય.

આવી છબીઓ મને એક નહિ પણ અનેક વાર મળી છે. અત્રે હું માત્ર એક જ દાખલો આપીશ. જે છબી પાડનાર આવા અદશ્ય મૃત મનુષ્યોની છબીઓ પાડી શકે છે તે ઘણો વૃદ્ધ અને અજ્ઞાન માણસ છે. તેની આવા પ્રકારની શક્તિ તેના ધંધામાં તેને નડતર રૂપે કેટલીક વખત થઈ પડતી. તે મૃત મનુષ્યોને જોઈ શકે છે તેમ જ તેમની સાથે વાતચીત પણ કરી શકે છે. છેલ્લા બોઅર વિગ્રહ વખતે હું મારા એક મિત્ર સાથે તેને ત્યાં છબી પડાવા ગયો. મને એમ આશ્ચર્ય થયા કરતું કે અમારી સાથે કોણ જાણે કોની છબી આવશે.

હું બેઠો નહિ બેઠો એટલામાં તો તે વૃદ્ધ માણસે કહ્યું, "થોડા દિવસ પર મને બહુ બીક લાગે એવું થયું હતું. મારા છબી પાડવાના ખંડમાં એક બોઅર બંદૂક લઈને દાખલ થયો હતો. તેણે મને બિવડાવ્યો, તે ઘણો ઝનૂની દેખાતો હતો. મેં તેને કહ્યું કે 'તું ચાલ્યો જા. મને બંદૂકવાળાનું મોઢું ગમતું નથી.' ત્યાર પછી તે જતો રહ્યો. પણ હમણાં તે તમારી સાથે પાછો આવ્યો છે. આ વખતે તેની પાસે બંદૂક નથી તેમ તે ગઈ વખતના જેટલો ઝનૂની પણ દેખાતો નથી. આપણે તેને ઊભા રહેવા દઈએ કે નહિ?" "ભલે ઊભો રહે" મેં જવાબ આપ્યો. "તમારાથી તેની છબી પાડી શકાશે?"

"હું પાડી શકું છું ખરો પણ મારાથી નક્કી ન કહી શકાય." તે વૃદ્ધ માણસે કહ્યું.

હું કેમેરાની સામે બેઠો. અમારી છબી પડાઈ. હું અને મારો મિત્ર અમારા તથા છબી પાડનાર સિવાય બીજા કોઈને તે ખંડમાં જોઈ શકતા નહોતા. છબી પાડનારે કાચને કેમેરામાંથી બહાર કાઢયો ત્યાર પહેલાં મેં તેને પૂછયું :

"તમે તે બુઢ્ઢા બોઅર સાથે ગઈ વખતે વાત કરી હતી. ફરીથી તમે તેની સાથે વાત કરી શકો ખરા કે?"

"હા," તેણે કહ્યું, "હજુ પણ તે તમારી પછાડી ઊભેલો જ છે."

" તમે ગમે તે સવાલ પૂછો તેનો તે જવાબ આપશે ?"

" તે હું કેમ કહી શકું ?" તે વૃદ્ધ માણસે કહ્યું.

" કહો તો પૂછી જોઉં."

" તેનું નામ તો પૂછો."

તે છબી પાડનાર તેને માનસિક સવાલ પૂછી તેનો જવાબ સાંભળતો હોય એમ દેખાયો. પછી તેણે કહ્યું :

" તે કહે છે કે તેનું નામ પિટ બોથા છે."

" પિટ બોથા, હોય જ નહિ." મેં વાંધો દર્શાવ્યો.

" ફિલિપ, લુઈ, ક્રીસ અને બીજા અનેક બોથાંઓનાં નામ હું જાણું છું પણ પિટ નામ તો મેં નવું જ સાંભળ્યું."

" એ તો એમ કહે છે." તે વૃદ્ધ માણસે ફરીથી જવાબ આપ્યો.

જ્યારે તેણે છબી પાડેલો કાચ ધોયો ત્યારે મારી પાછળ છબીમાં એક ગૂંછળાવાળા વાળવાળો ઊંચો, કદાવર માણસ ઊભેલો જણાયો. તે બોઅર અથવા મેજિક હોય એવો દેખાતો હતો. હું કાંઈ પણ બોલ્યા-ચાલ્યા વગર વિગ્રહ પૂરો થતાં સુધી શાંત બેસી રહ્યો. ત્યાર પછી જનરલ બોથા લંડન આવ્યો. મેં મિ. ફિશરની સાથે તેના ઉપર તે છબી મોકલાવી. મિ. ફિશર અસલના ઓરેંજ ફ્રી સ્ટેટનો વડો પ્રધાન હતો. બીજે દિવસે ફ્રી સ્ટેટનો બીજો પ્રતિનિધિ મિ. વીઝલ્સ મને મળવા આવ્યો.

તેણે મને પૂછયું, " તમે મિ. ફિશર સાથે જે છબી મોકલાવી હતી તે ક્યાંથી મેળવી ?"

મેં જે બન્યું હતુ તે પ્રમાણે યથાર્થ હકીકત તેને કહી સંભળાવી.

તેણે પોતાનું માથું ધુણાવ્યું : " હું વહેમને માનતો નથી. તમને તે છબી કેવી રીતે મળી તે બરાબર કહો. તે માણસ કાંઈ વિલિયમ સ્ટેડને ઓળખતો નહોતો. તેમ તે કદી ઇંગ્લેંડ પણ આવ્યો નહોતો."

મેં પ્રત્યુત્તર વાળ્યો, " ઠીક, મારી પાસે છબી કેવી રીતે આવી તે વિષે મેં તમને જણાવ્યું છે. તમારે માનવું હોય તો માનો યા ન માનો. પણ તે વિષે તમે આટલા બધા શા માટે ઉશ્કેરાઈ જાઓ છો ?"

"શા માટે ?" તેણે કહ્યું, "એટલા જ માટે કે તે માણસ મારો નજીકનો સગો થતો હતો. મારા દેશમાં મારે ઘેર એની છબી મારી પાસે છે."

"હેં ! ખરેખર, તે માણસ મૃત્યુ પામેલો છે ?" મેં કહ્યું.

"કિમ્બરલીના ઘેરામાં જે પહેલો બોઅર સરદાર માર્યો ગયો તે એ જ."

"એનું નામ શું ?"

"પિયેટ્રસ જોહેનીઝ બોથા" તેણે જવાબ આપ્યો, "પરંતુ અમે તેને 'પિટ બોથા'ના ટૂંક નામથી જ બોલાવતા."

આ છબી મારી પાસે હજુ પણ છે. અને બીજા બે ફ્રી સ્ટેટના માણસોએ ત્યાર બાદ જણાવ્યું છે કે તે છબી પિટ બોથાની જ છે. આ બે માણસો પિટ બોથાને સારી પેઠે ઓળખતા હતા.

આ બનાવ એવો છે કે જે માનસિક આંદોલનોના સિદ્ધાંતથી સમજાવી શકાય એમ નથી. તેમ આમાં કાંઈ દગોફટકો હોવાનો રદિયો પણ ચાલી શકે એમ નથી. મેં તે છબી પાડનારને અમથું જ પૂછેલું કે તે સૂક્ષ્મદેહધારી મનુષ્ય તેનું નામ કહેશે કે નહિ. મારા જાણવા પ્રમાણે ઇંગ્લેંડમાં કોઈને પણ ખબર નહોતી કે પિટ બોથા નામનો માણસ જીવતો હતો.*

## ૬

હવે આપણે જે બાબતની જરૂર છે તે એ છે કે જે લોકો મૃત્યુ પછીના જીવનમાં માનતા નથી તે લોકોને પોતાની પૂરેપૂરી ખાતરી કરવા માટે કેવા પ્રકારના પુરાવાની જરૂર છે તે તેમણે સ્પષ્ટ અને પ્રામાણિકપણે જણાવવું જોઈએ. એ સંબંધમાં મને જે પુરાવો સચોટ લાગ્યો છે તે આ લેખમાં મેં આપ્યો છે. આ સર્વ બનાવો મારા અંગત અનુભવમાં આવેલા

* દગો અથવા યુક્તિપ્રયુક્તિ આમાં હતી જ નહિ એમ માનવા માટે અત્રે જણાવવું જોઈએ કે સંને ૧૮૮૯ના ઓક્ટોબર માસના "ડેલી ગ્રાફિક"માં જાહેર કરવામાં આવ્યું હતું કે કિમ્બરલીના ઘેરામાં બોથા નામનો સરદાર માર્યો ગયો છે. તે સાથે તે પત્રમાં તે મૃત સરદારની છબી પણ પ્રગટ કરવામાં આવી હતી. આ છબી મારાવાળી પિટ બોથાની છબી સાથે જરા પણ મળતી આવતી નથી, એટલું જ નહિ પણ તે છબીની નીચે હાન્સ બોથા નામના સરદારનું નામ આપવામાં આવ્યું હતું.

છે. વાચકોએ તે કેટલે દરજ્જે માનવા યા ન માનવા તેનો આધાર મારી સચ્ચાઈ ઉપર છે. જે પ્રમાણે ઉપરોક્ત બનાવો બનેલા છે તે જ પ્રમાણે તે અત્રે આલેખવામાં આવ્યા છે. વાચક, ધાર કે એ બનાવો તારા પોતાના અનુભવમાં આવ્યા હોત તો તું એમ નહિ કબૂલ કરત કે બીજું કાંઈ નહિ તો પણ એટલું તો નક્કી જ થાય છે કે એ વિષયમાં પૂરેપૂરી, પદ્ધતિસર તપાસ ચલાવવા માટે વાજબી કારણો છે ? પૂરેપૂરી પ્રતીતિ થવા માટે આ સિવાય બીજા કેટલા અને કેવા પ્રકારની વધુ પુરાવાની જરૂર છે ?

હું કોઈ પણ માણસને બીજા માણસના શબ્દ ઉપર વિશ્વાસ રાખી કોઈ પણ વસ્તુ ઉતાવળે સ્વીકારી લેવાનું કહું જ નહિ. જેમ બધાં ટેલીફોનનાં યંત્રોથી વિનાતારના સંદેશાઓ લઈ શકાય નહિ તેમ બધા માણસોમાં મૃત મનુષ્યો તરફથી સંદેશાઓ મેળવવાની શક્તિ હોય નહિ. મારે સુભાગ્યે હું મારી મેળે આવા સંદેશાઓ મેળવી શકું છું. તે માટે મારે બીજાઓ પર આધાર નથી રાખવો પડતો એટલી મને નિરાંત છે. પણ બીજા એવા ઘણા માણસો છે—કદાચ તમે તપાસ કરો તો તમારા પોતાના કુટુંબમાં પણ મળી આવશે કે જે આવા પ્રકારના સંદેશાઓ મેળવી શકે.

ટૂંકમાં એટલું જ કે છેલ્લાં પંદર વર્ષ થયાં હરહમેશ અંગત અનુભવથી મળ્યા કરતા વધુ ને વધુ પુરાવાને લીધે મને ખાતરી થઈ ચૂકી છે કે મૃત્યુ પછી મનુષ્યનું જીવન ચાલુ રહે છે અને મૃત મનુષ્યો સાથે વાતચીત પણ કરી શકાય છે. છતાં પણ હું હમેશ કહેતો કે " જ્યાં સુધી મારા પોતાના કુટુંબમાં કોઈ ગત થાય નહિ ત્યાં સુધી આ વિષયમાં મારી પ્રતીતિ હું જાહેર કરીશ નહિ. "

બરાબર બાર મહિના ઉપર ગયા ડિસેમ્બરમાં મારો જ્યેષ્ઠ પુત્ર તેત્રીસ વર્ષની નાની વયમાં મૃત્યુ પામ્યો. મારા પછી મારું નામ રાખે એવી પ્રિય આશામાં મેં તેને કેળવ્યો હતો. અમારો સંબંધ ઘણો ગાઢો હતો. મારા પ્રિય પુત્રના નામથી ખોટા, બનાવટી સંદેશાઓ મોકલી મને કોઈ ઠગે એમ નથી.

ગયા બાર માસ દરમ્યાન લગભગ દરેક અઠવાડિયામાં મને મારા પુત્ર તરફથી આનંદ અને આશ્વાસન આપનારા સંદેશાઓ મળ્યા છે. મારો પુત્ર પ્રથમ કરતાં પણ હાલ વધારે પાસે હોય અને વધારે પ્રિય હોય એમ મને લાગે છે. તેની પહેલાના બાર મહિના મેં બહારગામ

ગુજાર્યો. મારો પુત્ર અદૃશ્ય થયો ત્યારથી મને જેટલા સંદેશાઓ તેના તરફથી મળ્યા છે તેના કરતાં તે વર્ષમાં મને ઓછા મળ્યા. એ સંદેશાઓ મારા હાથવતી મેં લખ્યા નથી. મને તેનો એટલો બધો પરિચય હતો કે કદાચ હું લખવા બેસું તો અમારી વચ્ચે ભૂતકાળમાં જે વાતચીત થઈ હોય તે અજાણપણે મારાથી લખી દેવાય અને મને તે માત્ર તે વાતચીતના પડઘારૂપે જ ભાસે. મારા બે સાધારણ ઓળખીતા માણસોના હાથ મારફતે તેણે મારી સાથે સંદેશાવ્યવહાર રાખ્યો છે. આ સર્વ સંદેશાઓમાં તેના ચારિત્ર્યની અને વિચારની સ્પષ્ટ છાયા માલૂમ પડી આવે છે. તેના જીવનરૂપી મુસાફરી દરમ્યાન તેણે લખેલા સર્વ પત્રોમાં આવા જ પ્રકારની છાયા હતી.

હવે મને કોઈ પણ બાબતની શંકા રહી નથી. મારે મન આ પ્રશ્નનો ઉકેલ આવી ગયો છે, સત્ય સાબિત થઈ ચૂક્યું છે અને આખી દુનિયાને જાહેર રીતે આ તકે જણાવતાં મને આનંદ થાય છે કે મારા પોતાના મનમાં આ વિષય પરત્વે કોઈ પણ પ્રકારની શંકા રહી નથી.

" જુલિયાના પત્રો " મેં સદ્બુદ્ધિથી પ્રગટ કર્યા છે એની સાબિતી તરીકે મને જે અંગત અનુભવો થયા છે તથા જે વિષે મેં ઉપર વર્ણન કરેલું છે તે લોકો સ્વીકારશે એમ હું આશા રાખું છું.

આ પુસ્તકના લખાણની સર્વ જવાબદારી જુલિયાને શિર છે. તે આ દુનિયામાંથી બીજી દુનિયામાં પસાર થઈ તેના પ્રથમ બે ત્રણ વર્ષ દરમ્યાનમાં તેણે આ પત્રો લખાવેલા છે. અને તે મોટે ભાગે તેના પર જે પ્રથમ છાપ પડી હશે તે જ દર્શાવનારા છે. ત્યાર પછી તેને જે અનુભવો થયા છે તે બીજા પુસ્તક દ્વારા પ્રગટ કરવામાં આવશે. આ બીજા પુસ્તકમાં સમાવવામાં આવનારા પત્રો મારા હાથથી હમણાં લખાવાય છે.*

જુલિયાની વાતની સત્યતા વિષે શંકા ઉઠાવવાનું મને જરા પણ કારણ દેખાતું નથી. તે મૃત્યુ પામી તેના અગાઉના વર્ષમાં તેણે ઓબર આમરગાવમાં જોયેલી વસ્તુઓનું જે વર્ણન મને લખી મોકલ્યું હતું અને તેને હું જેમ સત્ય માનતો હતો તેવી જ રીતે તેને મૃત્યુ પછી જે જે અનુભવો થયા છે તેના વર્ણનને હું સત્ય માનું છું. તે હમેશ સાચું જ બોલતી અને હું નથી ધારતો કે મૃત્યુરૂપી ફેરફારથી તેની સત્યતામાં કોઈ પણ પ્રકારની ખામી આવી હોય. તે સાથે હું એવું પણ નથી માનતો

* પ્રવેશિકા વાંચો

કે તેને જે અનુભવો થયા છે તેવા જ અનુભવો બીજાઓને પણ થતા હશે. "મારા પિતાના મકાનમાં ઘણા મહેલો છે," અને દરેક આત્મા પોતાને યોગ્ય સ્થાને ચાલ્યો જાય છે.

જુલિયાને એકલીને જ જે અનુભવો થયા હોય તે બધાને બાજુએ મૂકીએ તો પણ તેના સંદેશાઓમાં બે ત્રણ બાબતો એવી છે કે જે આવા પ્રકારના, બીજા મૃત મનુષ્યોના સંદેશાઓમાં પણ જોવામાં આવે છે. પહેલી બાબત એ છે કે માનસિક ચેતનશક્તિ મૃત્યુ પછી પણ ચાલુ રહે છે, તેમાં મૃત્યુથી ભંગ પડી શકતો નથી. આપણું સ્વરૂપ આપણને એટલું બધું પ્રથમના જેવું એટલે દુનિયા ઉપર હતા ત્યારના આપણા દેહ જેવું જણાય છે કે આપણું મૃત્યુ થયું છે એ માનતાં જ આપણને કંઈક મુશ્કેલી લાગે છે. બીજી બાબત એ છે કે આપણી ઉન્નતિ અને તે માટેની આપણી ઉમેદવારીની મુદત આપણું મૃત્યુ થવાથી સમાપ્ત થતી નથી. જેમ નિશાળ છોડતી વખતે, અગર ઉમેદવારી પૂરી કરતાં કે ધંધારોજગારમાંથી ફારગત થતાં આપણી ઉન્નતિ અને તે માટેની આપણી ઉમેદવારી પૂરાં થતાં નથી તેમ મૃત્યુ પછી પણ તે પૂરાં થતાં નથી. માત્ર સંજોગો બદલાઈ જાય છે. પરંતુ વિકાસ તેમ જ પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે નિરંતર પ્રગતિ એ જ જીવનના નિયમો તરીકે ચાલુ રહે છે. ત્રીજી બાબત એ છે કે જે આપણાં વહાલાંઓ આપણી પહેલાં મૃત્યુ પામેલાં હોય તેમની સાથે પ્રેમાળ સંબંધ જારી કરી નિભાવી રાખવો એ દરેક મનુષ્યથી થઈ શકે એમ છે તથા નિયમ અનુસાર છે એટલું જ નહિ પરંતુ તે તેનો અચૂક ધર્મ છે.

જે દિલ આપણને ચાહે છે તેણે આપણા પર આવા પ્રકારની અચૂક ફરજ નાંખેલી છે. ત્રણ હજાર વર્ષ પર હેબ્રુ લોકો માટે કાયદા બાંધનારે ઈઝરાઈલ લોકોને તેમના પરિચયમાં આવેલા આત્માઓ સાથે સંબંધ બાંધતા તથા અસલના વખતની મેલી વિદ્યામાં પડતા અટકાવવા માટે જે ફરમાનો બહાર પડેલાં છે તે જો કે અત્રે લાગુ પડતાં નથી તો પણ તેને આધારરૂપ માની આપણે ઉપર કહેલી ફરજને એક બાજુએ ધકેલી દેવાની નથી. કેટલાક એવા અદૃશ્ય અને બળવાન પિશાચાત્માઓ છે કે જે બીજા આત્માને ફસાવવા હમેશાં તૈયાર રહે છે. આવા આત્માઓ સાથે કાંઈ પણ લેવાદેવા ન રાખવા માટે પેન્ટેટ્યૂકના લેખકની માફક હું પણ મારો અભિપ્રાય ખરા દિલથી જાહેર કરું છું. પરંતુ જે આપણા મિત્રો છે તે દેહરૂપી તેમનો પહેરવેશ બદલી નાંખવાથી રાક્ષસો બની જતા નથી. આ બાબતમાં બીજી દુનિયામાંથી આવેલા આ સંદેશાઓના વાચકો પોતે પોતાનો અભિપ્રાય બાંધી લે.

મારા ગત મિત્રોની સાથે હું વાતચીત કરી શકતો હોવાથી મને છેલ્લાં પંદર વર્ષ થયાં નિરંતર નવીન પ્રેરણા, આશ્વાસન અને ઉત્સાહ મળતા રહ્યાં છે. હજુ જુલિયાની સાથે ઘણી મહોબત અને મિત્રાચારી-ભરેલી રીતે હું વાતચીત કરી શકું છું અને મને સીધી યા આડકતરી કોઈ પણ રીતે એ ટેવથી કાંઈ પણ ઈજા થઈ નથી. ઊલટું એથી મને ઘણો ફાયદો થયો છે. મને ગેરલાભ થાય એટલી હદ સુધી હું ગયો જ નથી. મૃત મનુષ્યો સાથે વાતચીત કરવા માટે વધુમાં વધુ સરાસરી દરરોજ અડધો કલાક મેં મુકરર કર્યો છે. તેમ કોઈ પણ અદૃશ્ય આત્માને મારી પોતાની અથવા તો જુલિયાની સંમતિ વગર મારા હાથનો ઉપયોગ મેં કરવા દીધો નથી. આટલાં બધાં વર્ષ સુધી જરા પણ ભંગાણ પડયા વગર આવી રીતની મિત્રાચારી ભોગવવી એને હું જિંદગીનો મોટામાં મોટો હક માનું છું. જ્યારે મારો જ્યેષ્ઠ પુત્ર પરલોકવાસી થયો ત્યારે મને જે આશ્વાસન મળ્યું છે તે વિષે મારે કાંઈ કહેવાની જરૂર નથી, કારણ કે ખરું પૂછો તો એ આશ્વાસન અવર્ણનીય જ છે.

જો તેમ ન હોત તો હું મારી આ રીતને ચાલુ રાખત જ નહિ, કારણ કે તેથી મને દ્રવ્યની ઘણી હાનિ થઈ છે તેમ જ હું અતિશય અપમાનને પણ પાત્ર થયો છું. આ વિષય પરત્વે લોકોમાં જે અણગમો છે તે જાણનાર માણસ એટલું તો જરૂર કહેશે કે આવા સંદેશાઓ ખરા છે એમ માની લોકોના અતિશય ઉપહાસ તેમ જ અણગમાને પાત્ર થવામાં મને કોઈ પણ જાતનો સ્વાર્થ તો ન જ હોઈ શકે! ખાનગી રીતે તેમ જ જાહેરમાં અનેક રસ્તે વર્ષો થયાં આ બાબતને લીધે મારે ઘણી કફોડી સ્થિતિમાં કામ કરવું પડયું છે. આ વિષયમાં મને જે પ્રતીતિ થયેલી છે તે જાહેર કરવાથી લોકો હવે એમ માને છે કે અત્યાર સુધીમાં જે કાંઈ કર્યું હોય કે કહ્યું હોય યા લખ્યું હોય તે બધું ખોટું છે. પરંતુ પરલોકવાસી મનુષ્યો સાથે વાતચીત કરવાથી મને જે આશ્વાસન મળે છે તેની સાથે ઉપર કહેલા ગેરલાભોને સરખાવતાં મને તે તદ્દન તુચ્છ લાગે છે.

આ સંદેશાઓ લખવા માટે જે મનુષ્ય મારા હાથનો ઉપયોગ કરે છે તે જ મનુષ્ય ખરેખર તેમ કરે છે કે કોઈ બાજુએ એ બાબત મારી પાસે શી સાબિતી છે એવો પ્રશ્ન ઊભો થાય અને તે વાજબી ગણાય.

તો તે બાબત નીચે પ્રમાણે ટૂંકમાં પુરાવો આપી શકાય:
(૧) પોતે આપેલું વચન પાળવા માટે જુલિયાએ પોતાની બહેનપણીને

બ વખત દર્શન દીધું. (૨) જુલિયા જ્યારે મરણપથારીએ હતી ત્યારે પોતાની બહેનપણીનું જે વિચિત્ર નામ પાડયું હતું અને જે તેણે પોતાના પહેલા સંદેશામાં આપ્યું હતું તે પરથી ખાતરી થાય કે એ સંદેશો જુલિયાનો જ હોવો જોઈએ. આ નામ જુલિયાની બહેનપણી જાણતી હતી પણ મને તે વિષે ખબર નહોતી. (૩) આશરે સને ૧૮૮૫માં બનેલા બનાવનું વિગતવાર વર્ણન—આ બનાવ વિષે મને જરાયે માહિતી નહોતી તેમ તેની બહેનપણી પણ તે તદ્દન વીસરી ગઈ હતી. જ્યારે તે બનાવ જે ઠેકાણે બન્યો હતો તે જગ્યા તથા વખતને લગતી વિગતો આપવામાં આવી ત્યારે તેની બહેનપણીની યાદદાસ્ત તે વિષે તાજી થઈ. આ વિગતોથી હું તદ્દન અજાણ હતો. (૪) જુલિયાની જન્મભૂમિમાં તેના જે મિત્રો હતા અને જેમને વિષે મને જરાયે માહિતી નહોતી તેમનાં નામ તથા અટક મારે હાથેથી લખાયાં તે હકીકત. (૫) મારા હાથનો ઉપયોગ કરનાર પોતાની ઘણી જ પ્રેમભરી કાળજી એવા માણસો અને બાબતો તરફ દર્શાવતું કે જેમાં જુલિયા કરતાં મારી કાળજી કદી પણ વધારે હોય જ નહિ. (૬) આ પત્રોના લખાવનારની ખાસ જણાઈ આવતી અને નિશ્ચળ એટલે જેમની તેમ રહેતી ધૂન—આ ધૂન મારી પોતાની નથી એટલું જ નહિ પરંતુ ઘણી બાબતોમાં મારી ધૂનને પણ ટપી જાય એમ છે.

ઉપર કહેલા આંતરિક પુરાવા ઉપરાંત જે લોકો આપણી આગળ-પાછળ વસતા સૂક્ષ્મ દેહોને જોઈ શકે છે તેમનો પોતાનો પુરાવો. જે લોકો એમ માનતા હોય કે આવા સૂક્ષ્મ દેહો હોતા જ નથી અથવા તો કોઈના જોવામાં આવતા જ નથી તેને આ પુરાવામાં કાંઈ વજૂદ નહિ લાગે. પરંતુ જે મનુષ્યો સૂક્ષ્મ દેહ જોવાની શક્તિ ધરાવે છે—અને જેમને હું નામે અથવા દેખાવે પણ ઓળખતો ન હોઉં—તેમની પાસે જો આ શંકાશીલ લોકો મારી સાથે આવે અને તે લોકોને જણાય કે દરેકે દરેક સૂક્ષ્મદ્રષ્ટા બીજા બધા સૂક્ષ્મ દેહોની સાથે જુલિયાના સૂક્ષ્મ દેહનું સહેલાઈથી ઓળખી શકાય એવું વર્ણન આપે છે તો આ શંકાશીલ લોકોની જડ ઘાલી બેઠેલી અમાન્યતા પણ ઢીલી પડે. કેટલાક મનુષ્યો સૂક્ષ્મદ્રષ્ટાઓ હોય છે એમ જે લોકો માનતા હોય તે લોકો નીચે આપેલી હકીકત ઉપરથી સમજી શકશે કે જુલિયા આપણામાં સૂક્ષ્મ સ્વરૂપે મોજૂદ છે.

(૧) જુલિયાના અસ્તિત્વ વિષે જે લોકોને કાંઈ પણ ખબર નહોતી તે લોકોએ એમ જણાવ્યું છે કે જે જે વખતે મારો હાથ પોતાની મેળે

લખ્યો જતો હતો તે વખતે જુલિયા મારી પાસે ઊભેલી હતી. (૨) આમાંના કેટલાક માણસોએ જુલિયાનું વર્ણન આપ્યું છે એટલું જ નહિ પણ તેનું નામ પણ જણાવ્યું છે. (૩) અહીંના એક માણસે અને જુલિયાની જન્મભૂમિના એક બીજા માણસે તો તેની અટક સુધ્ધાં જણાવી છે. આ અટક મેં જાણીજોઈને પ્રગટ કરી નહોતી, તેમ જે બીજા મનુષ્યો સંદેશાઓ મેળવી શકે છે તેમના મગજ ઉપર આંદોલનથી આ અટકની અસર કરવા માટે મેં પ્રયત્ન કર્યો હતો પરંતુ હું તેમાં નિષ્ફળ ગયો હતો. (૪) એક વખત તો એક દ્રષ્ટાએ લગભગ વીસ છબીઓમાંથી જુલિયાની છબી ઉપાડીને કહ્યું કે મારી "સાથે ઊભી રહી જે સ્ત્રી લખે છે" તે આ છે. જુલિયાની છબીમાં એવી કોઈ નિશાની નહોતી કે જેથી તે બીજી છબીઓમાંથી ઓળખાઈ આવે. (૫) એક બાબત એક દ્રષ્ટાએ જુલિયાનું વર્ણન આપતાં એવી વિગતો આપી કે મેં તો તેને ખોટી ગણી કાઢી, પરંતુ તેના વધુ પરિચયમાં આવેલા મિત્રોને પૂછતાં પાછીથી ખરી માલૂમ પડી હતી. અને (૬) મારાથી ઘણે દૂર વસતા કેટલાક દ્રષ્ટાઓ સાથે પહેલેથી ગોઠવણ કરી, જુલિયા તે પ્રમાણે વખતસર તેને મળેલી છે.

"જુલિયાના પત્રો" મારા હાથ વતી જે બુદ્ધિએ લખાવ્યા તે બુદ્ધિ મારી નહિ પરંતુ મારા હમેશના સામાન્ય જ્ઞાન કરતાં ચઢતા પ્રકારની બુદ્ધિથી લખાયા છે એમ માનવાને ઉપર જે કારણો આપેલાં છે તે ઉપરાંત બીજું પણ કારણ એ છે કે કેટલીક વખત તેણે ભવિષ્યમાં થનારા બનાવો માટે વારંવાર ચોક્કસ રીતે આગાહી કરેલી છે. આ બનાવો આગાહી કર્યા પછી મહિનાઓ સુધી બન્યા નહોતા અને જે વિષે મેં મારો મત તેને સ્પષ્ટ રીતે જણાવી દીધો હતો કે તે કદી બનવા પણ ન પામે. તેથી મારો એ જ નિર્ણય થાય છે કે આ સંદેશાઓ ખરા છે—તે ખરી જુલિયાના ખરા પત્રો છે. જુલિયા મરી નથી ગઈ પરંતુ આપણી પહેલાં પરલોકમાં ગઈ છે. મારા હાથથી આપોઆપ લખાતા સંદેશાઓને લીધે છેલ્લાં પંદર વર્ષ થયાં મને જુલિયા સાથે જે સંબંધ રહ્યો છે તે પરથી મને એમ લાગે છે કે હું મારા જેવી જ તીવ્ર બુદ્ધિવાળા તથા પોતાનું સ્વત્વ સ્પષ્ટ રીતે જાળવી રાખેલા મનુષ્ય સાથે તેમ જ મારા એક સાચા અને માયાળુ મિત્ર સાથે વાતચીત કરી રહ્યો છું. બધા "જુલિયાના પત્રો" આવી રીતે મને લખાવવામાં આવ્યા હતા. મારા મનને શાંત રાખી હું એકલો બેસતો; તથા જમણા હાથમાં સાધારણ રીતે કલમ ઝાલી તેને જુલિયાની સેવામાં રજૂ કરતો અને પછી તે શું લખે છે તે ઘણી તીવ્ર અને શંકાશીલ નજરે જોયા કરતો. પ્રથમ વિભાગમાં જુલિયાએ

તેની બહેનપણી જેને હું એલન કહું છું તેને લખેલા પત્રો છે. જાણે એક બહેનપણી બીજીને લખતી હોય, અને પોતે પોતાના સ્થૂળ શરીરમાં હોઈ બીજાના હાથનો ઉપયોગ કરતી ન હોય એવી રીતે પહેલેથી ઠેઠ સુધી એ પત્રો લખવામાં આવ્યા હતા. બીજો વિભાગ થોડા થોડા દિવસને અંતરે લખાવાયો છે. પ્રથમ વિભાગમાં આપેલા પત્રો તે લગભગ છ મહિના સુધી દર અઠવાડિયે લખવામાં આવતા પત્રોનો સાર છે. અને તેમાં લખતી વખતે મને કેટલીક સૂચનાઓ કરવામાં આવેલી તે પણ છે. બીજા વિભાગના સંદેશાઓ જેવી રીતે મને લખાવેલા તેવી જ રીતે છપાવેલા છે તથા તે સંદેશાની તારીખો પણ તેની સાથે આપવામાં આવી છે. વચ્ચે વચ્ચે મેં જે વાંધાઓ દર્શાવેલા છે અને સવાલો પૂછેલા છે તે આપેલા હોવાથી વાતમાં ભંગાણ પડતું હોવાથી વાચકને કદાચ દિલગીરી થશે. પરંતુ વિચાર કરતાં વાચક મારી સાથે સંમત થશે કે જેવા પત્રો મને લખાવવામાં આવેલા તેવા જ તેને પ્રસિદ્ધ કરવા અને તેની સાથે લેખકના મનમાં જે વિચાર તે વખતે ચાલતા હોય તેને પણ સાથે સાથે રજૂ કરવા એ જરૂરનું છે, કારણ કે તે ઉપરથી કોઈને પણ જણાય કે જ્યારે લેખકના મનમાં ઉપલા વિચારો ચાલતા હતા ત્યારે તેનો હાથ બેમાલૂમ રીતે ઉપલા સંદેશાઓ ઉતાર્યે જતો હતો. તેથી જુલિયાના પત્રો મારા સ્થૂળ મનમાં ચાલતા વિચારોને લીધે મારાથી લખાયા એ કહેવું કેટલું બધું અસત્યભરેલું છે એ હરકોઈ પણ જોઈ શકે.

અને જો કે આ સંદેશાઓ કોના તરફથી આવ્યા એ જાણવું ઘણું અગત્યનું છે, કારણ કે તેથી જે વસ્તુઓ મનુષ્યના ચર્મચક્ષુઓથી ન જોઈ શકાય તે વિષે કાંઈક પુરાવો મળે એમ છે તો પણ "જુલિયાના પત્રો"માંના લગભગ પોણા ભાગના પત્રોના ખરા મૂલ્યનો આધાર તે ક્યાંથી આવ્યા તે વિષે દર્શાવવામાં આવતા જુદા જુદા મતો ઉપર નથી. જેમ શેકસપિયરના નાટકોનું મૂલ્ય તે કોણે લખ્યા તે વિષેના મતો ઉપર નથી રહેતું પરંતુ તેની અંદરની ખૂબીઓ ઉપર છે તેમ "જુલિયાના પત્રો" વિષે પણ છે. ભલે તમે એમ કહો કે એ પત્રો મારા સૂક્ષ્મ મને જ લખાવ્યા. પણ તેથી ભવિષ્યના ઉચ્ચતર જીવન વિષે જે છટાદાર અને સચોટ મુદ્દાઓ આપવામાં આવ્યા છે તેનું સત્ય અગર સચોટપણું કમી થતું નથી. મારી એટલી જ ઇચ્છા છે કે મારું સ્થૂળ મન આવી સારી રીતે લખી શકે.

આ પત્રો વિષે સૌથી વધુ અજાયબીભરેલી વાત એ છે કે દરેક ધર્મના અનુયાયીઓ તેમ જ જે લોકોએ કોઈ પણ ધર્મને સ્વીકાર્યો નથી

એવા બધા લોકોએ આ પત્રોને વધાવી લીધા છે. પ્રોટેસ્ટન્ટ, કેથોલિક અને ખ્રિસ્તી ધર્મની થીક શાખાના અનુયાયીઓએ મને ખાતરીપૂર્વક જણાવ્યું છે કે તેમના દરેકના ધર્મમાં જે હકીકત છે તે જ હકીકત જુલિયાએ જણાવી છે. મિસિસ બીસાન્ટે મને કહ્યું કે થિયોસોફીના સત્ય સિદ્ધાંતો—જે હું બીજી કોઈ રીતે ન શીખું તે—મને શીખવવા માટે થિયોસોફીના એકાદ ધર્મગુરુએ જુલિયાને એ કામ સોંપ્યું હશે. એક શીખ પ્રોફેસરે મને જણાવ્યું કે એકબે નાની બાબતો સિવાય જુલિયાના પત્રોમાં શીખધર્મના સિદ્ધાંતો છે અને તેનો તરજુમો કરી શીખધર્મના સિદ્ધાંતો તરીકે તેનો ફેલાવો થાય તો તેમાં કાંઈ અડચણ નથી. "હિંદુ આધ્યાત્મિક પત્ર"ના પ્રસિદ્ધ તંત્રીએ પોતાની અજાયબી દર્શાવતાં જણાવ્યું છે કે હિંદુધર્મનો મુખ્ય સિદ્ધાંત એક પાશ્ચિમાત્ય લેખક આવી સારી સરળતાથી કેવી રીતે દર્શાવી શકયો હશે.

અંતમાં મારે એટલું કહેવાનું છે કે આખરે મેં બન્ને દુનિયાઓ વચ્ચે સંદેશાઓ ચલાવવા માટે સંસ્થા સ્થાપવાનું વાજબી ધાર્યું છે. આ સંસ્થા સ્થાપવા માટે જુલિયાએ ઘણી આજીજી અને આતુરતાપૂર્વક વારંવાર આગ્રહ કરેલો છે.*

જુલિયાએ સન ૧૯૦૩માં આપેલો સંદેશો અત્રે લખી હું હવે સમાપ્ત કરું છું. મુદ્રણાલય માટે સાતમી આવૃત્તિ તૈયાર કરતી વખતે મેં જુલિયાને પૂછ્યું કે તારે વધુ કાંઈ કહેવાનું હોય તો કહે. જેમ મારા હાથનો તે ઉપયોગ કરતી આવી છે તેમ કરી તેણે લખ્યું :

"મારે માત્ર એક જ શબ્દ ઉમેરવાનો છે. મેં જે લખ્યું છે તે સર્વ સત્ય છે. તેમાં મારે કાંઈ ફેરફાર કરવાનો નથી. તેમ છતાં મારે હજુ ઘણું કહેવાનું છે. પણ તે હમણાં હું કહેવા માગતી નથી. આ બધાં વર્ષો જે તમને ઘણાં લાંબાં લાગે છે તે મારે મન એક ઉનાળાના દિવસના આનંદના ચમકારા સમાન છે. તમને આગળ જતાં ખાતરી થશે કે મેં જે બધું જણાવ્યું છે તે કેવું સત્ય છે. બ્યુરો (સંદેશા ચલાવવાની સંસ્થા) માટે હું પહેલાં જેટલી જ મક્કમ છું. પણ તેની વ્યવસ્થા કરવાનું તમામ કામ તમારે શિર લેવાનું મેં તમને કહ્યું તેમાં કદાચ મારી ભૂલ છે.—બીજા ઘણા માણસો છે કે જેમને એ કામ માટે વધારે ફુરસદ તેમ જ સાધનો છે. છતાં

* આ સંસ્થા ત્રણ વર્ષ થયાં ચાલુ છે. તે વિષેની સંપૂર્ણ વિગતો ઈ. ડબ્લ્યુ. સ્ટેડ (હીન્માન) લખેલા "મારા પિતા, તેમનાં સ્થૂળ અને આધ્યાત્મિક સંસ્મરણો." નામના પુસ્તકમાં આપવામાં આવી છે.

મને હજુ પણ એમ લાગે છે કે બીજા માણસો ભલે જોઈતાં સાધનો પૂરાં પાડે અને તેની વ્યવસ્થા કરવાનું માથે લે તો પણ અમે અત્રેથી તમને આજ્ઞા કરીએ છીએ કે બ્યુરો તમારે સ્થાપવો.

"વધુ હું એટલું કહેવા માગું છું કે પરમાત્માનો પ્રેમ જે અમને વધુ ને વધુ દર્શાવવામાં આવે છે તેના આનંદ અને મહિમા વિષે મેં ઘણુંયે લખ્યું છે તો પણ જીવન પ્રેમમય થતાં તેમાં કેટલો બધો ફેરફાર થઈ જાય છે તે વિષે તમને પૂરેપૂરો ખ્યાલ આવી શકશે નહિ. —જુલિયા"

જુલિયા બ્યુરો,
મોબ્રે હાઉસ,
નોરફોક સ્ટ્રીટ, લંડન, ડબ્લ્યુ. સી.
ઈસ્ટર, ૧૯૦૯

વિલિયમ ટી. સ્ટેડ

# અનુક્રમ

## પ્રથમ શ્રેણી



## દ્વિતીય શ્રેણી



## અપૂર્ણ લેખ



## અંતિમ શ્રેણી



## પરિશિષ્ટ

# જુલિયાના પત્રો

પ્રથમ શ્રેણી

## પોતાની સાહેલીને*

### ૧. આ લોકમાંથી પરલોકમાં

પ્રિય બહેન, જ્યારે હું તારાથી છૂટી પડી, ત્યારે તેં ધાર્યું હશે કે આપણો હમેશને માટે અથવા તો તું પરલોકવાસી થાય ત્યાં સુધીને માટે વિયોગ થયો છે. પણ જેને તમે મૃત્યુ કહો છો તે પામ્યા પછી હું જેટલી તારી પાસે છું તેટલી પહેલાં કોઈ દિવસ નહોતી.

મૃત્યુ પછી કેવું લાગે છે

મેં મારી જાતને મારા દેહથી વિમુક્ત થયેલી જોઈ. મને બહુ વિચિત્ર લાગણી થઈ. જે પથારી પર મારું શબ પડેલું હતું તેની પાસે જ હું ઊભી હતી. મારી આંખો મીંચાયા પહેલાં ઓરડામાં જેમ હતું તેવું જ ત્યાર પછી પણ મારા જોવામાં આવ્યું. "મરતી વખતે" મને કોઈ વેદના થઈ નહોતી; મને તો માત્ર પુષ્કળ શાંતિ જ લાગી. ત્યાર પછી હું જાગ્રત થઈ; ઓરડામાં પડેલા મારા પહેલાના દેહની બહાર હું ઊભી રહેલી હતી. પહેલાં ત્યાં બીજું કોઈ નહોતું. હું અને મારું શબ બે જ હતાં. પ્રથમ તો મને અજાયબી લાગી કે મને આટલું બધું ઠીક કેમ લાગે છે. ત્યાર પછી મને જણાયું કે મેં આ દુનિયા છોડી છે.

મરતી વખત તેને કેવું લાગ્યું

---

* આ પત્રોમાં સને ૧૮૯૨–૯૩માં જુલિયાએ પોતાની સાહેલી મિસ ઈ—ને મારા હાથ વતી જે પત્રો લખેલા છે તેમાંના કેટલાક ઉતારાઓ તેમ જ મને સંબોધેલા પત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. મને લખેલા પત્રો મિસ ઈ—ની સાથે ચાલેલા પત્રવ્યવહારને અંગે લખાયલા છે, અને તેથી મેં તેને પ્રથમ શ્રેણીમાં દાખલ કરેલા છે. હાંસીઆમાં આપેલાં મથાળાં મારા પોતાનાં છે.

હું થોડી વાર થોભી; ત્યાર પછી બારણું ઊઘડયું અને મિસિસ એચ. અંદર આવી. તે બહુ દિલગીરીમાં હતી. તેણે મારા શબને જાણે હું હોઉં એમ સંબોધ્યું. હું તેના તરફ જોતી જોતી ઊભેલી હતી; પણ તે તો બિચારા મારા શબ વિશે જ વિચાર કર્યા કરતી હતી. મને તે એટલું બધું હાસ્યજનક લાગ્યું કે મારાથી હસ્યા વગર રહેવાયું નહિ. પહેલાં મેં બોલવા પ્રયત્ન ન કીધો. શું થાય છે તે જોવા હું ઊભી રહી.

દેવદૂત અને તેની ફરજ

ત્યાર પછી તે ઓરડામાં એકદમ પુષ્કળ પ્રકાશ વ્યાપી રહેલો હોય એમ મને લાગ્યું. મેં એક દેવદૂત જેવું જોયું, તે સ્ત્રી જેવી લાગતી હતી. તેણે મારી પાસે આવીને કહ્યું :

" નવા જીવનના નિયમો તમને શીખવવા વાસ્તે મને મોકલવામાં આવી છે. "

મેં તેના તરફ જોયું એટલે તેણે મને આસ્તેથી હાથ અડકાડીને કહ્યું :

" ચાલો આપણે જઈએ. "

ત્યાર પછી મારા શબને ત્યાં પડતું મૂકી હું ઓરડા બહાર આવી. મને બધું વિચિત્ર જણાયું; મહોલ્લાઓ આત્માઓથી ઠચકાર વસેલા હતા. જેમ જેમ અમે આગળ જતાં ગયા તેમ તેમ હું તે બધાંને જોતી ગઈ; તે બધાં અમારા જેવાં જ દેખાતાં હતાં; મારી જોડે જ દેવદૂત હતી. તેને સુંદર પાંખો હતી. તેનો બધો પહેરવેશ સફેદ હતો.

પ્રથમ અમે મહોલ્લાઓમાંથી પસાર થયા, ત્યાર પછી અમે હવામાંથી પસાર થયા, અને આખરે અમે એવી જગ્યાએ આવી પહોંચ્યા કે જ્યાં અમને અમારી પહેલાં આવેલા મિત્રો મળ્યા.

ફરી મેળાપ અને વિયોગ

તે લોકો મિ. એમ—, અને મિ. એમ—અને ઈથલ એ—, વગેરે હતા. તેઓએ પરલોક વિશે ઘણી હકીકત કહી. તેમણે કહ્યું કે મારે તેના નિયમો શીખી લઈ બને તેટલા ઉપયોગી થવા માટે પ્રયત્ન કરવો જોઈએ. જે દેવદૂત મારી સાથે હતી તેણે જે બધું હું કહેવા માગતી હતી તે તેમને સમજાવવામાં મને મદદ કરી.

સૂક્ષ્મદેહધારી મિત્રોનું જીવન જેવું અહીં હતું તેવા જ પ્રકારનું ત્યાં છે. તેઓ ત્યાં રહે છે, એકબીજાને પ્રેમથી ચાહે છે અને જો કે તેમને

તેમના નિર્વાહ માટે કામ કરવાનું નથી તો પણ તે સિવાય તેમને બીજું ઘણું કામ કરવાનું છે.

તે વખતે મને તું યાદ આવી, અને તેમ થતાં મને દિલગીરી થવા માંડી; મને તારી પાસે પાછા આવવાનું મન થયું; દેવદૂત હું જ્યાંથી આવી હતી ત્યાં પાછી મને સપાટાબંધ હવા મારફતે લઈ આવી. જે ઓરડામાં મારું મત્યુ થયું હતું તેમાં હું દાખલ થઈ. ત્યાં મારું શબ પડેલું હતું. મને હવે તે તરફ જોવાનું વધુ ગમ્યું નહિ, પણ મારા જીર્ણ થઈ ગયેલાં વસ્ત્રો સમાન મારા મૃત દેહ માટે તમે બધાં કલ્પાંત કરતાં હતાં તેથી મને ઘણો શોક થયો. મને તારી સાથે બોલવાની ઇચ્છા થતી. પ્રિય બહેન, મેં તને અતિશય અશ્રુભીની જોઈ, અને મને એટલો બધો શોક થયો કે મારાથી તને આશ્વાસન આપી શકાયું નહિ. મને ઘણું યે બોલવાનું અને તને કહેવાનું મન થતું કે જો હું તારી પાસે ને પાસે જ છું પણ તારાથી તે સાંભળી ન શકાયું. મેં પ્રયત્ન કર્યો, પણ તે તરફ તારું ધ્યાન આવ્યું નહિ. મેં તે દેવદૂતને કહ્યું:

મિત્રોને મળવા માટે પ્રત્યાગમન

અંતરાય હજી હતો

"હમેશ આવું જ થશે કે શું?"

તેણે કહ્યું, "સબૂર કર; તું તેની સાથે બોલી શકશે એવો પણ વખત આવશે. પણ હમણાં તે કાંઈ પણ સાંભળી શકશે નહિ યા તો સમજી પણ શકશે નહિ."

પછી મને દૂર તેડી જવામાં આવી. હું એક વિશાળ ચોગાનમાં આવી. અહીં હું કદી પણ આવી નહોતી. હું એકલી હતી; એટલે કે બીજું કોઈ પણ મારા જોવામાં આવ્યું નહિ. પણ ખરી રીતે જોતાં તમે કદી એકલા તો હોતા જ નથી. આપણે હમેશ પરમાત્માના સમક્ષમાં જ રહીએ છીએ છતાં મેં તો કોઈને ત્યાં જોયું નહિ. તે વખતે એક અવાજ મારે કાને પડયો. તે કયાંથી આવતો હતો અથવા તો કોણ બોલતું હતું તે હું સમજી શકી નહિ. મેં ફક્ત આ જ શબ્દો સાંભળ્યા કે "જુલિયા, જેણે તારો ઉદ્ધાર કર્યો છે તે તારી સાથે બોલવા ખુશી છે." મેં કાન માંડયા, પણ આ સિવાય બીજા શબ્દો બોલાયા નહિ.

અદૃશ્યનો અવાજ

ત્યાર બાદ મેં પૂછયું કે "એ કોણ બોલે છે?" અને એટલામાં તો આગના ભભૂકા સમાન—મનુષ્યદેહના રૂપવાળા આગના ભભૂકા

જેવું—કાંઈક જોવામાં આવ્યું. હું બીધી. ત્યારે તે બોલ્યા અને કહ્યું, "બીશ નહિ. ઈશ્વરની ગુહ્ય વસ્તુઓ તને

અગ્નિજ્વાળાસમ પ્રકાશવાન

શીખવવા માટે હું નિયુક્ત થયો છું. અને તેથી હું આવ્યો છું." ત્યારે મને માલૂમ પડયું કે અગ્નિ સમાન પ્રકાશ જે મારા જોવામાં આવ્યો હતો તે અમર દેવોના જ્વલંત પ્રેમનો જ પ્રકાશ છે; બીજું કાંઈ નથી.

ત્યાર પછી અગ્નિજ્વાળાસમ પ્રકાશવાને કહ્યું, "જુલિયા, તારા ઉદ્ધારકને તારી સમક્ષ જો." અને મેં તેમ કીધું તો તેને (ઈશુને) જોયો. તે મારી પાસેની બેઠક પર બેઠેલો હતો. તેણે કહ્યું, "પ્રિય

તારા ઉદ્ધારકને જો

બહેન, મારા પિતાના મકાનમાં ઘણા મહેલો છે. તું જેને આટલો બધો વખત ચાહતી હતી તે હું આ રહ્યો. મેં તારે માટે એક સ્થાન તૈયાર કરી રાખ્યું છે."

અને મેં કહ્યું, "મારા પ્રભુ, તે કયાં છે?" તે હસ્યા અને તે હાસ્યની ઉજ્જ્વલતામાં જેમ સંધ્યા સમયે આલ્પ્સ પર્વતનો દેખાવ લ્યુસર્નમાં * મારી હોટલની બારીએથી મેં અનેક વાર ફેરવાઈ જતો જોયો છે તેમ તે વિશાળ દેખાવ ફેરવાઈ જતો જોતો જોયો. ત્યારે મને દેખાયું કે હું એકલી નહોતી પરંતુ મારી આગળ, પાછળ તેમ જ ઉપર સુંદર પ્રેમમય સ્વરૂપો હતાં. તેમાંના કેટલાકને હું ઓળખતી હતી, કેટલાક વિશે મેં સાંભળ્યું હતું અને બીજા કેટલાક તદ્દન અજાણ્યા હતા. પરંતુ તે સર્વે મારા મિત્રો હતા, હવા પ્રેમથી ભરપૂર હતી. અને આ બધાની વચ્ચે મારો પ્રભુ, મારો તારણહાર હતો. મનુષ્યમાં તે મનુષ્ય જેવો દેખાતો. ઈટલીના ફ્રા એન્જેલિકો+ નામના ચિત્રકારના કેટલાંક ચિત્રોમાં જે અજાયબીભરેલી મધુર નમ્રતા જોવામાં આવે છે તે પ્રકારની

---

* જે વખતે આ પત્ર મારા હાથથી લખાયો તે વખતે મને ખબર નહોતી કે મિસ એમિસે કદી એલ્પનગ્લુર જોયો હોય. મિસ ઈ—ને જયારે આ પત્ર મળ્યો ત્યારે તેણે મને કહ્યું કે તેની બહેનપણીએ લ્યુસર્નમાં એલ્પનગ્લુર જોઈ તે પ્રમાણે તેનું વર્ણન આપતાં તેને જે આનંદ થતો હતો તે હજુ તેને બરાબર યાદ છે. તેણે લખ્યું હતું કે "હું લાંબો વખત સુધી ઘૂંટણીએ પડી રહી અને તે અજાયબીભરેલા પ્રકાશમાં મળી જતી હોઉં એમ થયા પછી મેં ઈશ્વરની પ્રાર્થના કીધી કે પ્રભુ મને આવી જ રીતે પોતાનામાં સમાવી લે તો સારું. હું મારા સૃજનહાર સાથે એકલી જ હોઉં એમ મને લાગ્યું, અને તેની સાથે વાતો કીધી." ('A Young Woman Journalist'—એ યંગ વુમન જર્નાલિસ્ટ, પા. ૧૪૦)

+ આ બાબતમાં પણ મિસ એમિસે એન્જેલિકોનાં ચિત્રો જોયાં હતાં કે નહિ તેની મને ખબર નહોતી. પરંતુ "A Young Woman Journatist" (એ યંગ વુમન

નમ્રતા એનામાં સંપૂર્ણ હતી. તેની મુખમુદ્રા તેના અત્યંત પ્રેમને લીધે સુંદર લાગતી હતી, અને મારા આત્માના પ્રાણવાયુ સમાન હતી. તે હંમેશાં આપણી પાસે જ છે. એની પાસે રહેવું એ જ સ્વર્ગ. તે આપણી પાસે છે એ જ્ઞાનમાત્રથી આ દુનિયાનું વાતાવરણ તમારી દુનિયાના વાતાવરણ કરતાં કેવી રીતે ભિન્ન પ્રકારનું થઈ જાય છે એ તમે ન સમજી શકો. બીજી ઘણી બાબતો વિશે મને એમ થાય છે કે હું તમને લખી જણાઉં પણ મારાથી તેમ થઈ શકતું નથી. તથા તમે તે સમજી પણ ન શકો. હું તમને માત્ર એટલું જ જણાવી શકું કે આપણા ધાર્યા કરતાં તે વધારે શક્તિવાન છે. સર્વ સારી વસ્તુ તેના થકી જ થાય છે અને તે જ આપી શકે છે.

સ્વર્ગની વ્યાખ્યા

જેને આપણે સારું, મધુર, પવિત્ર, ઉમદા અને પ્રેમપાત્ર માનીએ છીએ, તે તેના અગાધ મહિમાના માત્ર આછા પડછાયા જ છે. તે આપણને કેટલા બધા મૃદુ પ્રેમથી ચાહે છે! હે એલન, એલન, આપણે એકબીજાને જે પ્રેમથી ચાહતાં હતાં તે પ્રેમ આપણને કેટલીક વખત અતિગાઢ લાગતો હતો, પરંતુ તે ગમે તેટલો ગાઢ હોય છતાં પણ તેના પ્રેમ આગળ તે કાંઈ વિસાતમાં નથી, તેનો પ્રેમ એટલો બધો અગાધ છે કે આપણે તેથી છક થઈ જઈએ. તેનું વર્ણન સરખું પણ આપણાથી ન થઈ શકે. એનું નામ જ પ્રેમ છે. તે પ્રેમ, પ્રેમ અને પ્રેમ જ છે!

ઈશુનો પ્રેમ

મારાથી તમને બધું ન કહી શકાય. તમે તે સમજી પણ ન શકો. પણ હું એટલી બધી સુખદ સ્થિતિમાં છું કે જેની કલ્પના સરખી પણ, જ્યારે હું પૃથ્વી ઉપર હતી ત્યારે આપણે કદી પણ કરી હોય. જે મારા મિત્રો મારી આગળ અહીં આવ્યા છે તેની સાથે હું છું.

કોઈ વૃદ્ધ તો લાગતું જ નથી. અમે બધાં જુવાન જ છીએ. જાણે

---

જર્નાલિસ્ટ) વાંચી તથા ફ્રા એન્જેલિકોનાં આશ્ચર્યકારક ચિત્રો વિશે પોતાના ઉદ્ગાર કાઢીને કહે છે કે "મને ખાસ કરીને તેની ચિત્રો ચીતરવાની ઘોડી પર મૂકેલાં ચિત્રો ગમતાં હતાં. તે પવિત્ર માણસને એમ લાગતું હતું કે ચિત્રો ચીતરવાને જાણે ઈશ્વર તેને પ્રેરણા કરતો હતો. સ્ટુઅર્ડ કહે છે કે "તેણે ચીતરેલા ફિરસ્તાઓ એટલા બધા પવિત્ર લાગે છે કે તેવી પવિત્રતા કલ્પનાશક્તિમાં આવી શકે નહિ. બીજી દુનિયામાં વસતા આ ફિરસ્તાને મનુષ્યના નમ્ર રક્ષકો તરીકે આવી સારી રીતે બીજો કોઈ પણ ચિત્રકાર ચીતરી શક્યો નથી." (પા. ૧૧૯)

અક્ષય જુવાની ન મળી હોય ! જેમ આપણે આપણાં જીર્ણ વસ્ત્રો પાછાં પરિધાન કરી શકીએ છીએ, તેમ અમે કોણ છીએ, તે વિષે બરાબર ઓળખ આપવા માટે અમને ફાવે ત્યારે અમે અમારા જૂના સ્થૂળ દેહ અથવા તો તેના જેવા સૂક્ષ્મ દેહ ધારણ કરી શકીએ છીએ, પણ અહીંયાં અમારા જે સૂક્ષ્મ દેહ છે તે જુવાન અને સુંદર દેખાય છે. અમે જેવાં પહેલાં હતાં અને હાલ છીએ તેમાં ઘણું સરખાપણું છે. અમારું નવીન સ્વરૂપ જૂના સાથે મળતું આવે છે તે ઉપરથી અમે એકબીજાને ઓળખી શકીએ, તો પણ જૂના અને નવીન સ્વરૂપમાં ઘણો ફેર હોય છે. દેહરૂપી પિંજરામાંથી મુક્ત થયેલો આત્મા જુવાનીનો નવીન વેશ ધારણ કરે છે. તેમાં જીર્ણપણા જેવું કાંઈ હોતું જ નથી.

અક્ષય જુવાની

અમે અહીંયા કેમ રહીએ છીએ તથા અમારો વખત કેમ ગાળીએ છીએ તે સમજાવવું મને ઘણું કઠણ લાગે છે. થાક શું છે તે અમે સમજતાં જ નથી, અને તેથી જેમ આપણે પૃથ્વી ઉપર હતાં અને ઊંઘતાં હતાં તેમ ઊંઘવાની અમને જરૂર જણાતી નથી; તેમ અમને ખાવાની કે પીવાની પણ જરૂર જણાતી નથી. આ સઘળી વસ્તુઓ સ્થૂળ દેહને વાસ્તે અગત્યની હતી. અહીં અમને તેની જરૂર નથી. અમને અહીં કેવું લાગે છે તેનો તમને યથાર્થ રીતે ખ્યાલ આવે તેટલા વાસ્તે હું ધારું છું કે તમે સૂર્યોદય અગર તો સૂર્યાસ્તના સમયને યાદ કરો. ઉદય થતા અગર અસ્ત પામતા સૂર્યનાં કિરણો આપણી નજરે પડતા બધા કુદરતી દેખાવ ઉપર પથરાઈ કેવી મનોહર શોભા અર્પણ કરે છે, તે જોતાં આપણને કેટલું બધું સુખ અને શાંતિ પ્રાપ્ત થાય છે ! તેટલી ઘડી આપણે કેવો ઉચ્ચ પ્રકારનો આનંદ અનુભવીએ છીએ ! અમને અહીંયાં તેવો જ આનંદ થાય છે. અહીંયાં શાંતિ છે, જીવન છે, સૌંદર્ય છે, અને તે બધા કરતાં પણ શ્રેષ્ઠ—પ્રેમ છે. સર્વત્ર બસ સૌંદર્ય, આનંદ અને પ્રેમ છે. પ્રેમ, સ્વર્ગમાં પહોંચાડનારી ખરી શુદ્ધ વસ્તુ તે પ્રેમ છે. ઈશ્વર પ્રેમ છે અને જ્યારે તમે પ્રેમમાં રસબસ થઈ જાઓ છો ત્યારે તમે ઈશ્વરમય જણાઓ છો.

મૃત્યુ પછીનું જીવન

દુનિયાના પાપ અને શોક વિષે અમને શું લાગે છે તે વિષે તું મને પૂછે છે. તેના જવાબમાં અમે કહીએ છીએ કે તે અમારા જોવામાં આવે છે, તેને દૂર કરવા અમે પ્રયત્ન કરીએ છીએ. પરંતુ પહેલાંની માફક અમને તે દુઃખમાં દબાવી શકતા નથી, કારણ કે અમને પાપની બીજી બાજુ પણ દેખાય

પાપ વિષે તે શું કહે છે

છે. ઈશ્વરના પ્રેમ માટે અમને શંકા જ નથી. તે પ્રેમમાં તો અમે વસીએ છીએ. સૌથી મહાન અને ખરેખરી સત્ય વસ્તુ તે તે જ છે. પૃથ્વી ઉપર જેવામાં આવતા પાપ અને શોક માત્ર પડછાયા જેવા છે. તેને ઊડી જતાં વાર નહિ લાગે. પરંતુ તે માત્ર પૃથ્વી ઉપર જ છે એમ નથી. અહીંયાં પણ પાપ છે અને શોક પણ છે. અહીંયાં પણ સ્વર્ગ અને નર્ક બન્ને છે. પણ નર્કને ખાલી કરવું એમાં જ સ્વર્ગનો આનંદ સમાયલો છે.

નર્ક, અને સ્વર્ગનો આનંદ

પ્રેમથી તરવું તથા આત્મભોગ આપી ઉગરવું એ જ અમે અહીં હમેશ શીખીએ છીએ. આત્મભોગ તો આપવો જ જોઈએ. ત્યાર વિના મુક્તિ નથી. જીસસ ક્રાઈસ્ટે પણ એ સિવાય બીજું શું રહસ્ય શીખવ્યું છે ?

## ૨. નવીન જીવનની અજાયબીઓ

જ્યારે મારા હાથ વતી એલનને પત્ર લખતો હતો ત્યારે મને વિચાર આવ્યો કે " નવીન જીવનથી જુલિયાને પુષ્કળ આશ્ચર્ય થયું હશે કે નહિ. " તેણે તરત જ લખ્યું કે—

ખરેખર, બન્ને દુનિયાના જીવનમાં આટલું બધું સરખાપણું હશે એમ મેં કદી ધાર્યું નહોતું.

જ્યારે આત્મા આ દેહનો ત્યાગ કરે છે ત્યારે જેવો તે દેહમાં પુરાયલો હતો તેવો ને તેવો જ રહે છે; આત્મા ખરી સત્ય વસ્તુ છે, તે મનને અને દેહને પોતાના હથિયાર તરીકે વાપરે છે. તેમ દેહ ત્યજ્યા પછી તેને દેહનો ખપ કે જરૂર પડતી નથી. પરંતુ મન, જ્ઞાન, અનુભવ, વિચારોનું વલણ, વૃત્તિઓ, જેવાં આ દુનિયામાં હતાં તેવાં જ તેનામાં જળવાઈ રહે છે. ઘણી વાર એમ બને છે ખરું કે દેહરૂપી માંસનું પિંજરું ધીમે ધીમે બગડતું જાય છે અને તેને લીધે કેટલેક અંશે આત્માને હાનિ પહોંચે છે. પરંતુ મૃત્યુ પછી આત્મા તેમાંથી મુક્ત થાય છે. હું બીજી દુનિયામાં ગઈ તે વખતે જે વસ્તુ મને સૌથી વધારે અજાયબીભરેલી લાગી તે એ હતી કે મનુષ્યના બાહ્ય સ્વરૂપ અને સત્ય સ્વરૂપમાં ઘણો ફેર છે.

મૃત્યુ પછી આત્માની દશા

સત્ય સ્વરૂપ

કોઈને વિષે "છેવટનો મત ન બાંધો," એ સૂચનાનો અત્યાર સુધી જે અર્થ કરવામાં આવ્યો છે તેના કરતાં જુદો જ અર્થ ઉપર કહેલા સ્વરૂપોમાં જણાતા ફેરને લીધે થાય છે, કારણ કે મનુષ્યના સત્ય સ્વરૂપના બંધારણનો આધાર તેના દેહનો તે કેવો ઉપયોગ કરે છે તેના કરતાં તેના માનસિક વિચારો કેવા છે તેના ઉપર વધારે અવલંબે છે. અહીંયાં કેટલાક માણસો એવા છે કે જે બીજા માણસોને ઘણા જંગલી અને ખરાબ જણાતા હતા. પરંતુ સ્વચ્છંદપણે મનને ભટકવા દેનારા છતાં બહારથી સદાચારનો આડંબર ધારણ કરી બેઠેલા દુનિયાના બીજા માણસો કરતાં તેઓ શુદ્ધિ તેમ જ પવિત્રતામાં અનેકવાર ચઢિયાતા છે. મનુષ્યના મનના વિચારો પ્રમાણે તેનું ચારિત્ર્ય બંધાય છે. દેહ કરતાં મન વધારે ચાલાક અને બળવાન છે. બહુ કહીએ તો દેહ મનના એક અલ્પ હથિયાર તરીકે જ કહેવાય. આ જ કારણને લીધે જેવા આપણા મનના વિચાર તથા ઇરાદાઓ અને માનસિક કલ્પનાઓ તેવા આપણે દેખાઇએ અને તે પ્રમાણે આપણે માટે મત બંધાય; કારણ કે આપણું આંતરિક સ્વરૂપ જે મૃત્યુ પછી દશ્યમાન થાય છે તેનું ખરું ચારિત્ર્ય તેનાથી જ બંધાય છે.

આપણે માટે કેવી રીતે અભિપ્રાય બંધાય છે

તમે ધારો છો તેના કરતાં વિચાર વધારે સત્ય વસ્તુ છે. એક શેખચલ્લી પણ તમે ધારો છો તેટલો આળસુ નથી. તે પોતે વિચારની ધૂનમાં મશગૂલ રહે અને તેથી કાંઈ કામ ન કરે પણ તેના વિચારની અસર જે માણસો વધારે વ્યવહારુ વૃત્તિના હોય તેના પર અજાણપણે થઈ જાય છે. અને તદનુસાર જે માણસ પોતાના અંતરમાં હમેશ દુષ્ટ અને અપવિત્ર વિચારો કર્યા જ કરતો હોય તે એવા તત્ત્વો ઊભાં કરે કે જેની ખરાબ અસર તેનાં પોતાનાં બાળકો ઉપર પણ થાય અને પરિણામે તેમની લાગણીઓ ઉશ્કેરાઈ તેમની જિંદગી પાયમાલ થઈ જાય—આવું થતે પણ તે બિચારાં બાળકોને ખ્યાલ સરખો ય ન હોય કે તેમના પિતાના મનમાં એક પણ પાપિષ્ટ વિચારે પ્રવેશ કર્યો હોય.

વિચારનું પ્રાબલ્ય

આ પ્રમાણે અહીંયાં બધી વસ્તુઓ ઊલટપાલટ જણાય છે. જે પહેલું તે છેલ્લું અને છેલ્લું તે પહેલું હોય છે. ગુનેગારો, ખૂનીઓ અને રંડીબાજો, જેઓએ સ્થૂળ દુનિયામાં પોતાનાં દુષ્ટ કાર્યો કરવામાં કાંઈ બાકી રાખ્યું નથી, તેઓ જે લોકોએ કદી ગુનો ન કર્યો હોય પરંતુ જેમના મન ગુના ઉત્પન્ન

અંતઃકરણના વિચાર અને ઇરાદાઓ

કરે. એવા વિચારો પેદા કરવાનાં કારખાનાં જેવાં તથા તેને લાયકની ફળદ્રુપ જમીન જેવાં હોય તેમના કરતાં શુદ્ધતા અને પવિત્રતામાં ઊંચે સ્થાને વિરાજે છે. આથી હું એમ નથી કહેવા માગતી કે ગુના વિષે વિચાર કરવા કરતાં ગુનો કરી નાખવો એ વધારે સારું છે. હું એટલું જ કહેવા માગું છું કે ગુનો કર્યો એટલે હૃદયનું દુષ્ટપણું સાબિત થયું એમ દરેક બાબતમાં સમજવાનું નથી. તાત્કાલિક લાગણીને વશ થઈ ઓચિંતો કરવામાં આવેલા પાપ અથવા ઉશ્કેરાયલી સ્થિતિમાં કરી નાંખેલા ગુનાઓ લાંબા વખત સુધી મનમાં રમી રહેલા દુષ્ટ વિચારો જે આત્માને અંતે વિષમય બનાવે છે તેના કરતાં આત્માને ઓછું નુકસાન પહોંચાડે છે.

દેહનો ત્યાગ થયા પછી મનુષ્યનું સત્ય સ્વરૂપ સમજાય છે. ત્યારે પ્રથમ વખત આપણે જેવા હોઈએ અગર જેવો વિચાર કર્યા કરતા હોઈએ એવા દેખાઈએ છીએ. આવું જ્ઞાન આપણને ચમકાવી નાંખે એવું હોય છે, અને હજુ પણ હું આસ્તે આસ્તે તે સમજવા લાગી છું.

ત્યાર પછી એક બીજી બાબતથી પણ મને ઘણું આશ્ચર્ય લાગ્યું. અને તે બાબત એ છે કે દુનિયાની વસ્તુઓ અમને તુચ્છ લાગે છે.

વસ્તુઓનું તુચ્છપણું

આમ કહેવામાં મારો એ જ ઉદ્દેશ છે કે જે ઘણીખરી વસ્તુઓ મનુષ્યને તમારી દુનિયામાં સૌથી વધુ અગત્યની લાગે છે તે અમને અહીં તુચ્છ લાગે છે. દાખલા તરીકે, દોલત, દરજ્જો, લાયકાત, ગુણ, મોભો અને તે સિવાય જે સર્વ વસ્તુઓ આપણે દુનિયામાં ઘણી મૂલ્યવાન સમજીએ છીએ તે અહીં કંઈ વિસાતમાં નથી. તે વસ્તુઓનું અસ્તિત્વ ગઈ કાલના ધુમ્મસ અગર તો ગયા વર્ષની હવા કરતાં વધુ હોતું નથી. બેશક, થોડા સમયને માટે આ ચીજો અગત્યની હતી પણ તેની હંમેશને માટે જરૂર નથી; જેમ એક વાદળું ચાલ્યું જાય તેમ તે વસ્તુઓ પસાર થઈ જાય છે અને પછી ફરીથી જોવામાં આવતી નથી.

હું તમને પૂછવા માગું છું કે તમે મને એક બાબતમાં મદદ કરી શકશો કે નહિ? તે બાબતમાં હું ઘણો રસ લઉં છું.

મદદ માટે વિનંતિ

લાંબો વખત થયાં મારો એવો ઇરાદો છે કે જે લોકો તમારી દુનિયામાંથી અહીં આવતા રહ્યા છે તેઓ પોતાની પાછળ મૂકેલાં પોતાનાં વહાલાંઓ સાથે સંદેશા ચલાવી શકે એવું એક સ્થાન સ્થાપવું. હાલ અહીં એટલા બધા સૂક્ષ્મદેહીઓ છે કે જેઓ,

જેમ હું તમારી સાથે વાતચીત કરવા તલસતી હતી તેમ, જે સગાંઓથી પોતે વિખૂટા પડેલા છે તેમની સાથે વાતચીત કરવા તલસે છે, પરંતુ તેઓને એવું કોઈ મનુષ્ય મળતું નથી કે જેના હાથવતી તેઓ લખી શકે. આ દેખાવ ઘણો વિચિત્ર છે. તમારી તરફ એવા આત્માઓ છે કે જે પોતાનાં વહાલાંઓના મૃત્યુને લીધે વિખૂટા પડવાથી દુઃખી થઈ તરફડે છે, અમારી તરફના આત્માઓ એવા છે કે જે પોતાનાં વહાલાંઓ સાથે બોલીચાલી ન શકવાથી શોકમાં ગરકાવ થયેલા છે. આ શોકાવિષ્ટ મનુષ્યોને એકત્ર કરવા શું કરવું જોઈએ ? તેમનો મેળાપ કરવામાં એવી વસ્તુની જરૂર છે કે જે અમારાથી પૂરી પાડી શકાય એમ નથી. તે વાસ્તે તમારી મદદની જરૂર છે. પણ તે કેવી રીતે ? તે કંઈ અસંભવિત વાત નથી. જ્યારે તે વસ્તુ પાર પડશે ત્યારે મત્યુનો ડંખ ચાલ્યો જશે અને તેનો વિજય પડી ભાંગશે. ઈશુના શિષ્યે ધાર્યું કે આ બાબત સિદ્ધ થઈ ચૂકી હતી. પણ મૃત્યુનો વિજય અને તેનો ડંખ હજુ રહ્યા છે. આપણાં વહાલાંઓના મૃત્યુથી આપણને થયેલો ઘા કોણ રૂઝવી શકે ? આપણે આપણાં વહાલાંઓને ગુમાવી દીધાં નથી. પરંતુ પ્રથમના કરતાં પણ હાલ તેઓ આપણી વધારે સમીપમાં છે એમ જે લોકો આપણને બતાવી આપે તે જ લોકો આપણો ઘા રૂઝવી શકે એમ છે. પહેલાં હું જેટલી એલનની સમીપમાં હતી તેના કરતાં હાલ મારો દેહોત્સર્ગ થયા પછી હું તેની વધારે સમીપમાં છું એમ તમે નથી માનતા ? ખરેખર, હાલ હું તેની સાથે એવી રીતે રહું છું કે તેવી પહેલાં હું રહી શકતી નહોતી. હું આ બાજુએ આવી ત્યારથી હું જેટલી તેની સમીપમાં છું તેટલી પહેલાં નહોતી. પરંતુ તમે જો મને મળી ગયા ન હોત તો તે કંઈ જાણત નહીં તેમ તમને પણ મારા તરફથી કાંઈ ખબર મળત નહીં.

મૃત્યુનો ડંખ

બન્ને બાજુઓ વચ્ચે સંદેશાઓરૂપી વ્યવહાર સધાય તેટલા માટે એક બ્યુરો ( મંડળ ) સ્થાપવાની જરૂર છે. તમે એવું એકાદ સ્થાન ન સ્થાપી શકો કે જેમાં એક કે વધુ વિશ્વાસપાત્ર મનુષ્યો હોય અને તેની મારફતે અમે સંદેશા મોકલાવી શકીએ ? દુનિયામાં શોકમાં ઝૂરતાં મનુષ્યોને આ બ્યુરો સ્થાપવાથી ભલે માત્ર એક જ વાર ખબર પડે કે જે લોકોને તેઓ મૃત્યુ પામેલા માને છે તે લોકો પ્રથમના કરતાં પણ હાલ તેમની વધારે સમીપમાં છે, તો તેથી ઘણાંએ મનુષ્યો અશ્રુ સારતાં અટકે અને તેમના દુઃખમાં દિલાસો મળે. હું ધારું છું કે

જોઈએ છે, સંદેશા-વ્યવહાર સાધનાર બ્યુરો

આ તરફ આવેલા સર્વે તમને આતુરતાથી સહાય કરશે એમ તમારે જરૂર માનવું.

આ બાજુ પર વસતા અમે લોકો આ કાર્ય પાર પાડવાની આશાથી હર્ષિત થયા છીએ. તમે જરા કલ્પના કરો કે જે લોકોને અમે ચાહીએ છીએ તે લોકોને અમારી આશા છોડી દઈ શોકમાં ઝૂરતાં જોઈ ને અમને કેટલું દુઃખ થતું હશે; જ્યારે ખરી બાબત એ છે કે જે લોકોને માટે તેઓ ઝૂરે છે તેઓ પોતે તેમની સમીપમાં જ છે અને તેનું તેમને ભાન કરવા માટે તેઓ પોતાનાથી બનતા દરેક પ્રયત્ન કરે છે. પરંતુ આખરે તેમાં તેમનું કાંઈ વળતું નથી. તેમનાં વહાલાંઓ નર્કમાં પડયાં છે એમ માની ઘણા લોકો વેદનાથી પીડાય છે, જ્યારે વાસ્તવિક રીતે જોતાં તેઓ ઈશ્વરના સર્વરક્ષી પ્રેમમાં મશગૂલ જોવામાં આવે છે. પ્રિય એલન, આ સંબંધી મિનર્વાને જરૂર વાત કરજે અને તારાથી બનતું કરજે. સૌથી વધુ અગત્યની કરવાની જે બાબત છે તે આ છે. કારણ કે જો આ કામ થાય તો તેની સાથે ઈશ્વરના મહાન ફિરસ્તાના રણશિંગડાનો નાદ શરૂ થાય અને તે સાંભળતાની સાથે જે લોકોને કબરમાં દાટવામાં આવેલા છે તે લોકો જાગૃત થાય અને મનુષ્યોમાં ફરીથી ચાલતા થાય.

પૃથ્વી પરના માણસો સાથે સૂક્ષ્મદેહીઓને સંદેશા ચલાવવા દેવામાં આવે છે અને તેને સૂક્ષ્મદેહીઓ આટલી બધી અગત્યતા આપે છે એ જોઈને મને પ્રથમ ઘણી નવાઈ લાગી. જે લોકો પ્રતિ

આધ્યાત્મિક જાગૃતિ

તમને પ્રેમ હોય તેમની સાથે વાતચીત કરવાની કેવી ઇચ્છા હોય છે તે હું સહેલાઈથી સમજી શકું છું, કારણ કે મને પણ તેવી જ ઇચ્છા થાય છે; પણ તે એકલી ઇચ્છા નથી પરંતુ તેનાં કરતાં પણ કાંઈક વધુ બળવત્તર છે. મને અહીં ચારે તરફથી જે કહેવામાં આવે છે, અને ખાસ કરીને મારા પ્રિય દેવદૂતો મને જે કહે છે તે એ છે કે પ્રજાઓની અંદર મહાન આધ્યાત્મિક જાગૃતિ થવાનો સમય આવી લાગ્યો છે, અને આત્મા સત્ય વસ્તુ છે, આત્મા અમર છે અને આપણામાં ઈશ્વરનો અંશ છે એ વિષે જે લોકો ખાતરી કરવા માગતા હોય તેમને દરેકને એકદમ, નિર્ણયાત્મક દાર્શનિક પુરાવો આપી ખાતરી કરી આપવાથી જ આ જાગૃતિ આવવાની છે.

મેં કહ્યું: “ પણ હું શું મદદ કરી શકું એમ છું ? ”

તેણે લખ્યું : “ તમારી મારફતે અમારે જે લખાવવું હોય તે સારી રીતે લખાવી શકીએ છીએ. જે સૂક્ષ્મદેહીનાં સગાંવહાલાં અથવા

મિત્રો તેની પાસેથી સંદેશો મેળવવા ચાહતાં હોય તે સૂક્ષ્મદેહીને જો તમે તમારા હાથનો ઉપયોગ કરવા દો, તો તમારે ખાતરી રાખવી કે તે તમારા હાથનો ઉપયોગ કરશે જ. અત્યાર સુધી તેઓ તમારા હાથનો ઉપયોગ કેમ ન કરી શકયા તેનાં કારણો મારી પાસે મોજૂદ છે."

## ૩. સ્વર્ગીય સુખ

બીજે પ્રસંગે મેં તેને પૂછ્યું: "આ દુનિયા કરતાં સ્વર્ગ કઈ બાબતમાં વધારે સારું છે?"

પૃથ્વી અને સ્વર્ગનો ફેર

તેણે લખ્યું: સ્વર્ગ જુદી જુદી પંક્તિનાં છે. તમને કદી પણ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સુખનું સ્વપ્નું આવ્યું હોય તેના કરતાં સૌથી ઊતરતી પંક્તિના સ્વર્ગનું સુખ ચડતા પ્રકારનું છે. આ દુનિયામાં અમે હરઘડી જે પ્રેમાળ સ્થિતિ અનુભવીએ છીએ તેની સાથે સરખામણી કરવા લાયક તમારી દુનિયામાં કોઈ વસ્તુ નથી. જો કાંઈ પણ હોય તો તે આશક–માશૂકનો પરસ્પરનો અપૂર્વ પ્રેમ—કે જે પ્રેમમાં પ્રેમી સંપૂર્ણ સંતોષ પામી પ્રેમઘેલા બનેલા હોય. સ્થૂળ દેહ ને જડ પદાર્થના સવાલને બાજુએ રાખીએ તો પણ તમારી અને અમારી દુનિયામાં જે તફાવત છે તે એ છે કે અમે પ્રેમ–જે ઈશ્વર છે—તેમાં જીવન ગાળીએ છીએ અને તમે ઈશ્વર–જે પ્રેમ છે–તેની ગેરહાજરીને લીધે આવી પડતાં દુઃખમાં તમારું જીવન ઘણી વાર પસાર કરો છો.

દુનિયાના ઉદ્ધારનું રહસ્ય

તમારી દુનિયામાં પણ પુષ્કળ પ્રેમ છે. જો તેમ ન હોય તો દુનિયા નર્ક સમાન થઈ જાય. માતૃસ્નેહ, ભ્રાતૃસ્નેહ, યુવક અને કુમારિકાનો સ્નેહ, પતિપત્નીનો સ્નેહ, મિત્રસ્નેહ પછી તે પુરુષમિત્રો વચ્ચે કે બહેનપણીઓ વચ્ચે હોય—આ બધા પ્રકારનો સ્નેહ દુનિયામાં છે. સ્નેહના આ સર્વ પ્રકારો દુનિયામાં સ્વર્ગનાં કિરણો સમાન છે. ઉપરોક્ત સ્નેહ સંપૂર્ણ તો ન જ કહેવાય. તે હીરામાંથી ઉદ્ભવતી ઝળકતી જ્યોત જેવા છે. તેની સંપૂર્ણ જ્યોતિ તે ઈશ્વર છે. હલકામાં હલકાં પુરુષ અગર સ્ત્રીમાં જે પ્રેમ છે તે ઈશ્વરપ્રેરિત છે. દુનિયાના ઉદ્ધારનું રહસ્ય એ જ છે કે તમારામાં વધુ ને વધુ પ્રેમ, પ્રેમ અને પ્રેમ હોવો જોઈએ.

તમે એમ કહી શકો કે કેટલાકનો પ્રેમ સ્વાર્થી હોય છે તો કેટલાકનો અનિષ્ટ હોય છે. તે વાત ખરી છે પણ તેમ હોવાનું કારણ એ જ છે કે તે પ્રેમ અપૂર્ણ છે. જેમાં સ્વાર્થીપણું હોય તે પ્રેમ નથી. જે પ્રેમથી એક માતા પોતાનાં બાળકોમાં જ લીન થઈ જઈ બીજા લોકો તરફની પોતાની બીજી બધી ફરજોને પડતી મૂકે તે પ્રેમને ખોટો પ્રેમ ન કહેવાય. તેનો વાત્સલ્ય પ્રેમ સ્વાર્થી છે તેનું કારણ એટલું જ કે બીજા લોકો માટે તેનામાં જોઈએ એટલો પ્રેમ નથી. જે જે લોકોના પ્રેમમાં સ્વાર્થ જોવામાં આવે તે તે લોકોને માટે ખરી જરૂરની વસ્તુ એ છે કે તેમણે પોતાનાં પ્રેમ-પાત્રોને ઓછા પ્રેમથી ચાહવું એમ નહિ, પરંતુ જે લોકો તરફ તેઓ બેદરકાર રહેતા હોય તે લોકો તરફ તેમણે પોતાના દિલમાં વધુ પ્રેમ રાખતા થવું. પ્રેમથી કોઈ ધરાયું નથી. આપણે ઊલટાં બીજાને જોઈએ તેટલું ચાહતાં નથી. ચારે તરફ સંપૂર્ણ પ્રેમ હોવો એ જ ઈશ્વરી આદર્શ છે અને જ્યાં પ્રેમમાં જરા પણ ન્યૂનતા હોય તો જ તેમાં અનિષ્ટ પગપેસારો કરે એવી ધાસ્તી રહે છે. પરંતુ જે પ્રેમમાં તમે તમારું સ્વાર્થીપણું ભૂલો અને ન ચાહવા લાયક પુરુષ અથવા સ્ત્રીને ચાહી તમે તેને માટે મહેનત ઉઠાવો, તેને સુખી કરવા પ્રાર્થના કરો, તેને માટે જીવન ધારણ કરી રાખો અને કદાચ જાન પણ આપો તે પ્રેમ ભલે દૂષિત હોય તો પણ તેનાથી તમે જેટલા સ્વર્ગની પાસે આવો છો તેટલા સ્વાર્થી અને પ્રેમરહિત લગ્નવાળા મનુષ્યો આવી શકતા નથી. હું લગ્નની વિરુદ્ધ કાંઈ કહેતી નથી. તમે આને ઘણો ભયાનક સિદ્ધાંત ગણો છો તે હું જાણું છું. બધા સત્ય સિદ્ધાંતો ભયાનક હોય છે પણ તેથી તેનું સત્ય કાંઈ કમી થતું નથી. ઘણોખરો પ્રેમ સ્વાર્થને અંગે હોય છે એમાં કાંઈ શંકા નથી અને તે ખરી રીતે પ્રેમ કહી શકાય જ નહિ. દાખલા તરીકે જે લાગણીથી એક પુરુષ બીજાની સ્ત્રીના પાતિવ્રતનો ભંગ કરી, પોતાની તાત્કાલિક લાલસા તૃપ્ત કરીને તે સ્ત્રીને ત્યજી દે તે લાગણીને પ્રેમ ન કહેવાય. તેમાં અને તીવ્ર ધિક્કારમાં કાંઈ ફેર નથી. તે પ્રેમ નથી પરંતુ પોતાની લાલસા તૃપ્ત કરવાનો નઠારામાં નઠારો માર્ગ છે. ખરા પ્રેમમાં હમેશ આત્મભોગ હોય છે. તે ઉપરાંત બીજી ઘણી વસ્તુઓ ધ્યાનમાં રાખવાની છે. આપણા પોતાના ઉપર તેની શી અસર થશે તે જ માત્ર આપણે વિચારવાનું નથી, પરંતુ બીજા મનુષ્યો જેમાંના કેટલાક હજુ જન્મ્યા પણ ન હોય, તેના પર પણ શી અસર થાય એમ છે તે જોવાનું છે. તેથી કોઈને ખરા પ્રેમથી ચાહવું એનો

(માર્જિન: પ્રેમ એટલે આત્મભોગ; ઈશ્વરી આદર્શ)

અર્થ એ જ થાય કે આપણે તેની જગ્યામાં છીએ એમ ગણી, જેટલા આપણે આપણી જાતને ચાહીએ તેટલા તેને ચાહવું,

સત્ય પ્રેમ એટલે શું? તેનું સર્વ શુભ થાઓ એમ ઈચ્છવું અને આપણા સ્વાર્થ અને એકલપેટા આનંદનો ત્યાગ કરી તેને તેવો આનંદ પ્રાપ્ત થાય એમ કરવું—આનું નામ સત્ય પ્રેમ. અને જ્યાં જ્યાં સત્ય પ્રેમ હોય ત્યાં ત્યાં ઈશ્વરી અંશ પણ હોય જ. આ જ કારણથી માતાઓ તેનાં વાત્સલ્યપ્રેમને લીધે બીજા મનુષ્યો કરતાં ઈશ્વરની વધુ સમીપમાં છે. તેમનામાં પ્રેમનો અંશ વધારે હોય છે, એટલે તેઓ વધારે દૈવી હોય છે; આ માતાઓ ન હોય તો પૃથ્વી એક વિશાળ નર્ક સમાન થઈ જાય.

પ્રિય બહેની, તું આ જ મુખ્ય સિદ્ધાંત પકડી લે—પ્રેમ એ જ ઈશ્વર, ઈશ્વર એ જ પ્રેમ. તમે જેમ જેમ વધુ પ્રેમમાં લીન થાઓ તેમ તેમ વધુ ઈશ્વરમય બનો. જ્યારે આપણે ગાઢ, સત્ય પ્રેમથી

ઈશ્વર ને પ્રેમ ચાહતા હોઈએ ત્યારે જ આપણને આપણા સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થાય અથવા તો આપણા પ્રેમપાત્રમાં આપણે ઈશ્વરી અંશ જોઈએ. હે એલન, એલન, જો મારાથી પાછા આવી મનુષ્યોને કહી સંભળાવવાનું હોય તો હું ધારું છું કે બીજું કાંઈ પણ ન કહેતાં હું એટલું જ કહું કે—તમે ખરા પ્રેમથી ચાહો! પ્રેમ એ જ ઈશ્વરી નિયમોનું પાલન, પ્રેમ એ જ પ્રભુનું દર્શન—પ્રેમ તે પ્રભુ અને પ્રભુ તે પ્રેમ. તમારે પ્રભુ સમીપ પહોંચવું હોય તો—ખરા પ્રેમથી ચાહો. તમારે સ્વર્ગમાં જવું હોય તો—ચાહો. કારણ કે પૃથ્વી અને નર્ક કરતાં સ્વર્ગમાં ખાસ કરીને એ જ તફાવત છે કે સ્વર્ગમાં સર્વે સંપૂર્ણ પ્રેમથી ચાહે છે અને જેમ પ્રેમ વધતો જાય તેમ તેમનું સૌંદર્ય પણ વધે છે. પ્રેમ! પ્રેમ! પ્રેમ! એ બારાખડીનો પહેલો અને છેલ્લો અક્ષર

બારાખડીનો પહેલો અને છેલ્લો અક્ષર છે. એ સિવાય બીજો અક્ષર નથી. કારણ કે પ્રેમ રૂપી પ્રભુ એ જ સૌથી શ્રેષ્ઠ વસ્તુ છે. બારાખડીનો પહેલો અને છેલ્લો અક્ષર એ જ છે. હે મારી વહાલી બહેન એલન, એ જ ખરેખર સત્ય શબ્દ છે. એ જ શબ્દની દુનિયાને જરૂર છે. એ જ શબ્દે મનુષ્યદેહ ધારણ કરી દુનિયામાં અવતાર લીધો—પ્રેમ, પ્રેમ, પ્રેમ!

## ૪. મૃત્યુ પામેલા પાછળ શોક કરવા વિષે

નીચેનો પત્ર જુલિયાના એક પ્રિય મિત્રને લખવામાં આવ્યો છે. તે મિત્ર પોતાના એક પ્રિયજનના મૃત્યુને લીધે શોકમાં ઝૂરી ઝૂરી તદ્દન અધમૂઓ થઈ ગયો હતો. તે મિત્રને લગતા તદ્દન અંગત ફકરાઓ મેં અત્રે આપ્યા નથી. પરંતુ જે લોકો પોતાના મૃત્યુ પામેલા સ્વજનો વિષે નિરાશામાં આવી જઈ શોક કર્યા કરે છે તેમને સદરહુ પત્ર ઘણે અંશે લાગુ પડતો હોવાથી અત્રે આપવામાં આવ્યો છે.

તમારા પ્રિયજનની છેલ્લી માંદગી વખતે હું ઘણી વખત તમારી જોડે હતી, અને હું તમને અતિશય મદદ કરવા પણ માગતી હતી. પરંતુ તમે મને જોઈ શકો અથવા હું કહું તે સાંભળી શકો એટલા માટે મેં પ્રયત્ન કર્યો છતાં પણ તમે મને જોઈ શક્યા નહિ અગર મારું કહેવું સાંભળી શક્યા નહિ. જે દિવસે તે અમારા તરફ આવતી રહી તે દિવસે હું તમારી પાસે હતી. અમે બધા તેને માટે વાટ જોતા હતા અને મને લાગતું હતું કે જો હું તમને કહી શકું કે તેની માતા, પતિ અને બીજા બધાની સોબતમાં ઘણી સુખી છે, તો તમને કેટલું બધું આશ્વાસન મળે. પરંતુ હાય ! અફસોસ ! તમે બધા એટલા બધા જડ હતા કે અમે જે કહેતા હતા તેમાંનું કાંઈ પણ તમે સાંભળી શક્યા નહિ.

મૃત્યુ પથારી પર

પ્રિય મિત્ર, જાણે તમારી સર્વ આશાઓ નષ્ટ થઈ ગઈ હોય એમ શોક શા માટે કરો છો ? ઈસુ ખ્રિસ્તે જીવન અને અમરત્વ વિષે જે જ્ઞાન આપ્યું તે શું બધું મિથ્યા છે ? તમારા પ્રિય સ્વજનોના મૃત્યુ પછી પણ તેમનું જીવન ચાલુ રહે છે એમ ચોક્કસ જાણ્યા છતાં, જાણે બીજી દુનિયા હોય જ નહિ અને ઈસુ ખ્રિસ્તે મૃત્યુ ઉપર વિજય મેળવ્યો જ ન હોય તેવી રીતે શા માટે તમે શોક અને નિરાશામાં ડૂબી જાઓ છો ? નિરાશામય બની શા માટે શોકમાં ઝૂરો છો ? તમે જાણતા નથી કે તમે એક ટેકરી ઉપર આવેલા અને ઢાંકયા ન રહે એવા શહેર સમાન છો ? તમારા અશ્રુપાતથી કેટલા બધા હજારો અને લાખો બિચારા મનુષ્યો દિલગીરીમાં આવી પડશે ! તમને ઈશ્વરના પ્રેમમાં પૂરેપૂરો ભરોસો હોત તો શોકને બદલે તમારા મુખ પર હાસ્ય હોત અને તે હાસ્યપ્રભાવથી તે બિચારા મનુષ્યો કેટલા બધાં રાજી થયા હોત !

નમ્ર ઠપકો

ગુમાવેલી તક

તમે ઘણા ખરાબ માણસ છો, એમ હું નથી કહેવા માગતી; હું એટલું જ કહેવા માગું છું કે નાદુરસ્ત તબિયતને લીધે અથવા તો અતિશય શ્રમને લીધે તમને મળેલી તકનો તમે લાભ લીધો નથી. પ્રિય મિત્ર, એમ ન ધારશો કે તમારી હું આટલી બધી ઋણી હોવા છતાં તથા તમારી પાસેથી મને અહીંયાં પણ ઉપયોગી થઈ પડે એવું બધું શીખ્યા છતાં આ બધી વાતો હું તમને કહેવાની હિંમત કરી શકું છું; પરંતુ હું પરલોકમાં છું અને તેથી જે વસ્તુઓ તમે ન જોઈ શકો તે અમે જોઈ શકીએ છીએ. હું હજુ આશા રાખું છું કે તમે આખી દુનિયા સમક્ષ એક દાખલો બેસાડશો; તે દાખલો ઈશ્વરની મરજીને આધીન થવાનો એટલે નિરાશામાં આવી જઈ હાથ જોડી બેસી રહેવાનો નહિ, પરંતુ ઈશ્વરનો પ્રેમ અનુભવનારાઓને જેવો અવર્ણનીય હર્ષ અને આનંદ કુદરતી રીતે થાય છે, તેવો હર્ષ અને આનંદ તમને થાય છે એવો દાખલો બેસાડવાનું હું કહું છું. આ સંદેશો મારા એકલાનો નથી. આ બાજુ પર વસતા સર્વનો એ સંદેશ છે. તમને ઊંચી પંક્તિએ કેમ ચઢાવ્યા, તમને ઉચ્ચ સ્થાન પર કેમ બેસાડયા? તમને બધા જોઈ શકે એટલા માટે? હું તમને ઓળખું છું. તમને તમારે ખાતર મોટા બનાવવામાં નથી આવ્યા. પરંતુ જેવી રીતે દર્પણમાંથી સૂર્યનાં કિરણોનાં પ્રતિબિંબ પડે છે તેવી રીતે ઈશ્વરના પ્રેમનું પ્રતિબિંબ તમારા જીવનમાંથી બીજા બધાને બતાવી શકો તેટલા માટે તમને ઉચ્ચ સ્થાન પર ચઢાવ્યા છે.

હર્ષ એ મૃત્યુ પછીનું જીવન માનનારનો કુદરતી હક છે

શોકનું ખરું કારણ

પ્રિય મિત્ર, તમે કેમ રુદન કરતા નથી? તમારું પ્રિય સ્વજન અમારી સાથે છે તેટલા માટે નહિ, પરંતુ બીજી દુનિયા એ પ્રભુની જ દુનિયા છે અને મૃત મનુષ્યોને જેમ બીજા લોકો હમેશને માટે જતા રહેલા સમજે છે તેમ તમે નથી સમજતા, પરંતુ તેઓ બીજી દુનિયામાં છે એમ તમે માનો છો એ હકીકત આખી દુનિયાને સાબિત કરી આપવાની તમે આવી મહાન તક ગુમાવી તેટલા માટે તમે કેમ રુદન કરતા નથી?

તમે માનતા ન હો છતાં કહેવું કે હું અમુક વસ્તુમાં માનું છું એ નકામું છે. તમે ઠંડીએ થરથરતા હો અને છતાં કહો કે તમારા દિલમાં ગરમી છે એ શું કામનું? હું તમને વિનંતિ કરીને કહું છું કે તમે મારા પર ખિજવાશો નહિ. તેમ તમે એમ પણ ન ધારતા કે તમારા દિલને દુઃખ થાય એવો કોઈ પણ બાબત વિષે એક શબ્દ પણ હું ઉચ્ચારીશ

અથવા તો ઈસુ ખ્રિસ્તે મૃત્યુ ઉપર મેળવેલા વિજયનું સત્ય દુનિયાને સાબિત કરી બતાવવાની કેવી મહાન તક અમે સ્પષ્ટ રીતે જોઈ રહ્યા છીએ તે સંબંધમાં પણ કાંઈ કહીશ.

*મનુષ્યને પ્રભુ-પ્રેમ પહોંચાડનારાઓ*

હું શું કહું તો તમને ખાતરી થાય? તમે કહો છો કે મારે તમને ઠપકો આપવાનું કામ ઘણું સહેલું છે, પણ તમે હું કહું છું તે સાંભળી શકતા નથી કે તમે મને જોઈ શકતા નથી. તમારાં પ્રિયજનને શોધવા તમે તમારા હાથ અંધારામાં લંબાવો છો, તે તમારી પાસે છે છતાં તમને કાંઈ લાગતું નથી, તમે તેથી શોકગ્રસ્ત થાઓ છો, તમારું અંતઃકરણ તમારી સામે થાય છે અને તમારી શ્રદ્ધા ઊઠી જાય છે. ઠીક, પણ જેટલે દરજ્જે તમારી શ્રદ્ધા ઊઠી જાય તેટલે દરજ્જે પ્રભુનો પ્રેમ મનુષ્યોને પહોંચાડવાની તમારી શક્તિ ઓછી થતી જાય છે.

મનુષ્યને મદદરૂપ થઈ પડવાની સર્વ શક્તિ મેળવવાનો ગુપ્ત માર્ગ એ જ છે કે તમારે પ્રભુના હાથમાં ન્યાયી અને શાંત હથિયાર તરીકે રહેવું અને તે કહે તેનો ઉપદેશ કરવો, અથવા તો તે સાબિત કરી બતાવવું. તેમાં જ્યાં પોતાની જાતનો ખ્યાલ કે અશ્રદ્ધા દાખલ થયાં કે તરત મેળવેલી શક્તિ ચાલી જાય અને અશક્તિ રહે. પોતાની જાતનો ખ્યાલ એટલે લોકો જેને સ્વાર્થીપણું કહે છે તે નહિ પણ સ્થૂલ વસ્તુઓનું તિમિર. આ તિમિરને લીધે આપણે ઈશ્વર અને તેના સત્યની સમીપમાં પહોંચી શકતા નથી.

ધિક્કારું છું, કારણ કે હે મારા પ્રિય મિત્ર, તમે મારા શિક્ષક છો, અને મારી હાલની સ્થિતિને માટે હું તમારી ઋણી છું. આ વસ્તુઓ કહેવાનું મને ગમતું નથી, ઊલટું કઠણ લાગે છે. પરંતુ તમારી શ્રદ્ધા અને તમારો પ્રેમ કેવા પ્રકારનો છે તે હું જાણું છું, અને તેથી શોકમાં ઝૂરતી દુનિયા સમક્ષ પ્રભુના પ્રેમની માફક તમારી શ્રદ્ધા અને પ્રેમ પ્રકાશિત થાય એ જોવા હું ઇચ્છું છું.

મૃત્યુ અને તે પાછળ દુનિયાનો શોક

મનુષ્યજાતિનો દેખાવ કેટલો બધો ભયંકર લાગે છે! મૃત્યુથી થતો શોક અને વેદના એટલો બધો કમકમાટ ઉપજાવે છે કે તેનો પૂરેપૂરો ખ્યાલ તમે અત્યાર સુધીમાં જે કહ્યું હોય કે લખ્યું હોય અગર સ્વપ્નમાં અનુભવ્યું હોય તેનાથી આવી શકે એમ નથી. પાપની પાછળ મૃત્યુ આવ્યું અને તે બન્ને પર વિજય મેળવવા ઈસુ ખ્રિસ્ત આવ્યો. પરંતુ જે લોકો એના નામથી ઓળખાય છે તે એટલે ખ્રિસ્તીઓ તેમનાં પ્રિય સ્વજનો અમર છે એમ ન સમજતા હોય તો ઈસુ ખ્રિસ્તે મૃત્યુ ઉપર વિજય મેળવ્યો છે એમ ન કહેવાય. બંને દુનિયા વચ્ચે પાપે જે અંતરાય-રૂપી ઝાંખો પડદો ઊભો કર્યો હતો તેને ઈસુ ખ્રિસ્તે દૂર કર્યો છે. મનુષ્ય-જાતિ માટે સૂક્ષ્મદેહીઓની દુનિયા ઈસુ ખ્રિસ્તે ખુલ્લી મૂકી છે. પણ ઈસુના સમય પછી એ પડદો ધીમે ધીમે પાછો પડવા માંડયો છે અને જેમ ઈસુ ખ્રિસ્તના પહેલાના વખતમાં મૃત્યુથી જેવી લાગણી થતી હતી તેવી આજ પણ થાય છે. આ સ્થિતિમાં ફેરફાર કરવાનો છે, અને તે ફેરફાર કરવાના કામનો એક મહાન ભાગ તમને સોંપવામાં આવ્યો છે. તે એક મગરૂરી ભરેલો હક છે તથા કીર્તિવંત તક છે. મરેલા માણસો હમેશને માટે આપણી પાસેથી ગયા તેથી તેમને માટે તમે શોક કરો છો એમ નહિ પરંતુ જે મૃત્યુ પામેલા મનુષ્યોને આપણે હમેશને માટે ગયેલા સમજતા હતા તેઓ પાછા મળ્યા છે તેથી તમે આનંદમાં છો એવી રીતે ફરો.

ઈસુ ખ્રિસ્તે કરેલું કાર્ય કેટલુંક નકામું થઈ ગયું

અને જો તમને શ્રદ્ધા હશે તો આપણા પ્રભુના પ્રેમથી થતો આનંદ તમારા હૃદયને ભરપૂર કરશે અને મનુષ્યજાતિનાં શોકથી ઝાંખ મારી ગયેલાં ચક્ષુઓને દિવસના પ્રકાશસમ તે સુખમય લાગશે.

મારા સૌથી વ્હાલામાં વ્હાલા અને માનનીય મિત્ર, હવે મને ક્ષમા કરજો! હું જે લખું છું તે મારા એકલા તરફથી નહિ પણ આ બાજુ

પરના બીજા બધા તરફથી લખું છું. તે સર્વની આશા તમારા ઉપર છે. સાહેબજી.

તમારી પ્રેમાળ મિત્ર,
જુલિયા

## ૫. આધ્યાત્મિક ઉન્નતિનો નિયમ

૧૮મી જૂન સને ૧૮૯૩ને રોજ જે સંદેશો આવ્યો તે બધો મને સંબોધીને લખવામાં આવ્યો હતો.

*સંદેશાવ્યવહાર સૂક્ષ્મદેહીઓને નુકસાનકર્તા નથી*

હું પરલોકમાં છું છતાં પણ તમારી સાથે હું હમેશ સંદેશારૂપી વ્યવહાર રાખી શકું છું. મને તે ઘણું સુખમય લાગે છે. હું નથી સમજી શકતી કે આવા વ્યવહારથી પોતાની ઉન્નતિ થતી કેમ અટકી શકે. ઉન્નતિનો આધાર પ્રેમ અને સેવા ઉપર છે. અને તમે જો બન્ને દુનિયા વચ્ચે લોખંડની દીવાલ રચો તો પ્રેમ અને સેવા બન્નેનું ક્ષેત્ર સંકુચિત થાય. ભૂગોળની દૃષ્ટિએ પૃથ્વી એટલે જડ પદાર્થોની બનેલી વસ્તુ. તમારા વિચાર પણ ઘણાખરા જડ પદાર્થોને લગતા છે. મારે મન તેમ જ આ બાજુ પરના બીજા બધાને મન તમે આત્મા છો અને તે આત્મા નાનકડા દેહરૂપી ઢાંકણની અંદર ઢંકાયેલો છે. તમારું સત્ય સ્વરૂપ તમારો આત્મા છે, દેહ નહિ. અને ખરું જીવન તે સેવા, આત્મભોગ અને પ્રેમ છે. આ સંદેશારૂપી વ્યવહાર ચલાવવાથી જે લોકોને હું ચાહતી હતી અને જે લોકો ઘણી વખત દુઃખમાં આવી પડે છે તેમની સેવા મારાથી થઈ શકે છે, તેથી આ વ્યવહારથી આત્માની ઉન્નતિ થતી અટકે છે એવો સિદ્ધાંત કેટલો બધો મૂર્ખાઈભરેલો છે તે તમે સમજી શકશો.

*ઈસુ ખ્રિસ્તનો અવતાર – તેથી મળતો બોધ*

હવે તરત એ સવાલ ઊભો થાય છે કે ઈસુ ખ્રિસ્તે જે કહ્યું છે તે બધું ખોટું છે? એણે અવતાર ધારણ કરવાથી એના દૈવી સ્વભાવને કાંઈ નુકસાન થયું છે ખરું? જો તેમ ન થયું હોય તો, તેનો પોતાનો દાખલો તમે યાદ રાખો. જેમ તેણે આપણને ઉગાર્યો, તેમ આપણાથી બને તેટલે દરજ્જે આપણા પ્રભુને પગલે ચાલી આપણે "પણ બીજાને

ઉગારવા જોઈએ. છેલ્લા અગિયાર મહિના થયા હું તમને સંદેશા મોકલાવું છું અને તે દરમિયાનમાં મેં તમારું અગર તમારા મિત્રોનું શ્રેય કર્યું છે કે બીજું કાંઈ કરવા પ્રયત્ન કર્યો છે તે બાબત તમે સાક્ષી પૂરી શકો એમ છો. મારી મિત્રાચારી નહિ હોત તો તેથી તમને ફાયદો થાત ખરો ? હું હમેશ તમારી પાસે રહું છું અને અનેકવાર મેં તમને ભવિષ્ય ભાખી આપ્યું છે, તમારાથી ન સમજી શકાય એવી વાતોનો ભેદ ભાંગ્યો છે, અને તમારાં સર્વ કામમાં તમને ઉત્તેજિત કર્યા છે. આમાં કોઈને નુકસાન પહોંચે એવું શું છે ? પૃથ્વી ચારે તરફની મર્યાદાથી બંધાયેલો માત્ર જડ પદાર્થનો બનેલો એક ગોળો છે અને તેમાં આત્માની ઉન્નતિનું કાંઈ પણ થઈ શકે તેમ નથી એવું કોઈ માનનાર નીકળે તો તેથી મને ઘણી અજાયબી થાય. જે મનુષ્ય ઈસુ ખ્રિસ્તના સદ્‌બોધનો ભાવાર્થ સમજી તે પ્રમાણે જીવન ગાળે તે આ પૃથ્વી ઉપર વસનાર સામાન્ય મનુષ્ય છે એમ ન કહી શકાય. તે કયી જગ્યાએ વસે છે તે બાબત નકામી છે; મુખ્ય બાબત તેની વર્તણુકની છે.

હવે, અહીંયાં એવા લાખો ભલા આત્માઓ છે કે જે પૃથ્વી ઉપર મૂકી આવેલાં પોતાનાં પ્રિયજનોને અથાગ પ્રેમથી ચાહે છે. અહીંયાં

મૃત્યુરૂપી અંતરાય

એવી માતાઓ છે કે જે પોતાનાં બાળકોથી વિખૂટી પડેલી છે, એવી સ્ત્રીઓ છે કે જે પોતાના આશક અને પતિઓ વગરની છે; એવા અસંખ્ય પુરુષો છે કે જેમનાં દિલમાં હજુ પ્રેમ છે; તેમને જો કોઈ પણ વસ્તુથી આનંદ લાગતો હોય તો તે તેમનાં પ્રિયજનોથી. તેમની અને તેમનાં પ્રિયજનોની વચ્ચે તેમના મૃત્યુરૂપી અંતરાય આડે આવતાં તેમનો એ આનંદ ચાલ્યો ગયો છે

હે મારા પ્રિય મિત્ર, આવી મૂર્ખાઈભરેલી વાત ન કરો. તેમને ઈશ્વરનો પ્રેમ મળે છે એને જ બધું આશ્વાસન ગણી લેવું એમ શા માટે કહો છો ? હું પ્રભુને કેમ પ્રાપ્ત કરી શકી ? તેમના દિલમાં પ્રેમ હોય તો જ તેઓ પ્રભુને પામે. જ્યાં પ્રેમ નથી ત્યાં પ્રભુ પણ નથી. અમે ઈશ્વરની સમીપમાં તથા આપણા ઈસુના પ્રેમરૂપી પ્રકાશમાં રહીએ છીએ તેથી તમે એમ ધારો છો કે અમે જે લોકોને પૃથ્વી ઉપર ચાહતાં હતાં તેને પહેલાં કરતાં અહીંયાં ઓછાં ચાહીએ છીએ ? હું તમને સાફ ના કહું છું. ખરી હકીકત તેથી ઊલટી જ છે. જેમ જેમ અમે આપણા ઉદ્ધારકને વધુ

ઓળખતા જઈએ છીએ અને તેના માયાળુપણાનો વધુ પરિચય થતો જાય છે, તેમ તેમ અમે તેમને વધુ ને વધુ ચાહીએ છીએ

*અંતરાય દૂર થવો જોઈએ*

છતાં જે લોકોને અમે ચાહીએ છીએ તેમની અને અમારી વચ્ચે અંતરાય પડવાથી અમે શા માટે વિખૂટા પડયા છીએ ? બેશક, બેશક, થોડે દરજ્જે એમાં અમારો દોષ છે. પરંતુ ઘણે ભાગે તમારો પણ દોષ છે.

સંત લોકો એકબીજા સાથે—બીજી દુનિયામાં વસતા સંતો સાથે પણ—સમાગમ કરી શકે છે તે તમે જાણો છો; આ દુનિયામાં વસતા તેમ જ ઉપર સ્વર્ગમાં વસતા સંતોને ઈશ્વરનું એક સૈન્ય

*ઈશ્વરનું એક જ સૈન્ય*

ગણી તમે ફાવે તેવાં ભજન ગાઓ છો; પણ આ બાજુ પર અમારામાંથી તમને તે ઐકયતા સમજાવવા અને તમારી આગળ-પાછળ સાક્ષીઓની મોટી સંખ્યા હાજર છે એમ તમને ખાતરી કરી આપવા જરા પણ વ્યવહારુ પ્રયત્ન કરીએ તો તમે એકદમ કોલાહલ કરી મૂકો છો કે અરે એ તો ઈશ્વરની મરજી વિરુદ્ધ છે ! રાક્ષસોને સાધવાની વાત છે ! ભૂતપિશાચને વશ કરવાની મેલી વિદ્યા છે ! હે મારા મિત્ર, મિત્ર, તું આવા પુષ્કળ કોલાહલથી ઠગાઈશ મા. હું રાક્ષસ છું ? હું ભૂત છું ? તમે ઈશ્વર પર વધારે આસ્થા રાખતા થાઓ તથા તેના તરફ તેમ જ તેનાં બીજાં પ્રાણીઓ તરફ વધારે પ્રેમ રાખો અને ટૂંકાણમાં તમે ઈશ્વરની વધુ સમીપમાં આવો એટલા માટે વારંવાર હું પ્રયત્ન કર્યા કરું છું તેથી તમે એમ

*બુદ્ધિગમ્ય દલીલ*

કહેશો કે હું ઈશ્વરની મરજી વિરુદ્ધ કૃત્ય કરી રહી છું ? હું આ બધું કરું છું તે તમે જાણો છો. એમાં જ મારા જીવનનો હર્ષ સમાયેલો છે. એ જ મારો નિયમ છે. તમે તમારો હાથ મને વાપરવા નહિ દો તો પણ હું તો એ કર્યા જ કરું. મને એ બાબતમાં બીજા કરતાં વધારે હક છે કારણ કે હું મારાં કૃત્યો તમને સમજાવી શકું એમ છું. હું તમારા ઉપર જે અસર કરું છું તે તમે જાણો છો પણ બીજાના ઉપર પણ તેવી જ અસરો થાય છે અને તે વિષે તમને ખબર પડતી નથી.

મારી વ્હાલી બેન એલનનો દાખલો લો. હવે મારે તેને જે કહેવું હોય છે તે તમારા હાથથી હું લખતી નથી કારણ કે હું તેની સાથે બારો-બાર આંખો ઘડીએ વાતચીત કરી શકું છું. તે મને

*સ્વર્ગીય આશીર્વાદ*

પોતાની નજર સમક્ષ જોઈ શકે એમ હું નથી થવા દેતી, તો પણ તે જાણે છે કે હું વારંવાર તેની

પાસે જ છું અને તે જ્યારે કાંઈ પીડામાં હોય, ત્યારે તો ખાસ કરીને ઘણુંખરો વખત હું તેની પાસે જ રહું છું. તમે જો ઇસ્ટનોર નહિ હોત તો હું એલનની પાસે જ છું એ બાબતનું એલનને માત્ર ઘણું અચોક્કસ અને અડધુંપડધું ભાન હોત અને તે એટલે સુધી કે હું તેની પાસે છું એમ કહેવાની પણ તેની ભાગ્યે જ હિંમત ચાલત. હવે તેને પૂરેપૂરું જ્ઞાન છે. અને તમારે તેને પૂછવું હોય તો પૂછી જુઓ કે એ જ્ઞાન તેને સ્વર્ગીય આશીર્વાદ સમાન લાગે છે કે નહિ.

**સ્વર્ગીય પ્રેમરૂપી મહાસાગર**

હે મારા મિત્ર, રે મિત્ર, તમે જો આ પહાડને ખોદો તો તેમાંથી મીઠા પાણીનો કેટલો મોટો પ્રવાહ નીકળશે તે તમે જાણતા નથી. એ પ્રવાહ અશ્રદ્ધારૂપી રેતાળ રણમાં મરતા લોકોને બચાવી શકશે. હું હમણાં ધર્મ વિષે કાંઈ કહેતી નથી. હું પ્રેમ વિષે કહું છું. જેવું સમુદ્રમાં જળ હોય છે તેવો દુનિયામાં પ્રેમ છે. તેનાં મોજાંઓ મનુષ્યજીવનરૂપી કિનારા ઉપર ઘૂઘવાટ કરતાં અફળાય છે; પણ તમે તેનો અવાજ સાંભળી શકતા નથી, કારણ તમે તે વિષે કંઈ સમજતા નથી. આ સ્વર્ગીય પ્રેમની રેલછેલ તમારી દુનિયામાં કરી મૂકવા તમે કેમ કાંઈ કરતા નથી? આ રેલછેલ કરવા જેવી છે કે નહિ? જો નથી તો બીજું શું કરવા જેવું છે?

**પરલોકવાસીઓ સાથે સંદેશા ચલાવવામાં સમાયલાં જોખમો**

હવે, આ સંદેશારૂપી વ્યવહારમાં એક જોખમ છે એ વિષે હું એક શબ્દ કહેવા માગું છું. આ જોખમ વિષે તમારા સાંભળવામાં ઘણી વાર આવ્યું છે. મારે કાંઈ વધારે કહેવાનું નથી. આ બાજુ પર વસનારાઓમાં પુષ્કળ પ્રેમ છે, એ ખરું છે. સેતાન અને તેના સાથી ફિરસ્તાઓ મગજના તુક્કાઓ નથી. જેવી રીતે તમારી દુનિયામાં દુષ્ટ, જૂઠા અને ઢોંગી મનુષ્યો છે તેમ અમારી દુનિયામાં પણ છે. જેમ વસ્તીનો વિસ્તાર વધે, તેમ સાથે સાથે લાલચ, નુકસાન અને ભયનું ક્ષેત્ર પણ વિશાળ બને. પણ જે ખરી બાબત છે તે બન્નેની તુલનાની છે. હવે હું તમને એ સવાલ પૂછું છું કે તમારાં છોકરાંઓ એક મોટા શહેરમાં જઈને રહે, તો રખે તમે તે શહેરની લાલચો, પાપકર્મોનાં જોખમો અને ભયની જાળમાં સપડાઈ

**વ્યવહારુ પ્રેમ**

જાઓ તેટલા માટે તમે અથવા તમારી દુનિયાના બીજા કોઈએ તે છોકરાંઓ સાથેનો પોતાનો સંબંધ તોડી નાંખ્યો છે? તમે આવા સવાલથી હસો છો? ત્યારે તમારાં પ્રિયજનો

ન્યુયોર્ક, ચિકાગો અગર લંડન નહિ પરંતુ પ્રભુ પાસે પહોંચી ગયાં છે તેથી શા માટે તમે હસતા નથી ?

હું તમને એમ નથી કહેતી કે તમારે તમારા આત્મામાં એક દ્વાર ખોલી રાખવું કે જેનો લાભ અમારી બાજુવાળાઓમાંથી જે કોઈનો વિચાર થાય તે મેળવી શકે. તમે અમારી કે તમારી દુનિયામાં વસતા સારા યા નઠારા, તમને ફાવે તેવા લોકો સાથે મિત્રાચારી કરી શકો છો. અને હું હિંમતથી કહું છું કે તમારી દુનિયાની પેઠે અમારી દુનિયામાં પણ ઓળખાણ થઈ શકે છે. પણ એક વખતે ઓળખાણ કર્યા પછી તેને તોડી નાંખવી મુશ્કેલ છે. લંડનમાં પણ તેમ જ છે. લંડનમાં હજારો ચોર લોકો, દારૂડિયાઓ, બનાવગીરો અને કુકર્મ કરનારાઓ વસે છે તેથી તમે તમારા વતનમાંથી લંડન આવવાનું માંડી વાળતા નથી.

જોખમ એટલે પ્રેમની ખામી

તમે એમ કહો કે તમે લંડન આવ્યા તે તમારા કામને વાસ્તે અને તેથી તમારે એ જોખમ વહોરવું પડ્યું. વારુ, તો આ બાબતમાં પણ સૂક્ષ્મદેહીઓ સાથે તમે વાતચીત કરી શકો તેટલા માટે તે જોખમ ઉઠાવવું જરૂરનું છે. તમે પૂછો છો કે એ જોખમ શા માટે ઉઠાવવું ? હે મારા મિત્ર, શા માટે ? એ સવાલ પૂછવાની જરૂર છે ? જો હોય તો તમારામાં પ્રેમ છે જ નહિ, તેમ પોતાનાં પ્રિયજનોને મદદ કરવા પ્રેમીઓની જે ઉત્સુકતા હોય છે તે તમે અનુભવી નથી. હું પ્રેમને પ્રાધાન્ય આપી સઘળું કહું છું. પૃથ્વી ઉપર મનુષ્ય જે જીવન ગુજારે છે તેમાં તેનું આખું જીવન સમાપ્ત થતું નથી, પરંતુ તેના આખા જીવનનો તે એક નાનકડો ભાગ છે એમ દરેકે જાણવું જોઈએ. આ સંબંધમાં તમે જે જાણતા હોવ અગર તમારી જે માન્યતા હોય તેને આધારે હું તમારી સાથે ઉપલો સવાલ નહિ ચર્ચું. આ સવાલનો જવાબ આપવાનો રસ્તો મારી પાસે છે. અને તે એ છે કે જ્યારે કોઈ મનુષ્યના પ્રિયજનનું મૃત્યુ થાય છે ત્યારે તેનું દિલ એકદમ કબૂલ નથી કરતું કે—તમે જેને મૃત્યુ કહો છો તે—મૃત્યુથી એકાએક તેનું પ્રિયજન હમેશને માટે તેનાથી દૂર થઈ ગયું. આ લાગણી ઘણા મનુષ્યોના અનુભવમાં આવી છે અને તે બધાને તે માન્ય છે. ખરું જોતાં એ મૃત્યુ તે બીજી જિંદગીનું બારું છે. જે આપણાં પ્રિયજનો આપણા પહેલાં બીજી દુનિયામાં ગયાં છે તેમની સાથે જ્ઞાનપૂર્વક સંસર્ગમાં રહેવા ખાતર આપણે પિશાચ-આત્માઓનું જોખમ ખેડવાનું જરૂરનું ”

અને હું ખરું કહું છું કે આ જોખમ બતાવવામાં હદપારની અતિશયોક્તિ થયેલી છે. જૂઠા અને મૂર્ખાઈભરેલા વિચારોનું જ તે ફળ છે. મનુષ્યના મૃત્યુ પછી પણ તેનું અસ્તિત્વ ચાલુ રહે છે એટલું જ જો તમે સમજો; અને જો કે તે અસ્તિત્વના સંજોગો બદલાયા છે છતાં તેનું તે જ જીવન કાયમ રહે છે એટલું જ જો તમે યાદ રાખો, તો તમને હાલ જેટલાં જોખમો ખેડવાનાં લાગે છે તેટલાં નહિ લાગે. હાલ તમને જોખમ લાગે છે કેમ કે તમે માનો છો કે જ્યારે અમે તમારી સાથે બોલીએ છીએ, ત્યારે તમારા આત્માને ધરતીકંપનો આંચકો લાગતો હોય કે તમારા જીવનમાં કંઈક ચમત્કાર થઈ જતો હોય એવું તમને લાગે છે. એમાં ચમત્કાર જેવું કાંઈ છે જ નહિ. બધું કુદરત અનુસાર છે. અને આપણો ઈસુ સર્વનો પ્રભુ છે.

ચમત્કાર જેવું કાંઈ નથી

દ્વિતીય શ્રેણી

## લખનાર( વિલિયમ સ્ટેડ )ને સંબોધેલા પત્રો

### ૧. પરલોકમાં ગયા પછી

જો કે જુલિયા સાથેનો મારો સંદેશાવ્યવહાર ઘણોખરો નિયમિત રીતે ચાલે છે, તો પણ છેલ્લાં પાંચ વર્ષ થયાં, જે બાબતમાં મને પોતાને રસ પડે છે તે બાબતસર તે સંદેશાઓ મુખ્યત્વે ચાલ્યા છે, અને લગભગ બે વર્ષ થયાં તે કેવું જીવન ગાળે છે તે વિષે મેં તેને એક સવાલ કર્યો નથી. તેના એકાદ છેલ્લા પત્રમાં, તે તે વખતે વધુ નહિ લખી શકે એમ કહ્યું હતું. તેણે જણાવ્યું હતું કે જે દેશમાં તેણે આટલી ટૂંકી મુસાફરી કરી હતી તે દેશનું વર્ણન કરવા બેસવું એ એક જાતનું મિથ્યાભિમાન કહેવાય. એકાદ ખંડને કિનારે ઊતરતાની સાથે મુસાફરોએ તેનું વર્ણન કરવા પ્રયત્ન કરવો ન જોઈએ, તેથી આ વિષય ઉપર થોડો વખત તેણે સંદેશા આપવાનું મોકુફ રાખ્યું હતું. જુલિયાની આ શાંતિ તરફ હું માનભરી દૃષ્ટિથી જોઈ રહ્યો, પણ ૧૮૯૪ની સાલ પૂરી થતાં જુલિયાએ તેના સંદેશા ચાલુ કરવાનું જણાવ્યું, અને તે અત્રે આપવામાં આવ્યા છે. તેનાં મથાળાં મેં કરેલાં છે. વાંચકના જોવામાં આવશે કે આ સંદેશાઓમાં કેટલેક ઠેકાણે સાથેસાથે ટીકાઓ છે. તેનાથી સંદેશાઓના ચાલુ ભાવાર્થમાં ભંગાણ પડે છે. મારા હાથથી જેમ લખાતું જાય તેમ હું વાંચતો જાઉં અને તેમ કરતાં મને જે સવાલ ઉપસ્થિત થાય અથવા જે ટીકા હું મારા મનમાં કરું તે આ ટીકાઓ રૂપે આપવામાં આવી છે. આ ટીકાઓ નાના અક્ષરોમાં છાપવામાં આવી છે.

મારા પરમપ્રિય મિત્ર,—તમારી પ્રતિ તેમ જ તમારી સાથે સંબંધ રાખનારાઓ પ્રતિ મારી ફરજ ઘણી ગંભીર છે. છતાં મારે જે કામ કરવાનું છે તે ઘણું આનંદદાયક છે. કારણ કે જે લોકો હાલ પોતાના સ્થૂળ દેહમાં છે તેમને તેમનો દેહ જ્યારે ઉપયોગી નહિ થાય ત્યારે તેઓ કેવા પ્રકારનું જીવન ગુજારશે તે વિષે કંઈક વધારે તમે મને કહેવા દેવાના છો.

૧૭મી ડિસેમ્બર, ૧૮૯૪

તમે જેને મૃત્યુ કહો છો તે મૃત્યુરૂપી ફેરફાર થતાં મને શું અનુભવ થયો તે વિષે મેં મારા આગલા પત્રોમાં તમને જણાવ્યું છે.

મૃત્યુ ઘડીએ

ત્યાર પછી આ બાજુ પરના બીજા ઘણાઓની સાથે મેં અમને થયેલા અનુભવોની વાતચીત કરી છે, અને પહેલાં કરતાં વધુ હકીકત હવે મારા જાણવામાં આવી છે. આ ફેરફાર થતી વખતે હું જરા પણ પીડા પામી નહોતી. હું ઇચ્છું છું કે જે લોકોના નસીબમાં મૃત્યુ સરજાયું હોય તે બધા લોકોને પણ તેમ જ થાય. કેટલીક વખત દુર્ભાગ્યે એમ બને છે કે મૃત્યુની ઘડી ઘણી પીડાયુક્ત અને ભયાનક લાગે છે. કેટલાક લોકોનો દેહ છૂટતાં ઘણી વાર લાગે છે. કેટલાએકનો દેહ પળવારમાં છૂટી જાય છે. પાકીટ ખૂલે અને પત્ર બહાર નીકળે એટલે થયું. પણ કેટલીક વખત મૃત્યુ વખતે પ્રસૂતિ જેટલી પીડા થાય છે, અને આત્મા છૂટો થવા માટે લાંબા વખત સુધી મથે છે. આમ થવાનું કાંઈ દેખીતું કારણ નથી, એટલે કેટલાક માણસો બીજા કરતાં વધારે સહેલાઈથી કેમ મૃત્યુ પામી જાય છે તે હું જાણતી નથી. પણ એમ થાય છે એ હકીકત સત્ય છે.

ગમે તેમ હોય, તો પણ, દેહ અને આત્માનું છૂટા પડવું એ થોડી પળોનો સવાલ છે. તેનાથી બહુ ડર ખાવાનું કાંઈ કારણ નથી. જે શાંત આત્મા આ જાણતો હોય અને તેને માટે તૈયારી કરી રાખી હોય, તેનું એક રૂંવું સરખું પણ ડરથી ઊભું ન થવું જોઈએ. રોગ આવે તે વખતે ઘણું ખરું દરદ થાય, પણ દેહ અને આત્માના છૂટા પડતી વખતે જો કે કેટલીક વખત આત્માને જબરદસ્તીથી કોઈ ખેંચી લઈ જતું હોય એવું લાગે છે, તો પણ તે વખતે કાંઈ દરદ થતું નથી.

જે પળે આત્મા દેહનો ત્યાગ કરે છે તે પળે તેના પર જેમ જન્મ વખતે કાંઈ વસ્ત્ર હોતું નથી તેમ તે વખતે પણ હોતું નથી. સ્થૂળ દેહમાંથી

વિચાર સાથે વસ્ત્રપરિધાન

છૂટા પડેલા સૂક્ષ્મ દેહને પહેલેથી ભાન હોય છે; બીજાને ગમે તેમ હોય પણ મને તો હતું. મને ભાન આવ્યું ત્યારે હું મારા મૃત શરીરની પાસે ઊભેલી હતી, અને હું મારા પહેલાના સ્થૂળ દેહમાં જીવતી છું એમ વિચાર કરતી હતી. મેં જ્યારે મારું શબ પથારીમાં પડેલું જોયું ત્યારે મને લાગ્યું કે કાંઈ નવાજૂની થઈ છે. આત્માને જ્યારે પોતાની નગ્નાવસ્થાનું ભાન થાય છે કે તરત તમારે જોઈતું વસ્ત્ર આવી મળે છે. અમારે અહીં વિચારથી જ વસ્તુ-પ્રાપ્તિ થાય છે. અમે વિચાર કરીએ કે તરત વસ્તુ હાજર થાય. મેં વસ્ત્ર પહેર્યાં હોય એમ મને સાંભરતું નથી. અમને જરૂરિયાત

જણાય કે તરત તે જરૂરિયાત પૂરી પડે. આ બાજુ પર જ્યારે પ્રથમ આપણે આવીએ છીએ ત્યારે આપણને એટલો બધો ડર લાગતો નથી પણ ભવ્યતા અને નવીનતા લાગે છે. જે પ્રદેશ વિષે તમે કદી સાંભળ્યું નથી એવા એક અજાણ્યા પ્રદેશમાં તમે છો એ વિચારથી જ તમને એક પળવાર તો કંપારી આવી જાય છે કે રખેને તેમાં ચિત્રવિચિત્ર અને કદાચ દુશ્મનાવટભરેલા જીવો વસતા હોય. અને તે જ વખતે ભગવાન ઈસુ ખ્રિસ્ત દયા કરે છે અને નવા આવેલા આત્મા પાસે એક મોટા રક્ષક ફિરસ્તાને મોકલી આપે છે. આ ફિરસ્તા વિષે હું આગળ લખી ગઈ છું.

રક્ષક ફિરસ્તો

મારી તપાસ પ્રમાણે, પ્રેમ અને દયાથી ભરેલો આ દૂત બધા મનુષ્યોને તેમના મૃત્યુ થયા પછી મળે છે. ઈશ્વરને શરણ આવેલા કે સેતાનના સાથી બનેલા ગમે તે લોકો હોય તોયે તેમનામાં આ બાબતમાં કાંઈ ભેદ રાખવામાં આવતો નથી, અને તે દૂતને બધાંની પાસે ભિન્નભાવ વગર મોકલવામાં આવે છે. પરંતુ જે લોકો સેતાનના સાથી થયેલા છે તેમનામાં એને જોઈ શકવાની શક્તિ નથી. ઈશ્વરનું શરણ પ્રાપ્ત કરેલા લોકો એની સલાહનો લાભ લે છે, એટલું જ નહીં પરંતુ તેમને એની હૂંફ રહે છે અને જાણે છે કે એ તેમની પાસે જ છે. તમારી અને અમારી બન્ને બાજુ પર વસતા દરેક જણની દરકાર પ્રભુ લે છે. બધાં પ્રાણીઓ ઉપર તે પ્રેમથી માયા રાખે છે. પરંતુ કેટલાક પ્રભુને ઓળખતા નથી, અને જ્યારે પ્રભુ તેમને પોતાની પાસે દોરે ત્યારે તે લોકો જાણે પોતે કાંઈ જોયું કે સાંભળ્યું ન હોય કે કાંઈ લાગ્યું ન હોય એમ કરે છે. પણ હું ધારું છું કે જે લોકોને એના આશ્રયની ખાસ જરૂર છે તેને તો તે સૌથી વધારે ચાહે છે. માબાપ વગરનાં અનાથ બાળકો જો કે એને જોઈ શકતાં નથી, તો પણ એ તેમની દરકાર લે છે. અને તેઓ દુઃખી થાય છે તે એટલા જ માટે કે તેમના પ્રેમ વિનાના જીવનને લીધે તેમના આત્મા ઉપર પાપના જે ડાઘ બેઠેલા હોય તે ધોવાઈ જાય.

ઘોર તિમિરમાં

પાપીપણાથી ઈશ્વરનાં દર્શન થઈ શકતાં નથી. પાપી માણસ સુધરે એટલા માટે પાપની શિક્ષા કરવામાં આવે છે. આ દુનિયાનું વાતાવરણ શાશ્વત પ્રેમથી ભરેલું છે. અને પ્રેમરહિત આત્માઓ જ્યારે આ દુનિયામાં આવે છે ત્યારે તેમના પાપની શિક્ષા તરીકે તેમને બધું શૂન્ય અને અંધકારમય હોય એવું લાગે છે અને તે જોઈને તે ગભરાય છે. જ્યાં સુધી તેઓ

પ્રેમથી ચાહતાં ન શીખે ત્યાં સુધી તેમને આ સ્થિતિ સહન કરવી પડે છે. જ્યારે તેઓ ચાહતા થાય ત્યારે તેમનું મન ઈશ્વર તરફ વળે છે અને અંધકારની અંદર તેઓ અખંડ અને શાશ્વત પ્રેમનું કિરણ જુએ છે, ત્યારે તેમને અમારી પેઠે લાગે છે કે તેઓ જીવે છે અને હરેફરે છે.

આ વિષયને અંગે બધું બહુ કહેવાનું છે પણ તે હું આગળ ઉપર જણાવીશ. હમણાં હું એટલું જ કહું છું કે : જેમ કોઈ પ્રેમાત્મા અહીં આવે અને તેનું સ્વાગત કરવાને જેટલી કાળજી રખાય છે તેટલી જ કાળજી અહીં આવતા પ્રેમરહિત આત્મા માટે પણ રખાય છે. પરંતુ સ્વાર્થપરાયણ આત્મા અંધ છે, તે અંધકાર જુએ છે અને અંધકારમાં કંપ્યા કરે છે. કલ્પનાશક્તિ તમારે ત્યાંના કરતાં અહીંયાં વધુ બળવત્તર હોય છે અને તેને લીધે પાપી માણસને લાગે છે કે તેની આગળપાછળ એકાંત જગ્યામાં બધાં ભૂતપિશાચો ભરેલાં છે અને તે સાથે પોતે કરેલાં કૃત્યો એની નજર સમક્ષ ચારે બાજુએ તરવર્યા કરે છે, એટલું જ નહિ પરંતુ જે જે લોકોને એણે નુકસાન કર્યું છે તે બધાંને જોઈને તે ડરે છે. જો કોઈ પણ આત્માને તેનું રક્ષણ કરનાર અને મુક્તિ અપાવનારની કોઈ દહાડો પણ જરૂર પડતી હોય તો તે જરૂર જ્યારે પ્રેમશૂન્ય કલ્પનાશક્તિ અને સ્મરણશક્તિ પ્રેમરહિત જીવનનાં સ્વાર્થ કૃત્યો પાછાં તાજાં કરે છે ત્યારે લાગે છે.

નવી દુનિયામાં એકલા કેવું લાગે છે; ૧૮મી ડિસેમ્બર, ૧૮૯૪

જ્યારે આ બાજુ પર પહેલવહેલાં તમે એકલા હોવ છો ત્યારે જે દુનિયા તમે છોડીને આવ્યા છો ત્યાં પાછા જવાની દરેકને ઇચ્છા થતી નથી. તમે કદાચ તેમ ધારતા હશો, પણ તેમ નથી. તમને પ્રથમ લાગણી જે થાય છે તે નવી દુનિયાની ભવ્યતા અને નવીનતાની થાય છે. જ્યારે હું જાગૃત થઈ, ત્યારે મેં જે બધું નવું નવું જોયું તેની વિચિત્રતા અને સરખાપણાથી મને એટલું બધું આશ્ચર્ય લાગ્યું હતું કે મને તમારી દુનિયામાં પાછા આવવાની ઇચ્છા નહોતી થઈ. ઘણી જુસ્સાદાર લાગણીઓ એકીવખતે મનમાં ન રહી શકે. બધી નવીન વસ્તુઓ જોવાથી મન ઉપર જે સખત અસર થઈ હોય તે દબાઈ જાય ત્યારે તમે તમારા મિત્રોને યાદ કરવા માંડો છો. મેં મારી પથારી પાસે મારી સારવાર કરવા રહેલી બાઈને જોયલી મને યાદ છે અને તેની સાથે હું બોલવા જતી હતી તે પણ મને યાદ છે, પણ મને તરત ખાતરી થઈ ગઈ કે તેની સાથે બોલી શકવાનું અસંભવિત હતું, અને મારે માટે નવું જીવન તયાર હતું.

આમ થવાનું કારણ આ પ્રમાણે છે : અહીં પરિચિત તેમ જ અપરિચિત એટલી બધી વસ્તુઓ હોય છે કે જે વસ્તુઓ તમે તમારી જિંદગીભર જોયા કરી છે તે જૂની વસ્તુઓ પાછી જોવાની ઉતાવળ કરવાની કાંઇ જરૂર લાગતી નથી, તેમ જ કદી ન જોયેલી, નવીન વસ્તુઓ પણ એટલી બધી છે કે તે જોવાનું શરૂ કરી દેવાની કાંઈ ખાસ દોડાદોડ કરવાની જરૂર તમને લાગતી નથી. નવું નવું જોઈને તમારું મન સ્વાભાવિક રીતે તેમાં મશગૂલ થઈ જાય છે, અને નવીન વસ્તુઓ શું છે તે તપાસી જોયા અને સમજ્યા પછી જ તમારું મન તમે જેને પાછળ મૂકી આવેલા છો તેમના તરફ વળે છે અને તમને જે અનુભવ થયો હોય તે તેમને કહેવા જવા માટે તમને પાછા જવાની ઇચ્છા થાય છે.

તમને ફરી આ જિંદગીમાં પાછા આવવાની ઇચ્છા થઈ છે ?

ના, મને મારા સ્થૂળ દેહમાં પાછા આવવાની એક પળભર પણ ઇચ્છા થઈ નથી.

પાછા આવવાની અનિચ્છા

આત્માની સરખામણીમાં સ્થૂળ દેહ ક્ષુલ્લક લાગે છે. અને અમે આત્મામય રહી ફરીએ છીએ અને ધારીએ તેમ કરીએ છીએ. જેમ પહેલાં હું પૃથ્વી ઉપર રહેતી હતી તેમ ત્યાં પાછા આવી મારાથી રહેવાતું હોય તોયે ના, હું નહિ આવું; એમાં બધું નુકસાન જાય અને ફાયદાનું નામ નહિ. જે હું સ્થૂળ દેહમાં ભોગવતી હતી તે બધું હું હમણાં સૂક્ષ્મપણે પણ વધારે યથાર્થ રીતે ભોગવું છું. હું જો સ્થૂળ દેહમાં પાછી જાઉં, તો હમણાં જે બધું ભોગવું છું તેમાંનું ઘણુંખરું હું ગુમાવી બેસું.

જે મિત્રો પાછળ રહે તેનાથી વિખૂટા પડાય તેનું શું ?

હું કબૂલ કરું છું કે તેથી તેમને વિયોગ થાય અને તમે તે લોકોને રડતાકકળતા જુઓ એટલે તમને પણ લાગે. પણ તે ખરો વિયોગ નથી.

મિત્રવિયોગ ન થાય

તમે જીવતા હતા અને તેમને મદદ કરતા હતા તેના કરતાં વધારે મદદ કરી શકો એવી રીતે તમે તેમની પાસે જ છો. જ્યારે મૃત્યુથી આર્થિક ખોટ જાય છે—જેમ કે કુટુંબનું પોષણ કરનાર એક પિતા ગુજરી જાય અને તેના છોકરાં ભૂખ્યાં, આમતેમ રખડી મરે અથવા તો અનાથાશ્રમમાં જાય—ત્યારે તમને લાગે કે આ તો અસહ્ય કહેવાય. એક રીતે તે અસહ્ય પણ ખરું. પરંતુ અહીં અમારા ઉપર જે વસ્તુઓની હંમેશની છાપ પડી રહે છે તેનો તમને ન આવી શકે. તેમાંની પ્રથમ વસ્તુ ઈશ્વરના પ્રેમનો .

છે; બીજી વસ્તુ એ છે કે બધી ઐહિક વસ્તુઓ ક્ષણભંગુર છે; ત્રીજી એ કે ગરીબાઈ અને દુઃખ ચારિત્ર્યરચના અને પ્રેમવિકાસમાં ઘણે દરજ્જે મદદ કરે છે. આ બધી વસ્તુઓથી તમારી લાગણીઓ ફેરવાઈ જાય છે અને તે લાગણીઓ તમે જડ પદાર્થોના મોહપાશમાં ફસાયલા હોવ તે વખતે જેવી હોય છે તેના કરતાં જુદા પ્રકારની હોય છે.

અમને બધું જુદી જ દૃષ્ટિએ દેખાય છે. જે તમને ઘણું મુશ્કેલ અને ક્રૂરતાભરેલું લાગે તેને અમે ઈશ્વરના પ્રેમની મોટામાં મોટી બક્ષિસ ગણીએ છીએ. અમે જાણીએ છીએ કે ઈશ્વર પ્રેમ છે અને

દૃષ્ટિફેર

આત્માને પ્રભુના પ્રેમની પ્રતિમારૂપ બનાવવા માટે જે ઓછામાં ઓછું દુઃખ સહન કરવાની જરૂર છે તે લોકોને જરાયે રુચતું નથી. બીજી ગમે તે બાબત પર શંકા ઉઠાવવી પણ આ બાબત તો છોડવી જ નહિ કે ઈશ્વર પ્રેમ છે. પ્રભુના પ્રેમના સાક્ષાત્કારથી બધા જગતનું વાતાવરણ ભરાયલું છે, અને જેમ જેમ વધારે વખત હું અહીં રહેતી જાઉં છું તેમ તેમ તે બાબત પર શંકા ઉઠાવવાનું વધારે ને વધારે અસંભવિત થતું જાય છે. સૂર્ય પ્રકાશે છે, તેના પ્રકાશથી આકાશ છવાઈ જાય છે, અને તે બાબતમાં કાંઈ શંકા હોય જ નહિ. ઈશ્વર પ્રેમ છે, તેના પ્રેમથી બધું જગત ભરપૂર છે; અમને એમાં જરાયે શંકા લાગતી નથી. અને એકાદ વાદળું આવે કે રાત્રિ થાય તો પણ આપણે સૂર્યના અસ્તિત્વ વિષે શંકા આણતા નથી. તેમ પાપ અને અંધકારને લીધે ઈશ્વરનાં દર્શન ન થાય તો પણ અમે ઈશ્વરના અસ્તિત્વ વિષે શંકા આણતા નથી.

રે મારા મિત્ર, રે મિત્ર! ઈશ્વરના અનહદ, ઊભરાઈ જતા અને ચારે તરફ પ્રસરતા પ્રેમનો તમને કાંઈક ખ્યાલ આપવા માટે અર્થરહિત, નજીવા, તુચ્છ શબ્દો અને રૂપકો વાપરવાં પડે છે તેથી મને શરમ લાગે છે. મારા મિત્ર, આવા પ્રેમનું નામ સ્વર્ગ, અને જ્યારે તમને આવો પ્રેમ મળે ત્યારે ત્યાં સ્વર્ગ જ છે. બધાનો સાર આટલામાં જ છે: ઈશ્વર તે પ્રેમ અને પ્રેમ તે ઈશ્વર, અને તેનો સંપૂર્ણ સાક્ષાત્કાર તે સ્વર્ગ.

૨૩મી ડિસેમ્બર, ૧૮૯૪

મૃત્યુ પછી વિદેહી થયેલા આત્માની તરત શી સ્થિતિ થાય છે તે વિષે હું અત્યારના પહોરમાં લખવા માગું છું. જ્યારે તે રક્ષક ફિરસ્તાને મળે છે ત્યારે તે અજાયબીમાં ગરકાવ થઈ જાય છે.

બધી વસ્તુઓ નવી નવી લાગે છે, અને તેમાં અણધાર્યું સરખાપણું

એનું એ છતાં જુદું

તેમ જ ફેર દેખાય છે. દાખલા તરીકે નવી દુનિયામાં આપણે જાગૃત થઈએ છીએ ત્યારે આપણને લાગે છે કે આપણે આપણી પહેલાંની જ દુનિયામાં છીએ. આપણી આસપાસ એની એ જ જાણીતી વસ્તુઓ હોય છે—એ જ દીવાલો, એ જ ચિત્રો, એ જ બારી, એ જ પથારી—અને જો કોઈ પણ નવી વસ્તુ હોય તો તે તમારું સ્થૂળ શરીર; તેમાંથી બહાર નીકળી તમે ઊભા છો અને ઊભા ઊભા આશ્ચર્ય પામો છો કે તે ત્યાં કેમ હોઈ શકે અને તે તમે પોતે કેમ નહિ. અને ત્યાર પછી જે બન્યું તે તમે સ્પષ્ટ રીતે સમજવા માંડો છો. સ્વપ્નમાં તમને લગભગ આવા જ અનુભવો થાય છે; તેનું પણ એ જ કારણ હોય છે કે સ્થૂળ શરીરને શ્વાસોચ્છ્વાસ લેતું પડતું મૂકી આત્મા બહાર નીકળી પડે છે. સૌથી પહેલી જુદી વસ્તુ તમે જુઓ છો તે ફિરસ્તો છે. તમે તેના તે જ છો. એટલે હું એમ કહું છું કે તમારી બુદ્ધિમાં, સ્મરણશક્તિમાં અને જાતિમાં કાંઈ વિક્ષેપ થતો નથી. મારા સ્થૂળ દેહમાં હું સ્ત્રી હતી અને હાલ પણ હું સ્ત્રી છું. એમાં કાંઈ ફેરફાર થયો નથી. પણ એક રીતે તમે જુદા છો.

વિચારરૂપી પાંખો

જે મહાન ફિરસ્તો મને તેડવા આવ્યો હતો તેને હું કહી ગઈ તેમ પાંખો હતી. દરેકને પાંખો હોય એમ નથી, પણ અમને ફાવે તો અમે તે ધારણ કરી શકીએ છીએ. જડ વસ્તુઓ પર આત્માનું આધિપત્ય સ્થાપવા માટે જે સાધનોની જેટલી જરૂર હોય છે તેના જેટલી અમને આ પાંખોની જરૂર હોય છે—વધુ નહિ. અમારે જે જગ્યાએ જવું હોય તેનો વિચાર કરતાંની સાથે ત્યાં પહોંચી જઈએ છીએ. એમ છે તો પછી પાંખોની શી જરૂર છે? પાંખો એક જાતની ઇન્દ્રજાળ છે. અને તે એટલું દેખાડવા માટે જ કે પૃથ્વીમાં લોકો જે સ્થિતિમાં વસે છે તેના કરતાં અહીંની સ્થિતિ ચઢતા પ્રકારની છે; પણ જેમ અમે વરાળયંત્રોનો ઉપયોગ નથી કરતાં તેમ પાંખોને પણ ઉપયોગમાં નથી લેતાં. પણ મારા લોમિયાને પાંખો હતી તે જોઈને હું ખુશ થઈ. તે મારા ધાર્યા પ્રમાણે અને જેવી દેખાવી જોઈએ તેવી દેખાતી હતી, અને તેથી મને એકદમ નિરાંત વળી.

માર્ગદર્શક ફિરસ્તાનો અવાજ

મારો લોમિયો આવી મારી સાથે ઘણા મધુર અને મજબૂત અવાજે બોલવા લાગ્યો. તેના અવાજમાં અદૃશ્ય પ્રભુમાં શ્રદ્ધા હતી. તેના સૂરથી મારા રોમેરોમમાં હર્ષ વ્યાપ્યો. મને તે અવાજ અજાણ્યો ન લાગ્યો. અને તેમાં કાંઈ નવાઈ નહોતી, કારણ કે હું જ્યારે મારા સ્થૂળ દેહમાં પૃથ્વી પર હતી ત્યારે તે અનેક વાર મારી પાસે આવ્યો હતો. તે વખતે

કોઈ વાર પણ તે મારા જોવામાં નહોતો આવ્યો. જાણે તે મારું પોતાનું જાણીતું અંગ હોય એવી રીતે મેં તેને ઓળખી કાઢ્યો અને તેથી મને પ્રથમ એમ લાગ્યું કે તે એક સ્ત્રી હશે, અને જ્યારે તેણે મને કહ્યું કે 'ચાલો', ત્યારે મેં આનાકાની કરી નહિ. જાણે મારો અંતરાત્મા મને તેમ કરવા પ્રેરણા કરતો હોય તેમ મને લાગ્યું. ઘણી વખત એમ જ થાય છે. આપણા બધાને માટે એવા ફિરસ્તાઓ હોય છે. આ ફિરસ્તાઓને આપણે ઓળખતા નથી, તેમ જોઈ શકતા નથી, છતાં તેઓ આપણને શુભ કૃત્યો કરવાની અને દુષ્કૃત્યોથી દૂર રહેવાની પ્રેરણા કરે છે. આપણે વિચાર કરતા હોઈએ ત્યારે પણ તેઓ આપણી જોડે સામેલ હોય છે અને આપણો આત્મા આપણને પ્રેરણા કરતો હોય તેવી રીતે આપણને તેમના તરફથી ઘણી વાર ચેતવણી મળે છે. તેઓ આવા પ્રકારના હોય છે, પણ જે આત્મા આપણને પ્રેરણા કરે છે તે આપણા ચેતનદેહમાં વસતો નથી પણ બીજો બહારનો આત્મા છે.

આપણું ઉચ્ચતર સ્વરૂપ

રક્ષક ફિરસ્તો ખરેખર આપણા બીજા સ્વરૂપ જેવો દેખાય છે અને આપણા સ્વરૂપના જ ઉચ્ચતર, વધુ પવિત્ર અને વધારે વિકાસ પામેલા ભાગ જેવો લાગે છે. આ સમજવું જરા મુશ્કેલ છે પણ તે સત્ય છે. સારા ફિરસ્તાઓની માફક અહીંયાં નઠારા ફિરસ્તાઓ પણ છે, તે પણ આખો વખત આપણી પાસે હોય છે અને આપણે જ્યારે તેમની પાસે આવીએ છીએ ત્યારે કેટલીક વખત તેઓ તિમિરમય ફિરસ્તાઓ દેખાય છે. તેઓ હંમેશ આપણી જોડે હોય છે, અને આપણો દેહ છોડી આપણે અહીં આવીએ છીએ ત્યારે આપણે તેમની પાસે હોઈએ છીએ. આપણી મનોવૃત્તિ ઘડીકમાં સારા તો ઘડીકમાં માઠા ભોમિયાઓ તરફ પલટાયા કરે છે. આપણે તેને પ્રેરણાઓ, અકસ્માત ઉત્પન્ન થતી લાલસા, જિજ્ઞાસાઓ ગણી છે અને ગણીએ છીએ, પણ તે ક્યાંથી આવે છે તેનું આપણને જ્ઞાન હોતું નથી. તે પ્રેરણાઓ વગેરે ક્યાંથી આવે છે તે આ બાજુ પર આપણા સમજવામાં આવે છે.

ઇન્દ્રિયોરૂપી અવરોધ

દેહમાં રહેલા આત્માથી ઘણું અસ્પષ્ટ રીતે સંભળાય છે, અને જે અસંખ્ય વસ્તુઓ તેના પર અસર કરી રહી છે તે તો બિલકુલ દેખાતી જ નથી. જે પ્રથમ અને અતિ આશ્ચર્યજનક વસ્તુ આપણે શીખીએ છીએ તે એ છે કે આપણી સ્થૂળ ઇન્દ્રિયો આપણને જોવા-સાંભળવામાં જેટલી મદદ કરે છે તેનાં કરતાં વધુ દરજ્જે આપણને જોવા અને સાંભળવામાં અવરોધરૂપ હોય છે.

પૃથ્વી ઉપર આપણે જાણે અંતરાયોથી જકડાયલા હોઈએ એવા હોઈએ છીએ. આપણી આગળપાછળ જે થાય છે તે આપણે જોવું–સાંભળવું કે જાણવું નહિ જોઈએ. આપણા સ્થૂળ દેહની ચેતનશક્તિના વિકાસ માટે આત્માની સૃષ્ટિની જે સત્ય વસ્તુઓ છે તેનાથી આપણે થોડો વખત દૂર રહેવાનું જરૂરનું છે. આત્માની સૃષ્ટિની સત્ય વસ્તુઓમાં આપણે આપણા મૃત્યુ પછી પ્રવેશ કરીએ છીએ. તેથી, જ્યારે મૃત્યુરૂપી નિદ્રામાં આપણી આંખો મીંચાયલી હોય છે, ત્યારે બીજા બધા કરતાં જાણે આપણી નિરીક્ષણશક્તિ ઉપર બંધાયલાં પડળો ખસી જતાં હોય એવું થાય છે. આપણી ઇન્દ્રિયોમાં જે ફેરફાર થાય છે તે જ અત્રે હું જણાવું છું.

આપણને સારી માઠી જે અસરો, પ્રેરણાઓ અને જિજ્ઞાસાઓ અચોક્કસપણે થયા કરતી તે કયાંથી થતી હતી તેનું મૂળ અમે હવે સમજી શકીએ છીએ. અમે હમેશ આ આત્માઓની જોડે જ હતા, પણ અમે તેને અમારા સ્વરૂપના એક ભાગ તરીકે ભૂલથી સમજતા હતા. તેઓ બધા એકબીજાથી ભિન્ન પ્રકાર છે, છતાં એકત્ર રહે છે, કારણ કે કોઈ પણ પોતે એકલું રહી શકે નહિ. આપણે બધા એકબીજા સાથે મળી રહીએ છીએ, સૂક્ષ્મ દેહીઓ પણ તેમ જ રહે છે.

સારા અને માઠા આત્માઓ

પિશાચ આત્માઓ હોય છે ખરા એ હું જાણું છું. અમે તેમને જોઈએ છીએ; પણ અમે તેમનાથી ડરતા નથી, કારણ કે અમારા પક્ષમાં પરમાત્મા છે. તે એકલો તે બધા પિશાચ આત્માઓ જે અમારી વિરુદ્ધ હોય છે તેના કરતાં વધારે પ્રતાપશાળી છે. તે પ્રેમ છે અને તે ધિક્કાર કરતાં વધારે બળવાન છે. પિશાચ આત્માઓનું જે કાંઈ પણ પ્રાબલ્ય છે તે આપણી બીક અને શ્રદ્ધાની ખામીને લીધે છે. જ્યારે આપણે હમેશ આપણી પાસે વસતા ભલા રક્ષક ક્રિસ્તાને શરણે જઈએ અથવા તો ઈશ્વર જ પ્રેમ છે તેને પિછાનતા થઈએ ત્યારે તેઓ નિર્બળ બની જાય છે. આ ખરાબ આત્માઓનો મને ઝાઝો અનુભવ નથી અને તેથી એ બાબતમાં મને જે માહિતી મળી છે તે થોડેઘણે દરજ્જે બીજાઓ પાસેથી મળેલી છે.

જ્યારે મેં ચાલવા માંડયું ત્યારે હું પહેલાં જેમ ચાલતી હતી તેમ હું ચાલી અને મને તે કુદરતી લાગ્યું. મારો માર્ગદર્શક ક્રિસ્તો મારી સાથે ચાલતો હતો. અમે દુનિયાને પહેલાં જોતાં હતાં તેવી

હરવાફરવામાં નવા પ્રકારનું છુટાપણું

જોઈ પણ વધારામાં તેમાં મનુષ્યોની સાથે સૂક્ષ્મ દેહીઓ પણ ફરતાં હતાં. મનુષ્યો અને સૂક્ષ્મ દેહીઓને હું પ્રથમ ઓળખી શકી નહિ. બધાં જીવતાં લોકો હતાં એમ મને જણાયું. પણ મેં સૂક્ષ્મ દેહીઓને જડ પદાર્થોમાં થઈને આરપાર જતાં જોયાં. સ્થૂળ શરીરવાળા મનુષ્યો તેમ કરી શકતા નહિ. તે પરથી મેં મારા માર્ગદર્શક ફિરસ્તાને પૂછ્યું અને તેણે જણાવ્યું કે તેઓ મારા જેવા હતા, તેઓ પૃથ્વી ઉપર વસતા હતા અને ત્યાંથી અત્રે આવેલા હતા. ત્યાર પછી મારા જોવામાં આવ્યું કે તેઓ જાણે પોતાના સ્થૂળ શરીરમાં હોય તેવી રીતે કેટલીક વાર ચાલતા હતા, તો કેટલીક વાર તેઓ ફિરસ્તાઓ હોય અને ઘણી ઝડપથી આવ-જા કરતા હોય એમ ચાલતા હતા; અને તે વિષે મેં મારા માર્ગદર્શક ફિરસ્તાને કહ્યું. તેણે કહ્યું, "હા, તેઓ તેમની મરજી ફાવે તેમ કરી શકે, કારણ કે ધીમે યા ઝડપથી જવું એ મનના અખત્યારની વાત છે." તે ઉપરથી મેં વિચાર કર્યો કે જો તેઓ તેમ ચાલી શકે તો હું પણ ચાલી શકું. અને મેં મોઢેથી બોલીને નહિ પણ મનમાં વિચાર કરતાં કરતાં જ પૂછ્યું કે મારાથી તેમ થઈ શકે કે નહિ? અને મારા માર્ગદર્શક ફિરસ્તાએ હું મોઢેથી બોલી નહોતી તો પણ જવાબ આપ્યો અને કહ્યું, "તમારાથી તેમ પણ થઈ શકે એમ છે." અને તે ઉપરથી મેં તેને કહ્યું, "આપણે જ્યાં જવું હોય ત્યાં તેમની માફક ત્યારે જઈએ ?" તેણે સસ્મિત કહ્યું, "તમે જેમ ઇચ્છા કરશો તેમ થશે." અને તે વખતે મને હરવાફરવામાં મળેલ છુટાપણાનો પ્રથમ અનુભવ થયો. મારા પગ નીચે આવેલી પૃથ્વી નાની થઈ જતી મને જણાઈ.

આકાશ માર્ગે પ્રયાણ

અમે ઘણી ઝડપથી આકાશમાંથી પસાર થતા હતા. જ્યારે અમે જતા હતા ત્યારે અમે કેટલી ઝડપથી જતા હતા તેનો મને ખ્યાલ ન આવ્યો, પણ જ્યારે અમે થોભ્યા ત્યારે અમને ખબર પડી કે અમે કેટલી ઝડપથી અને કેટલે દૂર આવી પહોંચ્યા છીએ. અમે જ્યારે થોભ્યા, ત્યારે આ દુનિયામાં નહોતા. અમે તમારી પૃથ્વી છોડી દીધી હતી અને હવે—

આકાશ માર્ગે ઝપાટાબંધ પ્રયાણ કરતા હતા. અમે જતા હતા તેનું મને ભાગ્યે જ ભાન હતું. અમે ધારીએ તેમ જતા હતા. જે વસ્તુઓ અમે પ્રથમ જોઈ હતી તે અદૃશ્ય થવા માંડી, અને અમારા પ્રયાણની

આડે આવે એવું કાંઈ નહોતું. મારો ફિરસ્તો અને હું અમે બે સાથે જ હતા. તમારી પૃથ્વીથી ઘણે દૂર આવેલી જગ્યાએ અમે

નાતાલનો દિવસ, ૧૮૯૪

ગયા. કેટલે દૂર ગયા તે હું માપી શકું નહિ. અમારે જ્યાં જવું હોય તેનો વિચાર માત્ર કરવાથી અમે ત્યાં જઈ શકતા હોવાથી અંતરનો અમારે મન હિસાબ નથી. જે તારાઓ અને દુનિયાઓ તમને રાત્રે ઝબકારા રૂપે દેખાય છે તે જેમ એક ગ્રામ્યવાસીને પોતાનું ગામનું ઘર અજાણ્યું ન લાગે તેમ અમને અજાણ્યા લાગતા નથી. અમારે મરજી ફાવે ત્યાં અમે જઈ શકીએ છીએ, અને અમને ઘણી વાર તેમ કરવાનો શોખ થાય છે.

કારણ કે આ બાજુ પર એક એવી વૃત્તિ થાય છે કે જે ઘટવાને બદલે વધતી જાય છે, અને તે વૃત્તિ વધુ જ્ઞાન મેળવવાની અને નવું નવું શીખવાની જિજ્ઞાસા છે. અમને ઘણું શીખવાનું હોય છે

જ્ઞાનપ્રાપ્તિની વૃત્તિ

અને તેને માટે ઘણી સગવડો હોય છે. અમે આ દુનિયા વિષે વધુ જાણીએ છીએ એમ કદી પણ કહી શકીએ એમ નથી, કારણ કે ઈશ્વરના આશ્ચર્યકારક ડહાપણનો કોઈ પાર પામી શકે એમ નથી. અમે અમારા ધારવા પ્રમાણે અંતિમ વસ્તુ પ્રાપ્ત કરીએ કે અમારી સન્મુખ બીજી નવી આશ્ચર્યજનક વસ્તુઓનો દેખાવ ખડો થાય છે. અમે તેની પાર પહોંચીએ અને પછી થોભીએ કે તરત અમારી સામે બીજી નવી, અદૃશ્ય અને આશ્ચર્યજનક દુનિયા ખુલ્લી થાય. આ નવી દુનિયા શું છે તે આગળ ઉપર આપણો વધુ વિકાસ થાય ત્યારે આપણે પણ સમજી શકીએ.

અમને જે વસ્તુ આખો ઘડી દુઃખજનક—જો અમારાથી એ શબ્દ વપરાય તો—લાગે છે તે આ સૃષ્ટિનું અનંતપણું છે. ઉપરનીચે હરહમેશ તે વિસ્તૃત થતી જણાય છે. અમે જેમ જેમ એ વિષયને પૂર્ણ કરવાને વધુ ને વધુ પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ તે વધારે ને વધારે અપૂર્ણ રહે એવો થતો જાય છે.

મારા ફિરસ્તાએ મને લાંબી મુસાફરી કરાવી હતી, કેટલી લાંબી તે હું જાણુતી નથી. તે આગળ ચાલતો, હું માત્ર તેની પછવાડે જવાની ઇચ્છા કરતી. અમે ઊડીને નહોતા જતા. એક જગ્યાએથી

અમર્યાદિત મુસાફરી

બીજી જગ્યાએ જવાનો વિચાર માત્ર કર્યાથી અમે ત્યાં જઈ શકતા. જ્યારે હું તે વખતનો વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે મને છેટાનો ખ્યાલ આવે તેટલા માટે તે મુસાફરી અમે સાદી રીતે અને ધીમેથી કરી હતી. હવે એક જગ્યાએથી બીજી જગ્યાએ

એકદમ થઈ જાય છે. પણ પહેલાં ગતિ ધીમેધીમે થતી હતી. ચાલતાં ચાલતાં અમને એમ લાગતું કે અમે હવામાં વિના પ્રયત્ને સરકીએ છીએ. તમે વિમાનમાં બેઠા હોવ અને તે ઉપર જતાં જેમ દુનિયા તમને ડૂબતી દેખાય તેમ અમને દુનિયા ડૂબતી દેખાઈ; ત્યાર પછી તે અમારી પાછળ રહી ગઈ અને અમે હવામાં કે આકાશમાં કાંઈ પણ નિશાન વગર ચાલ્યા. મારો ફિરસ્તો મારાથી જરા આગળ ચાલતો હતો. પહેલાં મને જરા બીક લાગી પણ તે મારી પાસે હતો, અને તે ઉપરાંત સ્વતંત્રતા અને બળ પ્રાપ્ત થયેલાં હોવાથી મને ઘણું આનંદજનક લાગતું હતું. દેહ એ કેવું મોટું કારાગૃહ છે તે જ્યાં સુધી તમે તેનો ત્યાગ નહિ કરો ત્યાં સુધી તમને નહિ સમજાય. મને અતિશય હર્ષ થયો, મને ઘણું સારું લાગ્યું, હું ઘણી સ્વતંત્ર અને સુખી હતી.

પણ જે લોકોને તમે પાછળ આંસુ સારતાં મૂકયાં હતાં તેમનું શું ?

ઘણું જ રમ્ય સ્થળ

ના, જે મારા પાછળ રહ્યા હતા તેમનો મેં મારી મુસાફરી દરમ્યાન બહુ વિચાર નહોતો કર્યો. તેઓ જીવતા હતા, સારાતાજા હતા, અને તેઓ થોડા વખતમાં અહીં આવી મારા ભેગા થવાના હતા. નવી નવી લાગણીઓ ઊભરાવાથી દિલગીરી યા ગત જિંદગીના વિચારને માટે મારા મનમાં સ્થાન નહોતું. તમે ભલે તેથી દિલગીર થાઓ, પણ હું તમને જે સત્ય હકીકત છે તે કહું છું. તમને પણ તમારા પહેલે દિવસે એમ જ લાગશે. અને હું ધારું છું કે તે સારું છે, એમાં કાંઈ ખોટું નથી. નહિ તો પરિણામ કાંઈ ઓર જ આવે.

અમે જ્યારે મુસાફરી કરતા હતા ત્યારે હું ઘણું ઓછું બોલી હતી. હું વિચારમાં ગૂંથાઈ ગઈ હતી, અને છતાં હું વિચાર કરતી હોઉં એવું મને લાગતું પણ નહોતું. મને એટલું જ ભાન હતું કે મને કંઈક લાગે છે, હું કંઈક જોઉં છું અને દરેક વખતે મારા મન ઉપર જે નવી નવી છાપો પડે તે પડવા દઉં છું. અમે જ્યારે નવી દુનિયા આગળ આવ્યા છીએ એવું લાગ્યું ત્યારે હું બોલી. મેં મારા ફિરસ્તાને પૂછ્યું, "આ ક્યાં આવ્યું ? એ સ્વર્ગ છે કે શું ?" તેણે પ્રત્યુત્તર આપ્યો, "થોભો અને જુઓ. તમારે જે જાણવું હશે તે સમજાવનારા તમને અહીંયાં મળશે."

જગ્યા ઘણી રમ્ય હતી. હવા મધુર હતી અને જૂન મહિનામાં પુષ્પોની જેવી સુવાસ આવે તેવી આહ્‌લાદજનક સુવાસ તેમાં હતી. તે

દુનિયા—કારણ કે અમે જયાં આવી પહોંચ્યા હતા તે એક દુનિયા હતી—આપણી જૂની દુનિયા જેવી દેખાતી હતી, તો પણ તે જુદી હતી. તેમાં કોઈ પણ વસ્તુ અણગમો ઉત્પન્ન કરે એવી નહોતી. વિશ્રાંતિભરેલી શાંતિ અને સંતુષ્ટ પ્રેમની લાગણી સર્વત્ર હતી. શાંત આનંદને લીધે તે જગ્યા ખુશકારક લાગતી હતી. તે હર્ષનો સૂર મને યાદ છે; વિગતો હું આપીશ નહિ.

## ૨. પરલોક - જીવન

મારા પરમપ્રિય મિત્ર, અત્યારે સવારમાં હું તમારા હાથવતી એક લાંબો પત્ર લખવા માગું છું.

૧૦મી માર્ચ, ૧૮૯૫

તમને એક સંદેશો આપવાની મને સુપરત કરવામાં આવી છે. અને તે સંદેશો હું તમને આપી શકું તેટલા માટે જે અંગત વસ્તુઓ મારે તમને કહેવાની હોય તે કહેવાનું હું મુલતવી રાખું છું.

આ સંદેશો તમારા એકલા માટે નથી પણ સર્વ માટે છે. અને તે તમે 'બોર્ડરલેન્ડ'માં પ્રસિદ્ધ કરો એમ હું ઇચ્છું છું. જે લોકો હજુ પોતાના સ્થૂળ દેહમાં છે તેમને અમારે કંઈ કહેવું હોય તો તે કહેવા માટે અમને વારંવાર હાલના જેવી સારી તક મળતી નથી, તેથી તમારા હાથ અને કલમનો પૂરેપૂરો ઉપયોગ ઓછામાં ઓછા એક કલાક સુધી મને કરવા દેવા માટે હું તમને વિનંતિ કરું છું.

અમારા પ્રિય મિત્રો અમને જે પ્રદેશમાં મળ્યા તેમાં અમે કેવી રીતે ગયા તે વિષે મેં મારા છેલ્લા પત્રમાં તમને કહ્યું છે તે યાદ હશે. અમને એકબીજાને મળવાથી ઘણો આનંદ થયો પણ અમારા મળવામાં એક પ્રકારની વિચિત્રતા હતી. કંઈક ફેર હતો. જે લોકોને હું મળી તે લોકો તેમના મરણ વખતે જેવા પ્રેમાળ હતા તેવા હજુ પણ હતા, પણ તેમનામાં પણ જરા ફેર પડેલો હતો. મેં તેમને છેલ્લા જોયા હતા તે વખતે તેમને જે દુઃખ અને શોક હતાં તેમાંનું હમણાં કાંઈ નહોતું. તેઓના આત્માની ઉન્નતિ થઈ હતી. તેમની આગળ હું એક નાદાન બચ્ચા જેવી લાગતી હતી, છતાં તેઓ અહંકારી નહોતા, માત્ર તેમના જ્ઞાન અને પ્રેમમાં વૃદ્ધિ થઈ હતી. તેઓ મારા પ્રતિ ઘણા નમ્ર અને માયાળુ હતા. મારા

મરેલાંઓ સાથે ફરી મેળાપ

ફિરસ્તાએ મને તે લોકોને સોંપી દીધી. તેણે* કહ્યું, "તમે જે વસ્તુ એને આપી શકો એમ છો તેની એને આવશ્યકતા છે."

આ બાજુ પર જે લોકોને હું ઓળખતી હતી તેમને કેવી રીતે મળવું, તે બાબત તેઓ મને પ્રથમ શીખવવાના હતા. હરહમેશ એમ થાય છે અને હું તેમાં અપવાદરૂપે નહોતી. આ બાજુ પર આત્મા જ્યારે જાગૃત થાય છે ત્યારે જે લોકો તરફ તેનો પ્રેમ હોય અને જે લોકોની તેણે સેવા બજાવી હોય તે લોકો તેની આગળપાછળ વીંટાઈ વળે છે. પણ કેટલીક વખત થોડો વખત ગયા પછી તેમ થાય છે. મારી બાબતમાં તેમ જ થયું હતું. તેનું કારણ હું તમને હવે પછી કહીશ. પણ તે વખત ઘણો જૂજ હોય છે. અમે તમારી સાથે વખતની વાતો કરીએ છીએ, કારણ કે તમારા ઉપર હજુ પૃથ્વીના જીવનસંજોગોનું પ્રાબલ્ય છે. અને જ્યારે તમે અહીં આવો છો ત્યારે આ જૂના ખ્યાલોને એકદમ તજી દેવાનું પ્રથમ ઘણું અઘરું લાગે છે. જેમ પતંગિયાનું પૂર્વ સ્વરૂપ વખત જતાં બદલાઈ જાય છે તેમ તે ખ્યાલો ધીમે ધીમે ખરતા જાય છે. પણ તમને માલમ પડશે કે માર્ગદર્શક ફિરસ્તો અને પ્રેમાળ પિતા તમારી નબળાઈ, અજ્ઞાન અને અણગમાને આશ્ચર્યકારક રીતે નિભાવી લે છે.

**તેઓ મને કેમ ન મળ્યા**

હું અહીં આવી ત્યાર પહેલાં પૃથ્વી ઉપર મેં લાંબું જીવન ગાળ્યું નહોતું. જ્યારે મારું મૃત્યુ થયું ત્યારે હું ભરજુવાન અવસ્થામાં હતી. જે લોકો મારા પહેલાં અહીં આવેલા હતા તેમાં મારા નજદીકના સંબંધમાં આવેલું એવું કોઈ પણ નહોતું કે જેને બીજા કરતાં પહેલાં મળવાની મને ઉત્કંઠા થાય. દાખલા તરીકે આ બાજુ પર જો એલન હોત તો મને પહેલવહેલાં તેનો જ વિચાર આવત અને તે મારા ફિરસ્તા સાથે હાજર હોત. પણ ખરી હકીકત એ હતી કે જે લોકો તમારી બાજુ પર હતા તેમના તરફ મારું દિલ ખેંચાતું હતું. મારી પ્રેમોર્મિઓ તમારી દુનિયા અને તેમાં દેહ ધારણ કરી રહેલા આત્માઓ ઉપર ચોંટેલી હતી. નવી દુનિયાના સંબંધમાં, જે લોકો ત્યાં આગળથી ગયા હતા તેમને મળવાની તાત્કાલિક અને દિલ ઉશ્કેરનારી ઉત્કંઠા મને થાય તેના કરતાં નવાઈ અને અજાયબી મને વિશેષ લાગ્યાં. તેથી મને ફિરસ્તો એકલો મળ્યો. અને

* આ ફિરસ્તા વિષે જુલિયા નર અને નારી જાતિ બન્ને જાતિમાં જેમ ફાવે તેમ લખે છે. તે વિષે મેં જ્યારે તેને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે અમે ફિરસ્તાઓને નર કે નારી જાતિમાં ગણતાં નથી. જુઓ પા. ૨ અને ૩૨

તેથી જ આકાશ માર્ગે લાંબી લાગેલી મુસાફરી કરી.

આકાશનું શું ?

મારા પરમપ્રિય મિત્ર, તમારા બધા પ્રશ્નોના જવાબ મારાથી આપી શકાય એમ નથી. જેને હું દરેક વસ્તુની બીજી બાજુ કહું છું તે તમે સમજી શકો, અને જોયલી વસ્તુઓ અનિત્ય છે પણ નહિ જોયલી વસ્તુઓ નિત્ય છે એ પણ સમજી શકો, ત્યારે આકાશ વિષે હું જે કાંઈ હમણાં કહેવા પ્રયત્ન કરું છું તે તમે વધારે સારી રીતે સમજી શકશો.

મને જે મિત્રો મળ્યા તેમાં આ બાજુ પર કેટલાક વખત થયાં આવેલાં મારાં પાંચ છ સગાં અને ગાઢ મિત્રો હતાં. મારી નાની બેન સૌથી વધારે પ્રેમાળ અને વહાલી હતી. ઘણાં વર્ષ ઉપર જ્યારે હું તેનાથી વિખૂટી પડી ત્યારે તે જેવી દેખાતી હતી તેવી તેની બાલ્યાવસ્થાની છાયા જેવું મેં જોયું. મને તેનાથી વિખૂટા પડતી વખતે લાગ્યું હતું કે જાણે હમેશને માટે મારો તેનાથી વિયોગ થયો છે. પણ હમણાં હું તેને ઓળખી શકું તેટલા માટે તેણે બાળકનું રૂપ ધારણ કરેલું હતું. થોડા વખત પછી જ્યારે મને અહીંના જીવન વિષે વધારે માહિતી થઈ ત્યારે તેણે પોતાનું હાલનું સ્વરૂપ મને દર્શાવ્યું. તે તેના સૂક્ષ્મ સ્વરૂપમાં એક પુખ્ત ઉંમરની સ્ત્રીના જેવી દેખાય છે. અમારે જે પળે જે સ્વરૂપ ધારણ કરવું હોય તે ધારણ કરવામાં અમને કાંઈ મુશ્કેલી પડતી નથી. ના, હું એમ નથી કહેવા માગતી કે હંમેશને માટે હું મરજી ફાવે તે સ્વરૂપ ધારણ કરી શકું, પણ થોડા વખત માટે તમને જેવા થવાનો વિચાર હોય તેવા રૂપમાં તમે દેખાઇ શકો, કારણ કે તીવ્ર વિચારશક્તિથી ધાર્યા પ્રમાણે ચિત્રો પાડી શકાય છે અથવા તો પૂતળાં બનાવી શકાય છે, એટલું જ નહિ પરંતુ દેહના બાહ્ય સ્વરૂપનો દેખાવ પણ તે પ્રમાણે કરી શકાય છે.

ફરી મિલાન

તમારે એમાં હેરત પામવા જેવું કાંઈ જ નથી, કારણ કે તમારી બાજુ પર પણ મનુષ્યનું વાયુસ્વરૂપ ધારે તેવું દેખાય છે એ બાબતની તમારી પાસે અનેક સાબિતીઓ નથી ? હા, વાયુસ્વરૂપ મનુષ્યના સ્થૂળ સ્વરૂપ જેવું જ હોય છે. સ્થૂળ દેહનાં બંધનો છતાં જો તમે તમારા સત્ય સ્વરૂપના જેવું સ્વરૂપ ઉત્પન્ન કરી શકો, અને તેને તમારા વિચાર પ્રમાણેનો પહેરવેશ પરિધાન કરાવી શકો, તો અમે તે જ વસ્તુ જરા વધુ પ્રમાણમાં કરી શકીએ એ વિષે તમે શંકા કેમ ઉઠાવી શકો ? અમને

વાયુસ્વરૂપનું દષ્ટાંત

અમારે પોતાને ખાતર તેમ કરવાની જરૂર નથી; પણ જ્યારે કોઈ નવો આત્મા અમારા તરફ આવે, અગર તો તમને સ્થૂળ દેહધારીઓને અમારે દર્શન આપવું હોય, ત્યારે અમારી વિચારશક્તિથી સ્વરૂપ ઉત્પન્ન કરવાની અને તમારાથી દેખી શકાય અને સ્પર્શ કરી શકાય તથા ઓળખી શકાય એવો સ્થૂળ દેખાવ ધારણ કરવાની અમને જરૂર પડે છે.

એ કેવી રીતે થાય તે તમે કહી શકશો ?

ના, હું તે વિષયને અડકીશ નહિ; સ્થૂળ દેહના જેવું સ્વરૂપ કેમ ધારણ થઈ શકે એના કરતાં વધારે અગત્યની બાબત વિષે મારે લખવાનું છે.

મારી નાની બેન મને ભેટી, પ્રેમી અને વિખૂટા પડેલા આત્માઓનો જે દુનિયામાં ફરી મેળાપ થાય છે ત્યાં હું ગયેલી હતી. ત્યાં મને આવકાર આપ્યો અને મારા હાથ પકડી જે મિત્રો રાહ

ખાસ અજાયબી

જોતા હતા તેમની પાસે મને તેડી લાવી. તેઓ બધા ઘણા માયાળુ અને પ્રેમાળ હતા. તેમણે મને ઘણી ઘણી વસ્તુઓ કહી. મને જે ખાસ અજાયબી લાગી તે એ હતી કે તે બધા જેવા હતા તેવા જ દેખાતા હતા. અમે ફિરસ્તાઓ અગર મહાત્માઓ જેવા દેખાતા નહોતા. હું તો મહાત્મા જેવી હતી જ નહિ. પહેલાં તો હું દમ ખાઈ ગઈ, પણ પછી જેમ જેમ મારી બીક ઓછી થતી ગઈ, તેમ તેમ મારું પહેલાંનું કુદરતી સ્વરૂપ ઝળક્યું અને મને ખરેખર લાગ્યું કે હું પહેલાં જેવી હતી તેવી જ હાલ છું અને પહેલાં કરતાં હાલ મને વધુ શક્તિ પણ આવેલી જણાઈ—મારી માંદગીમાં શક્તિ ક્ષીણ થયેલી હોવાથી મને તેથી બમણો, ત્રણગણો આનંદ થયો—અને ચીડિયાપણું ગયેલું હોવાથી એક પ્રકારની શાંતિ પણ લાગી.

પણ હું મહાત્મા અગર ફિરસ્તો થઈ હોઉં એવું મને લાગ્યું હોય એમ ન ધારશો; મને તેમ લાગ્યું જ નથી અને હાલ પણ લાગતું નથી. અમારા અધૂરાપણાનો ખ્યાલ હજુ અમારામાં છે.

અધૂરાપણાનો ખ્યાલ

હે મારા મિત્ર, મિત્ર, હજુ અમારે એટલું બધું ઉચ્ચપણું પ્રાપ્ત કરવાનું છે તેનો તમને સ્વપ્ને પણ ખ્યાલ નથી; અનંત પ્રેમનાં એવાં ઊંડાણો છે કે જેનો પાર પામવાનો અમે પ્રયત્ન પણ કીધો નથી. ઈશ્વરી પ્રેમ વિષે જેમ જેમ અમને વધુ જ્ઞાન અને અનુભવ થતા જાય છે, તેમ તેમ અમને ઈશ્વરી પ્રેમની અગાધતા અને અમારા આત્માઓના અત્યંત ક્ષુલ્લકપણામાં એટલું બધું અંતર

દેખાય છે કે અમારી અક્કલ બહેર મારી જાય છે. પરંતુ અહીં અને પૃથ્વી ઉપરના જીવનમાં અમને જે ફેર લાગે છે તે એ જ છે કે અહીં સર્વત્ર પ્રેમ પ્રવર્તે છે. અમને અમારી સ્થિતિનું ભાન થાય છે, અને તેથી ઘણી વાર અમને દિલગીરી થાય છે અને અમારી ખામીઓને માટે અમે શોકગ્રસ્ત થઈએ છીએ. પણ અમે જાણીએ છીએ કે અમે પ્રભુના પ્રેમમાં જ વસીએ છીએ અને અમે પડીએ છીએ તે ઉપર જવા માટે જ. પણ અમે પડીએ છીએ તો ખરા જ તથા ઈશ્વરના મહિમાને પૂરેપૂરો સમજી શકતા નથી.

વ્યક્તિત્વ ચાલુ રહે છે

હવે એ બાબતમાં, હે મારા મિત્ર, તમે એમ સમજો છો કે તમારા જીવાત્મામાં જે લાગણીઓ અને આતુરતા ભરેલાં હોય તે અહીં આવે તો તથા તમારા આત્માનો સ્થૂળ દેહ પીગળી જાય તો તરત બીજી જ ક્ષણે, આંખના પલકારામાં તમે છો તેના કરતાં જુદા થઈ જાઓ? તમારો આત્મા તમારા જાતિસ્વભાવથી મુક્ત થઈ જાય? ના, હું કહું છું કે તેમ ન થાય. વ્યક્તિત્વ નાશ પામતું નથી પણ ઊલટું તેના ખરા તત્ત્વમાં વધુ ખીલે છે અને તેની અંગત આદતોનો તેની સાથે મેળ રહે છે. તમારી દુનિયામાં તેથી ઊલટું છે અને તે જ પીડારૂપ છે. વ્યક્તિત્વના બાહ્ય દેખાવ માટે એટલી બધી મારામારી ચાલે છે કે તેમાં ખરું વ્યક્તિત્વ ઘણી વખત નાશ પામી જાય છે.

ના, હું એમ નથી કહેવા માંગતી કે અમે કદી ઉશ્કેરાઈ જતા નથી; પણ જેને તમે આરોગ્ય-ભુવન—હવા ખાવાનું સ્થળ—કહો છો એવા નૈતિક અને આધ્યાત્મિક આરોગ્ય ભુવનમાં અમે છીએ. અમે અહીં અમારા સર્વ વ્યાધિઓ સાથે આવેલા છીએ. અમે દિવસે દિવસે સાજા થતા જઈએ છીએ. જેવી રીતે મનુષ્યદેહ પર આવેલા રોગો હવાફેરથી સારા થાય છે તેવી રીતે અહીંની હવાફેરથી અમારી અંતર્ગત સર્વ ખામીઓ સુધરતી જાય છે. પ્રેમ અમારા જીવનનો પ્રાણવાયુ છે અને મારા પ્રિય મિત્ર, તમારામાં જો પૂરતો પ્રેમ હોય, તો તમે છો ત્યાં જ તમને સ્વર્ગ પ્રાપ્ત થાય. આ સિવાય બીજું મહાન સત્ય નથી એ તમે ખચિત માનો. ઈશ્વર પ્રેમ છે! ઈશ્વર પ્રેમ છે!

પૃથ્વી અને સ્વર્ગ વચ્ચે મોટામાં મોટો આ જ ફેર છે. સ્વર્ગમાં વધુ પ્રેમ છે; અને મનુષ્યહૃદયમાં ઊછળતી પ્રેમની દરેકે દરેક લાગણી પૃથ્વીને સ્વર્ગસમાન બનાવે છે. ના, જુદા જુદા પ્રકારના પ્રેમનું વિવેચન કરવા

હું નથી માગતી. મેં તે વિષે આગળ લખેલું છે. હું જે હમણાં કહેવા માગું છું તે એ જ છે કે જે પ્રેમની લાગણી તમને તમારો

**પ્રેમ કેવી રીતે સ્વર્ગ પેદા કરે છે**

સ્વાર્થ ભુલાવે અને જે લાગણીથી બીજાને સુખી કરવાનું તમને એટલું બધું અગત્યનું લાગે કે તેને સુખી કરવા જતાં આવી પડતાં દુઃખ અને મુશ્કેલી આનંદદાયક લાગે એટલું જ નહિ પણ તેથી જો તમારા પ્રિયજનનું શ્રેય થતું હોય તો તે દુઃખ અને મુશ્કેલી સૌથી શ્રેષ્ઠ આનંદદાયક વસ્તુ કરતાં પણ વધુ વહાલાં લાગે તો સમજવું કે તે પ્રેમ એવા પ્રકારનો છે કે તે દુનિયા ઉપર વિજય મેળવશે. પ્રેમની ગેરહાજરી તે પાપ છે. તમે ફક્ત પ્રેમ રાખતા થાઓ તો તમને શોકને બદલે હર્ષ લાગે. તમે શું કહેવા માગો છો તે હું સમજું છું. પણ કોઈને હદપારનું ચાહવાથી જે શોક થાય—નહિ, તમે કોઈને હદપારનું ચાહી શકો જ નહિ, જેટલું ચાહો તેટલું ઓછું. ઘણી વખત તમે ઊલટા બીજાને ઘણું જ ઓછું ચાહો છો, અને તમારા કહેવા પ્રમાણે અમુક માણસને હદપારનું ચાહવાથી તમને જે દુઃખ પ્રાપ્ત થાય છે તે દુઃખ ખરું જોતાં તમે બીજાને ઘણું ઓછું ચાહો છો તેથી જ આવી પડે છે.

દાખલા તરીકે, જેની મૂર્તિ તમારા મનમાં રમ્યા કરતી હોય એવા મનુષ્યને તેની સાથે વિયોગ થવાથી અથવા તો કાંઈ ગેરસમજૂતી ઊભી થવાથી તમે ગુમાવી બેઠા છો. તમને તેથી દુઃખ

**અને પ્રેમની ગેરહાજરી તે નર્ક**

થાય છે અને જિંદગી અંધકારમય અને અકારી લાગે છે. આ અંધકાર અને દુઃખ તમે ચાહો છો તેથી તમને નથી લાગતાં, પણ તમે નથી ચાહતા તેથી જણાય છે. કારણ કે તમને જે દુઃખમય લાગે છે તે તમારી જિંદગીમાં આવી પડેલી શૂન્યતા જ છે. પ્રેમ આખી દુનિયાને પલટી નાંખે એવી જાદુઈ લાકડી છે અને જો દુનિયા ન પલટાઈ હોય તો તેનું કારણ

**ખરા જીવનનો ભેદ**

એટલું જ કે તમે બરાબર ચાહતા નથી એ જ્યાં સુધી તમે સમજતા નથી થયાં ત્યાં સુધી ખરા જીવનનો ભેદ તમે પૂરેપૂરો સમજ્યા જ નથી. દાખલા તરીકે જે સ્ત્રી તરફ તમારા દિલમાં તીવ્ર આકર્ષણ હોય તેને માટે તમારા અંતઃકરણમાં પૂરેપૂરો પ્રેમ હોય છે તેટલો જ પ્રેમ જો બધા માણસો તરફ હોય—જો દરેક મનુષ્ય અથવા પ્રાણીને તમે એટલું ચાહતા હોવ કે જેમ જે સ્ત્રીને તમે ચાહો છો તેને કોઈ રીતે મદદ કરવાની તમને તક મળે તો તમે ખુશી થાઓ, તેવી રીતે તે મનુષ્યો અથવા પ્રાણીઓને મદદ કરવાનો તથા તેમને ખુશી કરવાનો તમને પ્રસંગ મળે તેથી તમે ખુશ ખુશ થઈ જાઓ—તો તમને અહીં

એકલવાયા અને બધાથી ત્યજાયેલા હોય એવું લાગશે નહિ. જિંદગી તમને શૂન્યતાભરેલી તેમ જ તમારું અસ્તિત્વ તમને ભારરૂપ નહિ લાગે. ના, મારા પ્રિય મિત્ર, મારે બીજું તમને ગમે તે કહેવાનું હોય, તો પણ એટલું ખચિત માનજો કે આની બરાબરી કરી શકે એવું બીજું કાંઈ નથી —સ્વર્ગનો ખુલ્લામાં ખુલ્લો ભેદ પ્રેમ છે. જે સંપૂર્ણ પ્રેમમય જીવન ગાળતો હોય તે સ્વર્ગમાં જ છે. ધિક્કાર તે નર્ક છે. ઈશ્વર જે લોકો પ્રેમથી ચાહતા હોય તેમની સમીપમાં છે. પ્રભુ તે પ્રેમ છે. જે પ્રેમથી ચાહતા નથી તે પ્રભુથી દૂર છે.

**મૃત્યુ એ તો જીવતાં મનુષ્યો માટે**

પણ તમારા સવાલ અને વાંધાઓથી મારે જે કહેવાનું હોય છે તેમાંથી મારું ધ્યાન જતું રહે છે. મેં જ્યારે મારા મિત્રો સાથે વાતચીત કરવા માંડી ત્યારે તેઓએ મને છક કરી નાંખે એવી ઘણી વસ્તુઓ કહી. દાખલા તરીકે તેઓએ મને એમ કહ્યું કે જે લોકોને દુનિયા ઉપર છોડીને હું અહીં આવી હતી તે બધાની પાસે હું પાછી જઈ શકું એમ છું અને મને તે લોકોનો વિયોગ લાગે એમ નથી, કારણ કે તેમના આત્માઓને આપણે મળી શકીએ છીએ. મેં કહ્યું કે ત્યારે "મૃત્યુ જેવું કાંઈ છે જ નહિ" અને તે લોકો ખુશીથી હસી પડયા. તેઓએ કહ્યું, "નહિ જ, આપણે જે લોકો 'મરેલા' ગણાઈએ છીએ તેને નહિ. મૃત્યુ એટલે પોતાના પ્રિયજનને ગુમાવી બેસવું તે અને તેથી થતો વિયોગ. જે લોકોને જીવતા કહેવામાં આવે છે તેમને આ પ્રમાણે લાગે છે. મૃત્યુ એ 'જિંદગી' ઉપર મુકાયેલો એક જાતનો અંકુશ છે. મૃત્યુ જીવતા મનુષ્યો માટે છે, આપણે માટે નથી." અને મને એમ થયું કે હું એકદમ જાઉં અને જોઉં કે આ વાત ખરી કે નહિ; અને મને વિચાર આવતાની સાથે હું જે લોકોને ચાહતી હતી તેમની પાસે પાછી જઈ પહોંચી. મેં મિનર્વાને જોઈ અને તે મને જોઈ શકે એટલા માટે મેં પ્રયત્ન કર્યો. એલનને પણ મેં જોઈ, પણ હું કહું તે તે સાંભળે જ નહિ; અને તેથી પાછા આવી મેં કહ્યું, "ના ના, મૃત્યુ તો છે જ." તેઓ હું કહું તે સાંભળી શકતા નહોતા કે મને જોઈ શકતા નહોતા અથવા મારી સાથે બોલી શકતા નહોતા, અગર તો હું તેમને સ્પર્શ કરતી તે સ્પર્શ તેમને લાગતો નહોતો. અને મારા મિત્રોએ કહ્યું, "મૃત્યુ થાય છે તે સ્થૂળ દેહનું, અને જે લોકો સ્થૂળદેહવાળા છે તેમને તેમની હયાતીમાં મૃત્યુ લાગે છે; પણ જ્યારે તેઓ નિદ્રાવશ હોય છે અને કેટલાક જાગૃત હોય છે ત્યારે પણ, તેઓ તેમનું મૃત્યુ થયા પહેલાં પણ

સૂક્ષ્મદેહીઓ સાથે વાતચીત કરી શકે છે." અને તમે જાણો છો કે મને પણ તેવો જ અનુભવ થયો છે. પણ કેટલીક વખત આત્મા એટલો બધો જડ પદાર્થોમાં લીન થઈ જાય છે, દુનિયાની જંજાળમાં એટલો બધો પડી જાય છે કે નિદ્રા તેના ઉચ્ચતર આત્માને આ ખટપટોમાંથી મુક્ત કરે તો પણ તે આપણુને જોઈ શકતો નથી. તેમ છતાં ઘણુંખરું તો તે આપણા જીવંત મિત્રોના આત્માને જોઈ શકે છે, બોલી શકે છે અને તેમની સાથે છૂટથી વાતચીત કરી શકે છે. પણ તે બાબતનું સ્થૂળ દેહને ભાન હોતું નથી, જેમ જીવતા માણસોને ઊંઘતા માણસનું શરીર જડ દેખાય અને તેના પર કાંઈ અસર કરી ન શકાય તેમ આપણે આપણા સ્થૂળદેહવાળા મિત્રો ઉપર જે અસર કરીએ છીએ તેનું તેમને ભાન કરાવી શકાતું નથી.*

૨૨ માર્ચ ૧૮૯૫- ઈશુ ખ્રિસ્ત સાથે મેળાપ

મારા પરમ પ્રિય મિત્ર,—મારો સંદેશો આગળ ચલાઉં ? તમારો ઘણો જ ઉપકાર. મિનર્વા અને એલન સાથે સંદેશા ચલાવવા મેં ફાંફાં માર્યાં પણ તે ફોગટ ગયાં તેથી મને જરા દિલગીરી થવા માંડી હતી. મને લાગ્યું કે જેમના તરફ મને મારા સ્થૂળ જીવનમાં મમતા હતી તેમનાથી હું દૂર છું. સારા રહીને આમતેમ જ્યા વિચાર આવે ત્યાં ફરવું એ ખરેખર ઘણું આનંદકારક હતું; છતાં પણ જે લોકોને હું અત્યંત ચાહતી હતી તે અને જે કામમાં હું ગૂંથાયલી હતી તે ત્યાં હોવાથી મને જરા દિલગીરી થઈ. તે વખતે જે ભલા ફિરસ્તાએ મને આ દુનિયામાં આવતાવારને સ્વાગત કર્યું હતું તે મને ઈશુ ખ્રિસ્તને મળવા તેડી ગયો. મેં જે પહેલાં લખ્યું છે તેમાં કાંઈ વધારે ઉમેરવાનું નથી.

---

બીજો સાક્ષી

* આત્મવિદ્યા સંશોધક મંડળ ( Society for Psychical Research )ના સને ૧૮૯૫ના એપ્રિલ માસના હેવાલમાં 'મિ. સ્ટેઈન્ટન મોઝીમના અનુભવો' એ વિષય ઉપર મિ. માયર્સે લખેલો એક વિગતવાર લેખ છે. ૮૭ તથા ૮૮મા પૃષ્ઠમાં સને ૧૮૭૧ની ૨૧મી જુલાઈએ વિન્ચેસ્ટરના ધર્મગુરૂ સેમ્યુઅલ વિલ્બરફોર્સ જેવા પ્રખ્યાત પુરુષના આત્માએ મિ. સ્ટેઈન્ટન મોઝીઝ દ્વારા જે સંદેશો મોકલાવેલો તેની હકીકત આપવામાં આવી છે. જેણે આ સંદેશો મોકલાવ્યો તેને આ ધર્મગુરુના મુક્ત થયેલા આત્મા સાથે કાંઈ સંબંધ હતો કે નહિ તે બાબત હું અત્રે ચર્ચવા માગતો નથી. આ સંદેશો ધર્મગુરૂ તરફથી આવેલો ગણાય છે, છતાં હું માત્ર સંદેશા ઉપર ખાસ લક્ષ દોરવા માગું છું. અને તે ઉપરથી એમ બતાવવા માગું છું કે આ સંદેશો મોકલનારે કુદરતી અને સાદી રીતે એક પછી એક જે ખબર આપી છે તે 'જુલિયા'એ 'પરલોકજીવન' વિષે આપેલી હકીકતની સાથે કેટલી બધી મળતી આવે છે.

બધું સુંદર અને તેજસ્વી હતું. મારાથી તેનું વર્ણન થઈ શકે એમ
નથી. અમારા મેળાપનો મારા મનમાં વિચાર સરખોયે નહોતો, તેમ હું
તેને મળી એ હકીકત હું સમજી પણ ન શકી. જ્યારે તે
દિલગીરી દૂર થઈ મારી સાથે બોલ્યા ત્યારે બધો આગળપાછળનો દેખાવ
સ્વર્ગના તેજસમ તેજસ્વી બન્યો; ત્યારે હું સમજી કે
અમે મળ્યા છીએ. આમ લાગવાનું કારણ હું એ ધારું છું કે જે બધું
મારા જોવા તથા સાંભળવામાં આવ્યું તે તદ્દન કુદરતી હતું. આજ અને

---

" શાશ્વત જીવન અને તેની આસપાસની વસ્તુઓ સમજી શકવાની મારા આત્માને જ્યારે શુદ્ધિ આવી, ત્યારે હું તેજસ્વી અને સુખી ફિરસ્તાઓની સાથે હતો. તેઓ મને મારા પ્રભુની અનહદ દયાનું ભાન કરાવતા હતા. પૃથ્વી ઉપરનો મારો સ્થૂળ સંબંધ એટલો બધો ઓચિંતો છૂટી ગયો કે પ્રથમ મને એમ ન લાગ્યું કે હું સૂક્ષ્મદેહીઓની દુનિયામાં આવ્યો છું, પરંતુ મારા પ્રિય પિતાએ મારી પાસે આવી મને ઓળખ આપી અને મારી ખાતરી કરી આપી કે હું ખરેખર જીવતો છું અને તેજસ્વી આત્માઓમાં આવેલો છું. મારા પિતાની સાથે મારી પ્રિય માતા પણ હતી; ત્યાર પછી કેબલ આવ્યો. તે જ્યારે પૃથ્વી ઉપર હતો ત્યારે લોકકલ્યાણ તથા પ્રેમનાં કાર્યો કરવામાં બીજા લોકોની સાથે આગળ પડતો ભાગ લેતો હતો. કેબલની સાથે લોકકલ્યાણ કરનારા આત્માઓ પણ આવ્યા. તેઓને હજુ પણ તેની પાસે રહેવામાં આનંદ લાગે છે.$ તે લોકો મને મારા રક્ષક ફિરસ્તાઓની પાસે લઈ ગયા. તેમની પાસેથી મારે જેટલું ખાસ જાણવું જોઈએ તેટલું હું શીખ્યો; જેને હું એક વખત બહુ અગત્યની વસ્તુઓ ગણતો હતો તે બધું છોડી દેવાનું તેમણે મને શીખવ્યું. અહા ! પૃથ્વી ઉપર જે અભિપ્રાયોને માણસ મમતાથી વળગી રહે છે તે બધા તેનો આત્મા અહીં કેવા સપાટાબંધ છોડી દે છે ! મારે તમારી સાથે સંદેશાવ્યવહાર રાખવો એ બાબતની વિનંતિ મને મારા ફિરસ્તાઓ તરફથી મળી. તમારા અધિષ્ઠાતા ફિરસ્તાએ તે મને પહોંચાડી. તે જ ફિરસ્તો હમણાં મારા તરફથી લખે છે. મેં તે વિનંતિ હર્ષથી સ્વીકારી. મને અનહદ આનંદ થાય છે કે જે દુનિયામાં મારા આટલાં બધાં વહાલાંઓ વસે છે તે દુનિયા સાથે આખરે હું સંબંધ રાખી શકું એમ છે. તો પણ અફસોસ ! અફસોસ ! કે હું તેમની સમક્ષમાં દેખાઉં એમ નથી. તેઓ અજ્ઞાન છે. અને હજુ પણ જ્ઞાન પ્રાપ્ત કરવાનું તેમને મન થતું નથી. મેં તમારી દુનિયા છોડી ત્યારથી મારું કામ શીખવામાં અને મારા જીવનની પ્રગતિ કરવાના કાર્યમાં હું રોકાયેલો છું. મારા ફિરસ્તાઓની સલાહ પ્રમાણે ચાલવાથી હું પહેલાં ભુવનમાંથી પસાર થઈ ચૂક્યો છું. જે લોકોને પૃથ્વી ઉપરના જીવનની હજુ માયા લાગેલી છે તે તથા જેઓ હજુ ઊંચી ભૂમિકા પ્રાપ્ત કરવા શક્તિવાન નથી તે બધા આ ભુવનમાં વસે છે. આ ભુવનમાં મેં એવા કેટલાકને

---

$ જેઓ સ્થૂળ જીવનમાં પણ પોતાનું ખરું કામ શું છે તે સમજી કર્યાં જતા હતા, તેઓ અહીં પણ તે જ પ્રમાણે કામ કર્યાં જાય છે. દૃષ્ટાંત તરીકે એક ડૉક્ટર હતો. તે સ્થૂળ દુનિયામાં હતો ત્યારે તેનું મન હમેશાં તેના કામમાં જ પરોવાયલું રહેતું. હાલ પણ તે માણસ પોતાનું કામ કેમ ચાલે તેની અહીંથી તપાસ રાખ્યા કરે છે.

કાલ સરખા છે એ સમજવામાં આવી જ મુશ્કેલી ઊભી થાય છે. કુદરતી વસ્તુઓની અંદર કાંઈક ચમત્કારિક વસ્તુઓ થાય તો તે સમજવું મુશ્કેલ પડે છે. પણ હે મારા મિત્ર! જ્યારે આપણે તે સમજીએ છીએ ત્યારે કેવો ફેરફાર થયેલો આપણને જણાય છે! તેના અપાર અને શાશ્વત પ્રેમનું મને ભાન થતામાં આખી દુનિયા પલટાઈ ગઈ હોય એમ મને લાગ્યું. તે ક્ષણ પછી મને કદી દિલગીરી થવા પામી નથી; જો કદાચ થાય તો તે મારી પોતાની ખામીઓ અને પ્રેમની ન્યૂનતાને લીધે. હે મારા પરમ પ્રિય મિત્ર, આપણે તેનો પ્રેમ સમજી તે પ્રમાણે જીવન ગાળીએ તો કેવું સારું?

ઈશુ ખ્રિસ્તના દૈવીપણા વિષે તમે શું કહો છો?

આ બધી પંડિતાઈભરેલી વાતોની તમે શા માટે પરવા કરો છો? તમારે જે જાણવું જોઈએ તે હાલ ખરી વસ્તુ શું છે તે છે—અને નહિ કે સૈકાઓ ઉપર તેને વિષે અપાયેલી વ્યાખ્યાઓ.

ઈશુ ખ્રિસ્તનું દૈવીપણું

મારા વ્હાલા મિત્ર, તમે જ્યારે આ બાજુ પર આવશો અને સૃષ્ટિની ભવ્યતા અને મોહકપણાનો તમને વધુ સારો ખ્યાલ આવશે; અમે જેમ દરરોજ જોઈએ છીએ તેમ જ્યારે તમે આપણા સર્વવ્યાપક પિતાના અનંત મહિમાને ચારે

જોયા કે જેમને હું પૃથ્વી ઉપર હતો ત્યારે ઓળખતો હતો; તેમની પાસેથી તેમ જ બીજાઓની પાસેથી મારે જે જાણવા જેવું હતું તે હું બહુ શીખ્યો. મારે જે ભુવનમાં પહોંચવાનું છે ત્યાં હું પહોંચું ત્યાં સુધી મારે આ જ પ્રમાણે કરવું પડશે. તમારા મનને આરામ થાય અને તમને આશ્વાસન મળે તેટલા માટે આ ટૂંક સંદેશો તમને આપવાને માટે જ હું આવ્યો છું. હમેશ આનંદમાં રહો."

"તમારે ઘણા સવાલો પૂછવાના છે જેવા કે આ ભુવનના જેવાં બીજાં ભુવનો આસપાસ છે ખરાં?"

"હા, દરેક રીતે સરખાં હોય છે. તફાવત માત્ર ત્યાં રહેવાની સ્થિતિમાં હોય છે. ફળફૂલ, સૌંદર્યભરેલા દેખાવ, પશુપક્ષી વગેરે જેમ તમારે ત્યાં હોય છે તેમ અહીં પણ છે. માત્ર સ્થૂળ સ્થિતિમાં ફેરફાર થયેલો હોય છે. તમારે જેમ ખોરાકની જરૂર હોય છે તેમ અમને નથી હોતી; અગર તો જીવન નિભાવવા માટે અમે બીજાનો સંહાર કરતા નથી. તમારા જડ પદાર્થો જતા રહે છે. અને દેહ ટકાવી રાખવા માટે જે હવાનો અમે શ્વાસ લઈએ છીએ તે સિવાય બીજા કશાની અમને જરૂર નથી. તેમ આમતેમ ફરવા-હરવામાં પણ અમને તમારી પેઠે જડ પદાર્થોથી નડતર થતી નથી. અમે છૂટથી અને મરજી-ફાવે ત્યાં ફરીએ છીએ. એક નવા જન્મેલા બાળકની માફક નવી સ્થિતિમાં રહેવાનું મને ગોઠે તે ધીમે ધીમે શીખું છું.

"બધી વસ્તુઓ તમને ખરી હોય એમ લાગે છે?"

"તદ્દન ખરી અને વળી ઘણી જ સોહામણી."

તરફ પ્રસરતો જોશો; અને અમારી માફક તમે પણ જ્યારે જોશો કે બધી વસ્તુઓનો સારમાત્ર પ્રેમ જ છે, અને જેટલો પ્રેમ ઈશુ ખ્રિસ્તમાં છે તેટલો પ્રેમ આખી મનુષ્યજાતિમાં નથી ત્યારે તમે સમજી શકશો કે એના સ્થૂળ શરીરમાં ઈશ્વરનો વાસ હતો એ હકીકત સત્ય છે.

મારા પરમ પ્રિય મિત્ર,—તે ખરું છે; તમારું ચિત્ત શાંત કરો. સવાલ ન પૂછો, પણ હું જાણે મારા પોતાના જ હાથનો ઉપયોગ કરતી હોઉં તેમ મને લખવા દો. તમને તથા જે દુનિયામાં

૨૩મી માર્ચ ૧૮૯૫ હું એક વખત સદેહ રહેતી હતી તેમાં વસતાં સ્ત્રી-પુરુષોને તમારી મારફત હું જે સંદેશો આપવા માગું છું તેમાં તમારા આતુરતાભરેલા સવાલોથી કાંઈ ફાયદો થાય તેમ નથી. મારે કહેવાનું છે તે હું કહી રહું ત્યારે તમારે જે પૂછવું હોય તે પૂછજો; પણ ત્યાં સુધી તમારા ચિત્તને બને તેટલું શાંત રાખો. હવે હું લખવાનું શરૂ કરું છું.

હવે, મારા વ્હાલા મિત્ર, મેં પડતું મૂક્યું છે ત્યાંથી હું આગળ ચાલવા માગું છું. આ દુનિયામાં આવ્યા પછી મને જે અનુભવો થયા છે તે, અને ત્યાં સુધી, એક પછી એક હું તમને કહીશ.

પ્રેમનો દૈવી પ્રભાવ દુનિયામાં રેલછેલ કરી મૂકતા પ્રેમના પ્રકાશની ભવ્યતા જ્યારે મારા જોવામાં આવી ત્યારે મને આનંદ, આનંદ થઈ રહ્યો. તમારી દુનિયામાં મેં જે જુદા જુદા પ્રકારના પ્રેમ જોયા હતા તે આ પ્રેમના જ્વલંત પ્રકાશ આગળ નજીવા લાગ્યા. આ પ્રેમનો પ્રકાશ મારી આગળ-પાછળ મારા લૂગડાની માફક વીંટાયલો હતો; અને આપણા દરેકનું હૃદય શું શું કરી શકે એમ છે, અને તેમાં સ્વપ્ને પણ ખ્યાલ ન આવ્યો હોય એવી મહાન શક્તિઓ ભરેલી છે એ બધું હું તેના પ્રતાપથી જોઈ શકી. આને માટે પ્રેમ સિવાય બીજો કોઈ શબ્દ નથી. ઈશ્વર તે પ્રેમ છે અને પ્રેમ તે ઈશ્વર છે. અને ઈશ્વરની અકળિત શક્તિ પણ પ્રેમ છે. પ્રેમ એ ઈશ્વરની દૈવી પ્રકૃતિ છે અને જેટલે દરજ્જે આપણામાં પ્રેમ હોય તેટલે દરજ્જે આપણે પ્રભુમય થઈએ છીએ. આપણે જ્યારે પ્રેમથી ચાહતા હોઈએ છીએ ત્યારે

પ્રભુથી વિમુખ થવા વિષે. આપણે ઈશ્વર જેવા હોઈએ છીએ અને જ્યારે આપણે નથી ચાહતા ત્યારે આપણે ઈશ્વરથી વિમુખ થઈએ છીએ. તમને જ્યારે એમ લાગે કે તમે કોઈ પણ મનુષ્ય અગર તેના પાપ પ્રતિ પણ તમારી સહાનુભૂતિ દર્શાવી શકતા નથી ત્યારે તેટલે દરજ્જે તમે ઈશ્વરથી વિમુખ રહો છો. ઈશ્વર દરેકનું સર્વસ્વ છે અને

ઈશ્વરનું સર્વસ્વ પ્રેમ છે; ધિક્કાર અને ક્રૂરતા રાખવાથી તમે તેનાં કાર્યો ફળીભૂત ન કરી શકો. અરે, અમે જેમ અહીં સમજીએ છીએ તેમ હું તમને સમજાવી શકું તો કેવું સારું? તો તમને જણાય કે જે લોકો પ્રેમથી ચાહે છે તે જ લોકો ખરા જીવતા છે; પ્રેમશૂન્ય

તેના સંદેશાનો સાર

જીવન તે મૃત્યુસમાન છે; જે આત્મા પ્રેમ નથી રાખતો તે પ્રભુથી દૂર, ઘોર તિમિરમાં છે; અને દુનિયાને ઉગારવાનો કોઈ પણ માર્ગ હોય તો તે દુનિયાને પ્રેમમાં ઝબોળી, તેમાં પ્રેમની રેલંછેલ કરવાનો છે; પછી ભલે તમારો પ્રેમ ખરાબ પ્રકારનો પણ હોય. મનુષ્યોને તેમના પાપ માટે તમે ધિક્કારો તો તેથી તમે તેમને તેમના પાપમાંથી ઉગારી નહિ શકો. મને માફ કરજો, પણ એ જ સત્ય છે; બીજું જે કાંઈ પણ તમને કહું તે માત્ર ઉપરઉપરનું છે; આ જ બધાનો ખરો સાર છે.

નવા પ્રકાશથી મને આનંદ આનંદ વ્યાપી રહ્યો હતો; હું તેના આશ્ચર્યમાં ગરક થઈ ગઈ હતી. તેમાંથી જ્યારે મારી શુદ્ધિ ઠેકાણે આવવા માંડી ત્યારે મારા પ્રભુ ઈસુ ખ્રિસ્તે મારા ઉપર જે માયા બતાવી તેના ભારમાં હું દબાઈ જતી હોઉં એમ મને લાગ્યું. તેનામાં એવા પ્રકારની ભવ્યતા નહોતી કે જેનાથી કોઈ ડરીને નાસી જાય. તેણે મારા મન ઉપર જે મહાન અસર કરી તે એ હતી કે પ્રેમનું આકર્ષણ અનહદ છે અને તેનો પ્રેમ મારા પ્રતિ પણ છે. મારા પ્રેમમાં કાંઈ ઈર્ષ્યા નહોતી; પણ મને લાગ્યું કે તે બીજા કોઈને ચાહે તેના જેટલી તે મને પણ ચાહે છે; હું પણ તેને પ્રેમથી ચાહું એમ તેણે ઇચ્છયું, પ્રેમ વગર તે કે હું પૂર્ણતાને પામી શકીએ જ નહિ. (હું જાણું છું કે હું ઈશ્વર વિરુદ્ધ બોલતી હોઉં એમ તમને લાગે છે; મને પણ પહેલાં એમ જ લાગત.)

ઈશ્વર સંબંધી ખ્યાલ

પણ હજુ આપણે આપણા ધ્યેયને પહોંચ્યા નથી; તેટલી અપૂર્ણતા છે; અને જ્યાં સુધી સર્વપ્રેમી પ્રભુ, જેને લીધે આપણે જીવીએ છીએ અને હરીફરી શકીએ છીએ, તેના પ્રેમના પ્રત્યુત્તર તરીકે દરેક મનુષ્યનું હૃદય એક પણ બેસૂરો સૂર કાઢયા વગર પ્રેમના જ ધબકારા મારે નહિ ત્યાં સુધી ઈશ્વરનો ખ્યાલ પૂરેપૂરો આપણા દિલમાં ઊતર્યો છે એમ કહેવાય નહિ.

અને મારા દિલમાં ઘણા નવીન આનંદ સાથે મેં તેની સાથે વાતચીત કરી....મારું કહેવાનું અને તેનું સમજવાનું ઘણું સાદું હતું. હું જેમને ચાહતી હતી તેમને આ ન કળી શકાય એવો પ્રેમ જાહેર કરવા માટે મને ઘણી તીવ્ર ઇચ્છા થઈ; અને હું જ્યારે એમ બોલી ત્યારે તેણે,

પ્રેમ અને સંતોષથી સ્મિત કર્યું, અને મને ખાતરી થઈ કે મારી ઇચ્છા તેને પસંદ પડી હતી.

પણ તે વખતે મારું કામ શરૂ કરવાની મને રજા ન મળી. મારે મારું કામ કરવા માટે સજ્જ થવાનું હતું અને તેને માટે હાલ મારે શરૂઆત કરવાની હતી. મારે ઘણું શીખવાનું હતું; અને તેમાં ખાસ કરીને ધૈર્યની આવશ્યકતા મને સમજાવવામાં આવી હતી. પ્રભુ ધૈર્ય રાખે છે, તેને વખતની કાંઈ વિસાત નથી, કામની શરૂઆત પહેલાં તેનો શું અંત આવશે તે તે જોઈ શકે છે. અને વખત એટલે એક જાતનો ખ્યાલ એ બાબત ભૂલી જ્યારે આપણે આવેશમાં આવી ફેરફાર કરવાની દોડધામ કરવા જઈએ કે તરત તે આપણને અટકાવે છે; મને પણ તેવી રીતે અટકાવવામાં આવી. પણ તે બહુ કઠણ લાગે છે; દુનિયાનું સત્ય શું છે એ મારે તમને એકદમ કહી દેવાનો વિચાર હતો. પણ મારે થોભવું પડ્યું. ધૈર્ય રાખો અને શીખો. અને તેમ કરવાથી મારું કાર્ય પાર પાડવા માટે હું સજ્જ થઈ શકી.

ઈશ્વરનું ધૈર્ય

મારા પરમપ્રિય મિત્ર,—હું ખુશીથી મારો સંદેશો આગળ ચલાઉં છું. તમે એટલા બધા કામમાં રહો છો કે મને કેટલીક વખત એમ ડર લાગે છે તમે જે જાણવાની જિજ્ઞાસા રાખો છો તે હું તમને જણાવી શકીશ નહિ.

૩૧મી માર્ચ ૧૮૯૫

કેટલીક વખત તમે ચારિત્ર્યની ખરી કીમત શું છે તે વિષે બેદરકાર રહો છો અથવા તો તમે તેને યોગ્ય રીતે આંકતા નથી. તેની ખરી કીમત સમજવા માટે અમે જે દૃષ્ટિથી તેના તરફ જોઈએ છીએ તે દૃષ્ટિથી જોવાનું જોઈએ. અમે અહીંયા ઘણી ઘણી નવાઈઓ જોઈએ છીએ. અમે મનુષ્યોને તેના ખરા સ્વરૂપમાં જોઈએ છીએ. જો કે હમેશ બધા મનુષ્યોને તો નહિ જ. પરંતુ જ્યારે ઉપરનો દેદાર જતો રહે છે, ત્યારે અમે આત્માની પ્રકૃતિ જોઈ શકીએ છીએ અને તેની સારી યા માઠી પ્રકૃતિ તેના ચારિત્ર્યથી નક્કી થાય છે. હું સમજું છું કે આ એક સામાન્ય બાબત તરીકે તમને લાગે છે. પણ અમે જે રીતે એનો અહીં ઉપયોગ કરીએ છીએ તે રીતે ઉપયોગ થાય તો તે એક સામાન્ય બાબત જેવી નહિ લાગે. જ્યાં કોઈ પણ મનુષ્ય વિષે અભિપ્રાય બાંધવા માટે ખરી કસોટી તેનું ચારિત્ર્ય જ છે,—જ્યાં મિલકત, દરજ્જો અને કામકાજ કાંઈ વિસાતમાં

ચારિત્ર્ય એ જ ખરી કસોટી

નથી—કે આ ધર્મ કે પેલો ધર્મ તેની પણ કંઈ ગણના નથી—એવી જગ્યામાં વસવું એ કેવો મોટો ફેરફાર છે એનો ખ્યાલ તમને ગમે તેટલી કલ્પનાશક્તિ દોડાવો તોયે આવી શકે એમ નથી. તમે તમારી દુનિયામાં એમ ઘણી વખત ધારો છો કે જે શબ્દો તમે બોલો છો તેની તમારા અંતઃકરણ ઉપર એકદમ જાદુઈ અસર થાય એ હકીકત કેટલી ખોટી છે તે તમે નજરે જુઓ તો સમજાય.

અમે વસ્તુઓને તે હોય તેવી ખરી સ્થિતિમાં જોઈ શકીએ છીએ, તે જેવી કહેવાય તેવી જોતાં નથી. અમે આવી આવી નવાઈઓ જોઈએ છીએ અને સ્ત્રીપુરુષોની કિંમત સાધારણ રીતે જે રીતે અંકાય છે તેનાથી જુદી અને ઊલટી રીતિઓ જ અહીં હોય છે. હે મારા મિત્ર રે મિત્ર, મારા સંદેશાનો પ્રથમ શબ્દ, ઈશ્વર પ્રેમ છે, અને જે લોકો પ્રેમથી ચાહે છે તે ઈશ્વરમય જીવન ગાળે છે એ છે તો તેના પછી મારા બીજા શબ્દો એ જ હોવા જોઈએ કે કોઈને વિષે અભિપ્રાય ન બાંધો, ન બાંધો. કારણ કે તમે યથાર્થ જોઈ શકતા નથી તેમ સમજી શકતા નથી. તમે બધા અંધારામાં રહેતાં બાળકો જેવા છો અને પડદા

અભિપ્રાય ન બાંધો

ઉપર પડતા પડછાયાના રંગ વિષે માત્ર કલ્પના કરી શકો એમ છો. તમે રંગ જોતા નથી અને છતાં પૂર્ણ વિશ્વાસથી તે વિષે તમે તમારો મત જાહેર કરો છો. જ્યાં સુધી તમે માણસને તેના સત્ય સ્વરૂપમાં ઓળખો નહિ ત્યાં સુધી તેને વિષે કાંઈ પણ મત ન બાંધો.

ઘણી વખત એમ થાય છે કે તમને જે ખરાબમાં ખરાબ વસ્તુ જણાય છે તે સૌથી સારામાં સારી હોય છે. કેટલીક વખત બહારથી શ્રેષ્ઠ જણાતી વસ્તુઓ સૌથી ખરાબ નીકળે છે. માણસની વૃત્તિ જો કે સર્વસ્વ નથી છતાં પણ તે ઘણો અગત્યનો ભાગ ભજવે છે. અને તે એટલે સુધી કે જે લોકોને આ વૃત્તિ વિષે જ્ઞાન ન હોય તે લોકો બીજા વિષે પૂરેપૂરો અભિપ્રાય બાંધી શકે નહિ. આ બધા વિષે મારો પોતાનો અનુભવ જુદા જુદા પ્રકારનો હતો; અને જ્યારે હું જીવતી હતી ત્યારે મેં સારી નરસી બાબતો વિષે જે જુદા જુદા પ્રકારના અભિપ્રાયો બાંધેલા હતા તે બધા મારે એક પછી એક પડતા મૂકવા પડ્યા. તે વખતે હું એ સવાલ પૂછતી કે અમુક માણસ ધર્મિષ્ઠ છે કે નહિ, તે કયા પંથનો છે; પણ હવે જેવી રીતે ભપકો મારવા ખાતર કપડાં ઉપર મૂકેલી ઝૂલ કે ઝાલર મને ગમતી નથી તેમ આવી બાબતોમાં પણ મને કંઈ મઝા લાગતી નથી.

આ પંથ કે પેલો પંથ એ વિષે અમને પંચાત હોતી જ નથી. અત્રે મારે કહેવું જોઈએ કે મેં જે લખેલું છે તેનો કદાચ તમે ઊંધો અર્થ કરતા હશો. ધર્મ પ્રમાણે ચાલવાની કાંઈ અગત્ય નથી એમ હું ધારતી જ નથી. તે ઘણી જ અગત્યની વસ્તુ છે. મારા કહેવાનો ભાવાર્થ એ જ છે કે અમુક માણસ ધર્મ પ્રમાણે વર્તે છે કે નહિ તે જાણવા માટે એ કયા પંથનો છે તે વિષે સવાલ પૂછવો નકામું છે. અમે આવી મૂર્ખતા કદી કરતા જ નથી. જ્યાં સુધી સત્ય ધર્મની આડે આ બાબતો ન આવે ત્યાં સુધી અમે તે વિષે કાંઈ પણ તપાસ કરતા નથી. અમને શોક થાય છે, અને અહોનિશ અફસોસ કરીએ છીએ કે પ્રેમને બદલે આ બધી બાબતો ઘુસાડી દેવામાં આવી છે. પ્રેમથી ચાહવું એ ઈશ્વરી નિયમ પ્રમાણે વર્તવા જેવું છે. જે જેટલા પ્રમાણમાં પ્રેમથી ચાહે તેટલા પ્રમાણમાં તે ધર્મી.

દેવળો અને સત્ય ધર્મ

ધિક્કાર અથવા બેદરકારપણાથી આત્મામાં રહેલી પ્રેમની લાગણીઓ જડ થઈ જાય છે. તેથી ધિક્કાર અને બેદરકારપણું એ માણસના અધર્મીપણાની કસોટી છે. જેવી રીતે સૂર્યનાં કિરણો અંધકારનો નાશ કરે છે તેમ પ્રેમ સ્વાર્થીપણાનો નાશ કરે છે. જીવનમાં પ્રભુ તે પ્રેમ છે. એ જ અમે જોઈએ છીએ. અંધકારમાં પ્રકાશ મારતું તેજ. એ તેજ તે પ્રેમ. પ્રેમને પ્રકાશતો અટકાવનારા અંતરાયો કેવા હોય છે તે જાણવાની અગર તો તેના પ્રકાશને અંદર દાખલ થવા દેનારા માર્ગો વિષે મોટું સંભાષણ કરવાની અમને પરવા નથી. આ સવાલોના જવાબો ઘણા સાદા છે. સારામાં સારી બારી કઈ કહેવાય ? જેમાંથી વધારેમાં વધારે પ્રકાશ આવી શકે તે. આ બારી સારી છે યા માઠી તે જાણવા માટે પ્રકાશ કયાં છે ? અને જીવનનો પ્રકાશ તે પ્રેમ છે, પ્રેમ એ પ્રભુ અને પ્રભુ એ પ્રેમ; અને જે પ્રેમથી ચાહતા નથી તે ઘોર અંધકારમાં અને મૃત્યુના પડછાયાથી ઢંકાયલા પોલાણમાં વસે છે. ઈશ્વરશૂન્ય એટલે પ્રેમ વિનાનું જીવન ગાળવું એનું નામ પાપ. પણ જેમ જેમ વધારે વિચાર કરશો તેમ તેમ તમને વધુ માલૂમ પડશે કે જે પ્રેમ સ્વાર્થી છે તે પ્રેમ જ નથી, અને જે પ્રેમ પોતાના પ્રેમપાત્રને હાનિ પહોંચાડે છે તે પ્રેમ નથી પણ ક્રૂરતા છે. પોતાના પલવારના આનંદ માટે જે પ્રેમ પોતાના પ્રિયજનના હમેશના કલ્યાણનું બલિદાન આપે તે ખરો પ્રેમ નથી. દરેક પ્રકારના પ્રેમમાં અંકુશ તો હોય જ, પછી તે પ્રેમ ઈશ્વર પ્રતિ હોય યા સ્ત્રી-પુરુષોમાં અરસ

અધર્મીપણાની કસોટી

ધર્મના પંથની સૌથી શ્રેષ્ઠ કસોટી

હોય. આ અંકુશ દીર્ઘદૃષ્ટિવાળી બુદ્ધિમાંથી જન્મ પામે છે. અને ખરો પ્રેમ બધા કરતાં અત્યંત સૂક્ષ્મદૃષ્ટિવાળો હોય છે.

## ૩. આ લોક અને પરલોકનો સંબંધ કેવી રીતે વધે

મારે તમને ઘણું કહેવાનું છે, અને મને આશા છે કે તમે તદ્દન શાંત રહેશો તથા મને વચમાં ભંગાણ નહિ પડાવો.

સાંભળો. "Borderland" (બોર્ડરલૅન્ડ)ના વાચકોને માટે હું એક પત્ર લખવા માંગું છું. આ પત્ર ઘણો ઉપયોગી થઈ પડશે. અમે ઘણી વખત થયા એ વિષે વિચાર કર્યા કરતા હતા તથા જેમ બને તેમ જલદી એ સંદેશો તમને કહેવા માટે મને સુપરત કરવામાં આવી છે. હું તે એકદમ લખવા માંડીશ અને તે પૂરો થાય ત્યાં સુધી દરરોજ લખવાનું ચાલુ રાખીશ. હું ધારું છું કે તે પૂરો કરતાં લગભગ એકાદ અઠવાડિયું લાગશે. ત્યાં સુધી તમારે મને કોઈ પણ પ્રકારની હરકત કર્યા વગર તમારા હાથનો ઉપયોગ કરવા દેવો પડશે. જિંદગીમાં કેવી રીતે વર્તવું તે વિષે અમે જેને ઘણી જ અગત્યની સલાહ ગણીએ છીએ તે આ સંદેશામાં અમે લોકોને જણાવવા માગીએ છીએ.

સંદેશાની સુપરત

મૃત્યુ પછી શું છે તે જાણવા માટે માણસ પોતાનાથી બની શકે તેટલો પ્રયત્ન કર્યા કરે છે તે જોઈ અમે બધા ઘણા ખુશી થયા છીએ. મૃત્યુ પછી આ બાજુ પર આવી રહેલા અમે લોકો પણ તમારી સાથે સંદેશાવ્યવહાર ચલાવવા માટે તેટલા જ આતુર છીએ. તમારે તમારા દેહનો હજુ ત્યાગ કરવાનો છે. તમારે હવે પછી જ જીવન ગાળવાનું છે, તેનો વિચાર કરતાં તમારે જે જાણવા જેવું અમને લાગે છે તે આ સંદેશાઓમાં અમે તમને જણાવવા ઇચ્છીએ છીએ. "બોર્ડરલૅન્ડ"માં જે પત્રો મેં લખવા શરૂ કર્યા હતા તેમાં આ બધું સમજાવવાની મને ઉમેદ હતી. પણ આ પત્રો અધવચ પડતા મૂકવા પડ્યા અને મને હવે લાગે છે કે જે થયું તે ઠીક થયું.

ઈશ્વર સંબંધી વિચાર

અમે હવે જડ પદાર્થોમાં નહિ વસતા હોવાથી અમારી ધારણાઓમાં અમે ઘણી વખત ભૂલ કરીએ છીએ અને અમારો નિર્ણય પણ

ખોટો થાય છે. ઈશ્વર સિવાય બીજું કોઈ પણ સર્વજ્ઞાની નથી. અમે અમારા દેહનો ત્યાગ કીધો એટલે હવે અમારાથી ભૂલ ન થાય એમ નથી. એવી ઘણી વસ્તુઓ છે કે જે તમે જોઈ શકતા નથી પરંતુ અમે જોઈ શકીએ છીએ. પણ અમે અંધકારમાંથી પ્રકાશમાં, અજ્ઞાનમાંથી જ્ઞાનમાં આવવા પ્રગતિ કરીએ છીએ. અને તે જ કારણથી તમને ફાયદો થાય અને તમારો માર્ગ સરળ થાય એવી વાતો અમે તમને કહીએ—અને હું આશા રાખું છું કે અમે તમને તે વારંવાર કહીશું—તો પણ તમારે અમારા કહ્યા પ્રમાણે જ વર્તવું એવો આપખુદીભરેલો અખત્યાર અમે લેવા નથી માગતા. અમારા વિચાર અમે તમને જણાવીએ એથી જ અમને પૂરતો આનંદ છે. પણ તે કાંઈ અમારું દૈવી ડહાપણ નથી.—તે તમારા મિત્રો જે સ્થૂળ દેહરૂપી બંધનથી મુક્ત થયેલા છે, જેમની દૃષ્ટિ ખૂલી ગઈ છે અને જે પ્રેમ અને પ્રકાશની દુનિયામાં વસે છે તેમના વિચાર માત્ર છે.

ભૂલને પાત્ર

અમારે અમારા સંદેશામાં શું કહેવું એ જ અમને મોટી મુશ્કેલી લાગે છે. ઈશ્વરને કેમ પ્રાપ્ત કરવો એ વિષે મહાત્માઓએ અત્યાર આગમચ જે જે બોધ આપેલા છે તે સિવાય અમારે વધુ કાંઈ કહેવાનું નથી. એ બાબત સ્પષ્ટ છે. આટલા બધા જમાનાઓ થયા ઈશ્વરે તમને અજ્ઞાનમાં રાખ્યા નથી અગર તમને ખોટો જ્ઞાનરૂપી પ્રકાશ આપ્યો નથી એ હકીકત તમારે કબૂલ કરવી જોઈએ. અમારે તમને એવી હકીકત કહેવાની નથી કે જેથી તમારું અત્યાર સુધીનું બધું જાણેલું અગર શીખેલું તદ્દન ઊંધુંચતું થઈ જાય. પરંતુ અત્યારે જે સાધનો દ્વારા પ્રકાશ પડી રહ્યો છે તે સાધનોને વધુ મોકળા કરવા કે જેથી વધારે સારી રીતે પ્રકાશ પડી શકે. આ પ્રકાશનો સંપૂર્ણ મહિમા અવર્ણનીય છે, અમે એ પ્રકાશમાં વસીએ છીએ તથા અમને અમારી અપૂર્ણતા વધારે ને વધારે માલૂમ પડતી જાય છે. અને હમેશ તેમ જ થશે. પાછલી વસ્તુઓને ભૂલી આગળની વસ્તુઓને પહોંચવા પ્રગતિ, શાશ્વત પ્રગતિ કરવી એ જ જગતમાત્રનો નિયમ છે.

નવું જ્ઞાન નહિ પણ વધુ જ્ઞાન

તો પણ એવી ઘણી વસ્તુઓ છે કે જેનાથી જ્ઞાનના દ્વાર વધુ મોકળા થઈ શકે એમ છે. અને જે વસ્તુને અમે ઘણી અગત્યની ગણી તમારા મન ઉપર ઠસાવવા માગીએ છીએ તે વિષે હું તમને હવે સમ જાવીશ

મેં એકદમ ધાર્યું કે તે વસ્તુ 'પ્રેમ' છે ?

પ્રેમ વિષે મેં ઘણીવાર આગળ કહ્યું છે. તે વિષે હું ફરીફરીને કહેવા માગતી નથી. તમારા હાથથી પ્રેમ વિષે મેં જે પ્રથમ લખ્યું છે તેમાં મારે કાંઈ ઉમેરવું નથી, કે કાઢી નાંખવું નથી. જ્યાં

*દુનિયાને ઉગારનારું સત્ય*

જ્યાં પ્રેમ જોવામાં આવે ત્યાં ત્યાં જેટલે દરજ્જે તે સ્વાર્થત્યાગી અને આત્મભોગી હોય તેટલે દરજ્જે તે ઈશ્વરના પ્રભાવનું વિશુદ્ધ અને પ્રકાશિત કિરણ છે અને તે ઈશ્વરમાંથી ખરી રીતે પ્રગટ થાય છે; આ પ્રમાણે પ્રભુ અને પ્રેમ બન્ને એક જ છે એ સૂત્ર દુનિયાને તારશે. મનુષ્યો તમને પૂછે છે કે પ્રભુ ક્યાં છે તો તમારે જવાબ આપવો કે જ્યાં

*ઈશ્વર ક્યાં છે*

પ્રેમ હોય ત્યાં. આ પ્રમાણે હું આગળ કહી ગઈ છું. અને મને એમ થાય છે કે હમેશ તે પ્રમાણે હું કહ્યા જ કરું. પણ તેમ વારંવાર કહેવાથી આ દુનિયામાંથી તમારી દુનિયામાં પ્રકાશ પડવાના માર્ગ મોકળા નહિ થાય.

અમારે આ માર્ગ મોકળા કરવા છે કે જેથી તે માર્ગમાંથી આ દુનિયાનો પ્રકાશ અને મહિમા તમારી દુનિયામાં આવી શકે.

હા, તમે જો શાંત રહો અને એક પછી એક સવાલો ઉઠાવી તમારા ચિત્તને ફરતા ચક્ર જેવું ન કરી મૂકો તો તેમ થઈ શકે. તમે સવાલ પૂછી રહો ત્યારે જ મારાથી આગળ લખાય. પણ જ્યારે તમારું

*કપરો*

ચિત્ત ક્ષુબ્ધ હોય અને અનેક વાતોમાં ભમતું હોય, ત્યારે મારો સંદેશો ઉતારવાના સાધન તરીકે તમારા હાથ ઉપર મારો વિશ્વાસ ન બેસે.

હા, હું સમજી શકું છું. પણ તમે સમજ્યા છતાં સવાલ ઉઠાવો તો તેથી તમારો હાથ ચાલી શકશે નહિ. તમે જ્યારે શાંત હશો ત્યારે હું મારો સંદેશો આગળ ચલાવીશ. શાંત અને ખુલ્લું મન રાખવું એ ઘણું જરૂરનું છે.

હવે જ્યાંથી મેં મારો સંદેશો પડતો મૂકયો છે ત્યાંથી હું આગળ ચાલું છું.

૧૯મી સપ્ટેમ્બર
૧૮૯૬

**એનો સંદેશો**

અમે તમને જે ખાસ કહેવા માગીએ છીએ તે એ છે કે તમારે મનન કરવાની ટેવ પાડવા પ્રયત્ન કરવો. તમે બહુ ધાંધલમાં હોવ છો. તમે બધા બહુ કામધંધામાં પડી જાવ છો. જ્યાં સુધી તમે પ્રભુ સાથે અથવા અમારી સાથે એકતાર થવા માટે થોડી પળો પણ ન કાઢી રાખો ત્યાં સુધી પ્રેમમય પ્રભુ અને તમારી વચ્ચે સંબંધ જોડવાનું દ્વાર કેવી રીતે ખુલ્લું રહી શકે ? હે મારા મિત્ર, દરરોજ દિવસના તેમ જ રાત્રે પણ મોડે સુધી અમે તમને તમારી સ્થૂળ બાબતોમાં એટલા બધા ગૂંથાઈ ગયેલા જોઈએ છીએ કે બીજી દુનિયામાંથી તમને કોઈ પણ કંઈ કહેવા માગતું હોય તો તે તમારે કાને પડે નહિ, તો પછી આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવાની તમને શુ તક મળે ? જેમ એક છોકરી ઉતાવળમાં છાત્રાલયનો સરસામાન લૂછતી હોય અને તેમ કરતાં ગણિતશાસ્ત્રનું ઉચ્ચતર જ્ઞાન પ્રાપ્ત કરવાની જેટલી તેને તક મળે તેટલી તમને મળે. હે મારા મિત્ર, દુનિયાની ક્ષણભંગુર વસ્તુઓ માટે લોકો જે ધમાલ કરી મૂકે છે તે ધમાલ થતી અટકાવવાની ખાસ જરૂર છે.

**જમાનાની ખાસ જરૂરિયાત**

હાલના જમાનામાં વિચાર કરવા તથા મનન કરવા તથા પ્રાર્થના કરબા અને ટૂંકાણમાં કહીએ તો કોઈ પણ દૈવી અને શાશ્વત વસ્તુ માટે વખતની ખાસ જરૂર છે. અમારી અને તમારી દુનિયા વચ્ચે અરસપરસ સંબંધ બાંધવા માટે અમે પ્રયત્ન કરી રહ્યા છીએ તેમાં મુખ્યત્વે કરીને શેની ખામી છે ? તમારી સાથેના સંબંધમાં પણ મને કેટલેક અંશે નિષ્ફળતા કેમ મળેલી છે ? વર્ષો થયાં મેં જે "બ્યુરો" માટે લખ્યું છે તે હજુ કેમ સ્થપાયો નથી ? આ બધું માત્ર એક જ વસ્તુની ખામીને લીધે થયું છે અને તે એ કે તમને વખત નથી. એટલે એનો અર્થ એટલો જ કે તમે તમારો બધો વખત તમારી ચક્કરે ચઢેલી, ક્ષણભંગુર જિંદગીની વસ્તુઓ પાછળ ગુમાવો છો. તે નહિ ચાલે. તમારી દુનિયાના અપાર કાવાદાવાઓમાં બીજા કશાની દરકાર કર્યા વગર તમે મંડયા રહો અને તેમાં જ આખો દિવસ ગુમાવો તો બીજી દુનિયામાં શું થાય છે તે જાણવાનો તમને રજમાત્ર પણ લાભ નહિ મળે અને અમારાથી તમને તે સંબંધી જ્ઞાન આપવાનો માર્ગ પણ મોકળો કદી ન થાય. નહિ, તમારે તમારું જીવન સાર્થક કરવું હોય તો થોડો વખત તમારે ધ્યાનસ્થ થવા માટે કાઢવો જોઈએ; વધુ નહિ તો થોડી ક્ષણો પણ તમારે એટલી બધી શાંતિ રાખવી જોઈએ કે જેથી અમારે જે કહેવું હોય તે

તમારાથી સંભળાય. આ કાંઈ નવીન વાત નથી, પણ હાલની દુનિયા પહેલાં કરતાં તે વધારે ને વધારે ભૂલતી જાય છે. તમે તમારી જાતને થોડા વખત માટે પણ જ્યાં સુધી એમ ન કહો કે "તું શાંત થા, સ્થિર રહે" ત્યાં સુધી આપણી વચ્ચે સંબંધ સાધવા માટે અમારાથી કાંઈ થઈ શકે જ નહિ.

અમે કાંઈ અસંભવિત વસ્તુઓ કરવાનું તમને કહેતા નથી. છાપખાનાની ઑફિસમાં કામ કરતાં માણસોને અમે એમ નથી કહેતા કે તમે ત્યાં થીબેડના સાધુઓની માફક સમાધિસ્થ થાઓ.

પાચ મિનિટ જ ધ્યાનમાં બેસો

પણ અમે એટલું તો ઇચ્છીએ જ છીએ કે છાપખાનામાં કામ કરનાર માણસો પણ દિવસમાં ઓછામાં ઓછી પાંચ મિનિટ પણ પોતાના આત્માને શાંતિમાં રાખે. બાકીનો બધો દિવસ તેઓ દુનિયા અને દુનિયાના કામકાજમાં રોકાયેલા રહે છે. પણ તમારી અને પ્રેમ—જે તમારા જીવનમાં સાક્ષાત્ ઈશ્વરરૂપે છે—તેની વચ્ચે કયા પ્રકારનો સંબંધ છે તેનો વિચાર કરવા માટે તમે દરરોજ વધુ નહિ તો પાંચ જ મિનિટ કાઢો તો તેથી તમને લાભ નહિ થાય? તમારી દૃષ્ટિ જડ થઈ ગઈ છે, તે ખૂલવા માટે તમને તેથી વધુ તક નહિ મળે કે?

આ બધા દૃષ્ટાંતો મારાથી તો નથી સુચવાતા?

હે મારા મિત્ર, એક મનુષ્યના મનની બીજાના મન ઉપર શી અસર થાય છે તે વિષે તમારું જ્ઞાન કેટલું બધું ઓછું છે. હું તમારા મનમાં જે જે જોઈ શકું છું—દૃષ્ટાંત તરીકે અંગ્રેજી

પ્રસંગોપાત્ત સમજૂતી

ભાષાજ્ઞાન અગર તો સમાન વિચાર—તેથી મને ઘણી સરળતા લાગે છે, કારણ કે તેની મદદ વડે મારા વિચાર તમારા મનમાં હું ઉતારી શકું છું. તમારા મનમાં તથા સ્મરણશક્તિમાં રહેલા વિચારો તથા તેવા જ એકબીજાને બંધબેસતા પ્રસંગો એક ટાઈપરાઈટરમાં મૂકેલા બધા અક્ષરો સમાન છે. મારે જેની જરૂર પડે તેના પર હું ટકોરો મારું. આ અક્ષરો બધા તમારા પણ તેના પર મારેલો ટકોરો તે મારો.

હાલના જમાનાની પ્રજાના મગજ ઉપર જે વિચાર ઠસાવવાની ખાસ જરૂર છે તે વિચાર—વિશ્રાંતિ છે. અને આ વિચાર ઠસાવવાને તમારા મનમાં જે કાંઈ હોય તેનો વિના સંકોચે હું ઉપયોગ કરું છું. જાણીતાં સાધનો વડે કામ કરવાનું વધારે સહેલું પડે છે. જે શબ્દો તમે

જાણતા ન હોવ તે શબ્દો જ્યારે હું તમારી પાસે લખાવવા પ્રયત્ન કરું છું ત્યારે હું કેટલીક વખત નિષ્ફળ જાઉં છું તો કેટલીક વખત મને ફતેહ મળે છે. જે શબ્દો તમને બિલકુલ અજાણ્યા હોય તે શબ્દો લખાવવા માટે તમારી આંગળીઓ ચલાવવામાં મને જે મહેનત પડે છે તેના કરતાં એક જૂના વિચારને તમારા મગજમાં તાજો કરવો અથવા તમે જાણતા હોવ એવું રૂપક વાપરવામાં મને હમેશ વધારે આનંદ લાગે છે.

હવે તમે સમજ્યા હશો એમ હું આશા રાખું છું. મારે તમારી પાસે જે કહેડાવવું હોય તેની છાપ જે રસ્તે બની શકે તે રસ્તે તમારા મન ઉપર હું પાડું છું, અને તેમ કરવામાં જેમ હું તમારી કલમ અને તમારા અક્ષરોનો ઉપયોગ કરું છું, તેમ તમારી ભાષા અને તમારા વિચારોનો પણ હું ઉપયોગ કરું છું. પણ હું તેનો ઉપયોગ કરું છું તે મારા વિચારની છાપ પાડવા તથા મારો સંદેશો લખવા માટે.

તમારી દુનિયાદારીની જંજાળમાં ઈશ્વરને પ્રેમ ભૂલી ન જશો

અને મારે તમને તથા તમારી મારફતે જે પ્રથમ કહેવાનું છે તે એ છે કે ઈશ્વર અને તેના સાક્ષાત્ સ્વરૂપ પ્રેમનું ધ્યાન ધરવા માટે તમારે થોડો વખત કાઢવો જોઈએ, નહિ તો તમારી દુનિયાદારીની જંજાળમાં તમે ઈશ્વરને વીસરી જશો; કારણ કે પ્રેમ વિનાનું જીવન ઈશ્વર વિનાના જીવન જેવું છે. તમારે વિશ્રાંતિની ખાસ જરૂર છે; કારણ કે તમને વિશ્રાંતિ હોય તો દૈવી ફિરસ્તાઓ તમારા આત્મા સાથે એકતાર થઈ શકે. તમારી દુનિયામાં અહોનિશ આગગાડી પકડવાની દોડાદોડ કર્યા કરો તો તમને બીજી દુનિયાનાં સત્યો સમજવાનો પ્રસંગ ક્યાંથી પ્રાપ્ત થાય? હું જાણું છું કે તમારે આગગાડી પકડ્યા વિના છૂટકો નથી, પણ હું જે ખાસ કરીને જણાવવા માગું છું તે એ છે કે ઈશ્વરનું શાશ્વતપણું સમજવા અથવા તો તેના શાશ્વતપણાનો અને બીજી શાશ્વત વસ્તુઓનો ઝાંખો ખ્યાલ આવવા ખાતર દિવસમાં વધારે નહિ તો થોડી મિનિટો પણ કાઢવી જોઈએ.

ચાલો, એટલું બસ છે. હવે હું કાલે લખીશ.

૨૭મી સપ્ટેમ્બર ૧૮૯૧

હવે હું આગળ ચલાવું છું. ઈશ્વરનું ધ્યાન ધરવા માટે તમને વખત નથી એમ કહેવું ભૂલભરેલું છે. જેમ ધમાલ વધતી જાય તેમ વચ્ચે નવરાશનો ગાળો પણ મળતો જાય, પણ આખો દિવસ દોડાદોડ કર્યા કરો તો તે નવરાશના ગાળાનો ઉપયોગ ન થઈ શકે. ઈશ્વરના ધ્યાન માટે વખત કેવી રીતે કાઢવો તેની કેટલીક રીતો આજ હું તમને બતાવવા માગું છું.

**ધ્યાનનો વખત**

હું તમને ધ્યાનનો વખત કાઢવાનું એટલા માટે કહું છું કે અમને એથી તમારા આત્મા પ્રતિ જે કાંઈ કરવું હોય તે કરવા માટે તક મળે. ઐહિક વસ્તુઓથી તમારો આત્મા છવાયેલો રહે છે. અમે તેને જોઈ શકતા નથી. કેટલીક વખત અમે તેને પ્રસંગોપાત્ત જોઈએ છીએ ત્યારે તે ખીચોખીચ આવી રહેલાં વાદળાંમાંથી દેખાતો હોય એમ લાગે છે. અમે તેને એના કરતાં વધારે સારી રીતે જોવા માગીએ છીએ. અને વખત જતે શાશ્વતપણાના વિચારની તમારા ઉપર વધુ છાપ પાડવા ઇચ્છીએ છીએ.

તેમ કરવામાં અમને તમારી મદદની જરૂર છે. અને તમને જે થોડીઘણી મિનિટો ફુરસદની હોય છે તેનો ઉપયોગ કરતાં શીખવવું એ તમારી મદદ મેળવવાનો પ્રથમ માર્ગ છે. નિષ્કારણ ધ્યાન ધરી વખતને નકામો ગુમાવવો એમ તમે ધારો છો તેનો અત્રે હું જવાબ આપવા માંગું છું. તમારું ધ્યાન ધરવાનું નકામું જાય એવી મારી યોજના નથી.

**પ્રેમને વિકસાવો**

તમારાથી બને તો તમારે તમારા ઓળખીતા, સગાસ્નેહી, મિત્ર-વૈરી વગેરેના નામની માળાને ફરીથી ગોઠવવી એમ હું ઇચ્છું છું. તમારે એ બાબતમાં એટલું કરવાનું છે કે જે માણસ ઈશ્વરની પ્રાર્થના ન કરતો હોય અને જે પોતાના આત્માનું ધ્યાન ન ધરતો હોય તેવા સામાન્ય માણસને ઈશ્વર-પ્રાપ્તિ અર્થે પ્રથમ પગલાં લેતો કરવો. આમ કરવાનો એક જ રસ્તો છે. જ્યાં પ્રેમ છે ત્યાં પ્રભુ છે. આના જેવું સાચું બીજું સૂત્ર નથી. મનુષ્યને ઈશ્વરની સમીપમાં પહોંચવું હોય તો તેને ચાહતાં શીખવો. અને હાલના જમાનાની સૌથી વધારે ખરાબ નિશાની એ છે કે ઘણાનો પ્રેમ દિવસે દિવસે મંદ પડતો જાય છે. પરંતુ ધૂંધવાતા શણને હોલવી ન નાંખશો. ઝરડાઈ ગયેલા બરુને ભાંગી ન નાંખશો. જ્યાં જ્યાં જીવન છે ત્યાં ત્યાં પ્રેમ નથી સંભવતો એમ નથી; કારણ કે પ્રેમની સદંતર શૂન્યતા એટલે જીવનનું સમાપ્ત થવું. અગ્નિની માફક પ્રેમ ઘણી વખત દિલમાં છુપાયેલો હોય છે. પણ પ્રેમનો વિકાસ, પ્રેમનો પ્રસાર—તે જ જીવનની ઉન્નતિ.

તેથી જ ધ્યાન ધરવાને માટે જે મિનિટો રાખવામાં આવે તેનો ઉપયોગ મુખ્યત્વે કરીને પ્રેમનો વિકાસ કરવામાં થવો જોઈએ. અને દરેક મનુષ્યની દૈવી પ્રકૃતિને ઝળકવા માટે પૂરેપૂરી તક અપાય

તો ઉપર પ્રમાણે પ્રેમનો વિકાસ ઘણી સરળતાથી થાય; કારણ કે મનુષ્યની ચોતરફ પ્રભુનો ચૈતન્ય આત્મા રહેલો હોય છે. તેનો વિકાસ કરવા માટે તેને દૂર ફેંકી દેવાનો નથી પરંતુ તક આપવાની છે.

પ્રથમ સ્વોન્નતિ માટે

ત્યારે મનુષ્યે પ્રથમ પોતાની જાતનો જ વિચાર કરવો અને બીજાનો નહિ?

હવે તમને આશ્ચર્ય લાગ્યું, અને હું તમારો વિચાર સમજી શકું છું. પરંતુ જ્યારે કોઈ પણ માણસ ધ્યાન ધરતો હોય ત્યારે પ્રથમ પોતાની જાત વિષે વિચાર કરવો—મારે મારા પોતાને માટે શું કરવું? કારણ કે પ્રેમ પ્રથમ પોતાને માટે હોવો જોઈએ. અને જો માણસ પોતાના આત્મા પ્રતિ ક્રૂર હોય તો? ના, તમારે તમારા પોતાના ઉચ્ચતર સ્વરૂપ—અંતરાત્માને માટે દરકાર કરવી જોઈએ. તમે તમારા અંતરાત્માનું શું કરો છો? તેને કેળવો છો? અને કેળવો છો તો કેવી રીતે? તેને ક્યારથી સારાં સારાં કૃત્યો કરવાની તક અપાઈ છે? અને તમે તેની અધોગતિ કરો છો કે ચિમળાવી નાંખો છો કે તેની હત્યા કરો છો? આત્માની હત્યા—તે તમે કરી છે? કારણ કે તમારા આત્માની હત્યા થઈ શકે છે.

અને પછી તમારે બીજો વિચાર એ કરવાનો છે—મારા શત્રુઓ, મેં તેમનું શું ભલું કીધું છે? કારણ કે તમારો શત્રુ પણ માણસ છે; તેની સાથેના સંબંધમાં તમે નિષ્ફળ નીવડ્યા છો. તેમાં તમારો દોષ ન પણ હોય, પરંતુ જો તે તમારો શત્રુ હોય તો તમે નિષ્ફળ થયા છો; કારણ કે તમારો મહાન પિતા એક છે અને તમે બધાં તેનાં સંતાનો છો એમ જો કોઈ ન માને તો તે નિષ્ફળતા જ કહેવાય. તમારો જેના તરફ અણગમો હોય તે તમારો શત્રુ, એટલે નિષ્ફળતા. તમે તેનું જીવન સફળ કરવા કાંઈ પણ કરેલું છે? નહિ કીધું હોય તો કંઈ નહિ. પરંતુ તમે તેને વિષે માયાળુપણાથી વિચાર કર્યો છે, તેના અજ્ઞાનરૂપી અંધપણા તથા તેની ખામીઓ માટે તેની દયા ખાધી છે, તેનું ભલું થાય તો સારું એવી તીવ્ર ઇચ્છા તમને થઈ છે?

બીજું: તમારા શત્રુઓ પ્રતિ

પરંતુ કેટલીક વખત શિક્ષા કરવી એ સૌથી સારામાં સારી દયા ગણાય છે તેનું શું?

હા, હું જાણું છું કે કેટલીક વખત પાપકર્મ કરનારાઓને શિક્ષા કરવાની જરૂર પડે છે એમ તમે ધારો છો તે તદ્દન ખરું છે; પણ તમે શિક્ષા કરતાં હોવ તે વખતે પણ પ્રેમથી ચાહો! અને યાદ રાખો કે

પ્રેમ વગરની શિક્ષા એ ઈશ્વરી શિક્ષા નથી. તેથી, તમને જે લોકો તરફ અણગમો હોય તે લોકોની એક નાની યા મોટી યાદી બનાવો અને તે પ્રેમપૂર્વક અપાટાબંધ વાંચી જાઓ. આની સાથે કે તેની સાથે કે ત્રીજા માણસની સાથે ન બને એ દૈવી સંકલનાની વિરુદ્ધ છે, તમારે તો બધા માણસોને ચાહવા જોઈએ.

ત્રીજું : તમારા મિત્રો માટે

ત્યાર પછી તમારા મિત્રો અને સગાંવહાલાંઓ. તમારી ફતેહનો આધાર તમારા વ્યક્તિત્વ ઉપર છે. દરેકનું વારાફરતી નામ લો. ગઈ કાલથી તમે તેને—સ્ત્રી યા પુરુષને—માટે શું શું કર્યું અને શું શું ન કર્યું ?

ટૂંકમાં, તમે એમ વિચાર ન કરો તો અનિષ્ટ થાય. ધ્યાન ધરો—પ્રેમપૂર્વક ધ્યાન ધરવું એનું નામ પ્રાર્થના. તમને પ્રાર્થના કરવાની ફુરસદ નથી ? તો તમે જેને ચાહતા હોવ તેમનું ધ્યાન ધરવા વખત કાઢો. તેમનું ધ્યાન ધર્યા વગર તમારો અને તેમની વચ્ચેનો ખાસ સંબંધ તૂટી જાય છે. તમે જાણો છો કે દરેક સ્ત્રીપુરુષ તરફ તમારે તમારી ફરજ, પછી તે ગમે તેટલી થોડી હોય તો પણ તે, બજાવવાની છે. પછી ભલે તે સ્મિત હોય, એક શબ્દ હોય, એક અક્ષર હોય, પ્રશંસા હોય કે પછી ઠપકો હોય; અને ફક્ત પ્રશંસા કરવા કરતાં વાજબી રીતે ઠપકો આપવા માટે વધારે પ્રેમની આવશ્યકતા હોય છે. ગમે તે હોય તો પણ આમાંના દરેક પ્રતિ તમારે તે દર્શાવવાનું છે. તમે તમારું દેવું અદા કર્યું છે ? એક સામટું નહિ, તો દરેકને ફાળે આવતું ચૂકવ્યું છે ?

દુનિયામાં પ્રવર્તતું અડધોઅડધ દયાહીનપણું શેને લીધે છે ? ઘણાખરા શોકનું પણ શું કારણ છે ? તે કારણ દ્રવ્યની તંગાશ નહિં પરંતુ પ્રેમાળ વિચારોની ખામી છે. તમે કોઈનું ધ્યાન ધરતા નથી; પણ સર્વને ભૂલી જાઓ છો. વિચારશૂન્યતાને લીધે તમે બીજાઓ તરફ બેદરકાર રહો છો. તમારામાં જે પ્રેમ છે તેને તમે મંદ પડવા દો છો, કારણ કે તમારા પ્રિયજન વિષે વિચાર સરખો પણ ન કરો તો તમારા દિલમાં તેના તરફ પ્રેમ ન રહે.

વિચાર એ જ પ્રાર્થના

તેથી તે બધાંનો તમે વિચાર કરો. તમારાથી બીજું કાંઈ ન બની શકે તો તેમનો પ્રેમભાવે વિચાર કરો, કારણ કે મિત્રનો પ્રેમાળ વિચાર આત્માને આશીર્વાદ આપવા મોકલેલા ઈશ્વરના ફિરસ્તા સમાન છે.

ખરેખર, આવી રીતે આપણે બધા આપણી પ્રાર્થનાઓને ફળીભૂત કરીએ છીએ-અથવા તો તેમને ફળીભૂત થવામાં સહાય કરીએ છીએ. માનસિક આંદોલનોની કેવી અસર થાય છે તે બાબતમાં તમે માથાં મારી રહ્યા છો તે અમે સહેજસાજ જોઈ શકીએ છીએ અને થોડા વખતમાં તમે એ બાબતમાં વધારે ને વધારે જ્ઞાન મેળવી શકશો. પણ જ્યારે તમે બીજાનું ભલું કરવા ખરી લાગણી અને આતુરતાથી વિચાર કરતા હોવ અને તેને મદદ કરવા તીવ્ર ઇચ્છા ધરાવતા હોવ ત્યારે તમે જરૂર તેને મદદ કરો છો. અગ્નિને પ્રજ્વલિત રાખવાનું આ જ જાણે ગુપ્ત સાધન હોય એમ છે. તેમ નહિ હોય તો અગ્નિ અત્યાર આગમચ ઝંખવાઈ ને બુઝાઈ જાત. હે મારા પરમ પ્રિય મિત્ર, તમે વિચારના આંદોલનોનું કેટલું બળ છે તે જાણતા હોવ તો કેવું સારું, અને તે જાણીને તમે ધ્યાન, ધ્યાન અને ધ્યાન ધર્યા કરો તો કેવું સારું ?

હવે આજે હું અહીંયા સમાપ્ત કરું છું. કાલે હું મારા સંદેશાનો બીજો મુદ્દો શરૂ કરીશ. પરંતુ મારો પહેલો મુદ્દો ભૂલશો મા. મનુષ્યના આત્માને જે વસ્તુની ખાસ જરૂર છે તે એ છે કે દરેક મનુષ્યે ધ્યાન ધરવા વખત કાઢવો; ધ્યાન ધરવા વખત કાઢવો એટલે પ્રેમથી ચાહવા અને પ્રેમથી ચાહવા એટલે જીવવા વખત કાઢવો.

જે બધું લખાયું છે તે ઠીક લખાયું છે. તેમ જે બધું લખાયું છે તે મેં લખાવ્યું છે કે તમારા સૂક્ષ્મ મને લખાવ્યું છે તે વિષે તમારે ફિકર કરવાની જરૂર નથી. તમે જેને તમારું સૂક્ષ્મ મન કહો છો તે વિષે જ્યારે તમને પૂરેપૂરું જ્ઞાન થશે ત્યારે તમે એ બાબત સમજી શકશો. ખરી અગત્યની બાબત એ છે કે તમને મારો સંદેશો, પછી તે ગમે ત્યાંથી આવતો હોય, તો પણ બરાબર મળવો જોઈએ. મારા સંદેશાનો પ્રથમ શબ્દ પ્રેમ હતો, બીજો વિશ્રાંતિ, અને હવે આપણે ત્રીજા શબ્દ પર આવીએ છીએ. એને તમે સૌથી વ્યવહારુ ભાગ ગણશો. તે બાબત બીજી કાંઈ જ નથી, પણ તમારી અને અમારી દુનિયા વચ્ચે સંદેશાવ્યવહાર સાધવા માટે એક મંડળ ( બ્યુરો ) સ્થાપવાની મેં પહેલાં જે ઘણી અગત્યની વિનંતિ કરી હતી તે જ છે.

૨૭મી સપ્ટેમ્બર, ૧૮૯૬: સંદેશાવ્યવહાર સ્થાપક મંડળ ( બ્યુરો )

તેને સ્થાપવાની તીવ્ર ઇચ્છા મારા દિલમાંથી એક ક્ષણ પણ ખસી નથી. અમારે સર્વેએ તમારી દુનિયાના મનુષ્યો સાથે સંદેશા ચલાવવા માટે તીવ્ર ઇચ્છા ધરાવવી જોઈએ એ બાબત મને ઘણી જ દયાજનક લાગે

છે. અને મને વધુ દિલગીરી એથી થાય છે કે તે વ્યવહાર કેવી રીતે સધાય એ હું આટલું સ્પષ્ટ જાણું છું છતાં તેમ કરવામાં
કપકો તમારે જેટલા પ્રયત્નશીલ અને મદદગાર થવું જોઈએ તેટલા તમે થતા નથી. હું પ્રથમ તમારી પાસે આવી તેમાં અને અત્યારે કેટલો બધો વખત વહી ગયો અને તે દરમ્યાન તમે શું કર્યું? આ અતિ આવશ્યક મંડળ સ્થાપવા માટે શું પગલાં લેવાયાં? મારા મિત્ર, મારા મિત્ર, તમે આટલો બધો વિલંબ કેમ કર્યો? પરલોકનો માર્ગ વ્હાલસોયાં વિખૂટાઓએ નાંખેલા નિશાસાઓથી આટલો બધો શોકમાં છવાઈ ગયેલો છે છતાં તમારી અને અમારી દુનિયાને એકત્રિત કરવા માટે તમે આટલું નજીવું કામ કરી કેમ બેસી રહ્યા છો?

આ ઠપકાના જવાબમાં કેટલાંક કારણો દર્શાવેલાં તે નીચે પ્રમાણે: (૧) પ્રથમ હાથમાં લીધેલાં કામો; (૨) જેમની મારફતે સંદેશા આવે એવા વિશ્વાસપાત્ર મનુષ્યો મળવાની મુશ્કેલી; (૩) બીજી મુશ્કેલીઓ: (અ) ખોટાં નામધારી સૂક્ષ્મદ્રષ્ટીઓ; (બ) બીજાં સ્વરૂપો; (ક) પિશાચ આત્માઓ; (ડ) નિરાશા અને નિષ્ફળતા. જ્યારે મેં પ્રયત્ન કરેલો ત્યારે તમે કેટલાક સૂક્ષ્મદ્રષ્ટાઓને દર્શન આપી શક્યા નથી અને તમારી છબી પડાવી શક્યા નથી. ગયે વર્ષે તંદુરસ્તી પણ—વગેરે.

આ જ વસ્તુની ખાસ જરૂર છે’ એમ કહીને તે બાબતમાં તપાસ કરવાનું અધ્ધર, ધૂનમાં આવે ત્યારે થશે એમ કરી પડતું ન મૂકતા. એ બધું વાજબી ન કહેવાય.

હા, હું તમારા મત સાથે મળતો થાઉં છું; પણ સમય અને શક્તિનો જે ભોગ આપવો પડે તેના પ્રમાણમાં ફતેહ મળવાનો સંભવ ઠીક લાગતો હોય તો.

એ કરવા જેવું ખરું ?

વર્ષો સુધી ધૈર્યથી તપાસ ચલાવી આખરે નિરાશ થયેલા એટલા બધા માણસો મેં જોયા છે કે મને, મારા આટલાં બધાં કામમાં, તે લોકો જેમાં નિરાશ થયા તેમાં ફતેહ મળવાનો સંભવ ખરેખર ઘણો ઓછો લાગે છે.

તેઓ નિષ્ફળ થયા એ તમે કેમ જાણ્યું ? તમારે જે કરવાનું છે તે એટલું જ છે કે તમને તે કામ કરવામાં વિજય મળવાનો કેટલો સંભવ છે ? અને હું જે કહું છું—

અત્રે સંદેશામાં ભંગાણ પડયું. બે કલાક પછી જ્યારે તે પાછો ચાલુ થયો ત્યારે મેં કહ્યું કે આમ વારે ઘડીએ થયા જ કરે છે.

હું તમને જે કહું છું તે એ છે કે તમારે એ વિષય પર વધારે ધ્યાન આપવું જોઇએ. આ સૌથી મહાન બાબત, જાણે તે એક રમત

આગ્રહ

હોય અથવા જરા પણ તેમાં વિક્ષેપ આવે તો તેને એકદમ પડતી મૂકી દેવાય એવી હોય એમ તમે કરો છો. હવે મારી પેઠે તમે જો એમ માનતા થાઓ કે મનુષ્ય-જાત સન્મુખ જે સૌથી વધારે અગત્યની વસ્તુ કરવાની પડેલી છે તે આ જ છે, તો તમે એ બાબત પર વધારે ધ્યાન આપવા માંડશો ?

વધારે ધ્યાન એટલે શું ?

વધારે ધ્યાનપૂર્વક એટલે હું એટલું જ કહેવા માગું છું કે જેવી રીતે બીજી ઓછા મહત્ત્વની બાબતોનો અભ્યાસ તમે જેટલી દૃઢતા અને વ્યાવહારિક રીતથી કરો છો તેટલી દૃઢતા અને વ્યાવહારિક રીતથી તમારે આ વિષયોનો અભ્યાસ આગળ ચલાવવો. તમે જાણો છો કે તમે જ્યાં સુધી મદદ ન કરો ત્યાં સુધી આ બાજુ પરથી અમારાથી કાંઈ થઈ શકે એમ નથી. મને તમારો વખત અર્પણ કરો. અને હું તમને મારી મદદ અર્પણ કરીશ.

કેટલો વખત ?

મારા [illegible] મિત્ર આમ કચવાને મને કેમ બોલો છો ? તમે

જાણો છો કે તમારા કામનો ખ્યાલ મારા મનમાં હમેશ હોય છે. હું નથી કહેતી કે તમે તમારું કોઈ પણ કામ છોડી દો. દરરોજ અડધો કલાક તે કરવું એ તમારી પ્રથમ ફરજ છે. પણ હું ધારું છું કે જો તમે ખરેખર પ્રયત્ન કરો તો તમને તમારું દરરોજનું કામકાજ શરૂ કરો તે પહેલાં દરરોજ અડધો કલાક મળે ખરો. હું એ જ માગું છું—કે દરરોજ નાસ્તો કર્યા પહેલાં અડધો કલાક મને તમારા હાથનો ઉપયોગ કરવા દો કે જેથી કરી અમારી સાથે સંદેશા ચલાવવાની રીતથી તમને વાકેફ કરવા માટે હું કાંઈક ચાલુ પદ્ધતિપૂર્વક પ્રયત્ન કરું. તમે જ્યારે અત્યંત થાકી ગયેલા હશો ત્યારે હું તમને આગ્રહ નહિ કરું. પણ, સામાન્ય રીતે મને તક આપજો.

એથી કંઈ લાભ થશે ?

તમે હંમેશ શંકાશીલ જ છો. હા, તેથી લાભ થશે, ઘણો જ લાભ, અને તમે તે થોડા વખતમાં જોશો. હા, હું જાણું છું કે કેટલીક ભૂલો થઈ છે–ખરું, અને થશે પણ ખરી. ફોનોગ્રાફના તમારા અનુભવ ઉપરથી તમે સમજી શકશો કે તેની રેકર્ડ ઉપર લખેલું વાંચવામાં કેટલી મુશ્કેલી પડે છે. પણ હિંમત રાખો! હવે તમે જેને ભૂલો કહો છો તે ભૂલો નથી. હોય તો તે માત્ર સમય સંબંધી; અમે કેટલીક વખત વસ્તુ અને તેના વિચારોને ભિન્ન નથી સમજી શકતા. પણ અખતરાઓ કરવાથી, ધૈર્ય અને પ્રેમથી અખતરાઓ કર્યા કરવાથી આપણે, તમે અને હું, આ ભૂલો કેમ ન થાય તે શીખી શકીશું. હવે મારા મિત્ર, સાહેબજી. તમે જો સત્વર આરંભ કરો તો મનુષ્યહૃદયની તીવ્ર ઇચ્છા પાર પાડવા મારાથી બનતું હું કરીશ.

## ૪. પરલોકવાસી આત્મા સાથે સંદેશા ચલાવવાના લાભાલાભ

મારા પરમ પ્રિય મિત્ર, હવે હું તમને સલાહના એક બે શબ્દ કહેવા માંગું છું. આ સલાહની ખાસ જરૂર છે. બન્ને દુનિયા વચ્ચે સંબંધ સાધવા પુલ રચવા તમે ઘણા ઇંતેજાર છો, એમ પમી ડિસેમ્બર, તમે કહો છો. અમે તેથી વધુ ઇંતેજાર છીએ. પણ તમારા ૧૮૯૬ઃ બન્ને દુનિયા કહેવાનો શું અર્થ થાય છે તે તમે સમજો છો ? તેમ વચ્ચે બાંધવાનો પુલ થવાથી શું પરિણામ આવશે ? કાળા માથાનો માનવી જે જે કરી શકે તેમાં તમારી અને અમારી દુનિયા વચ્ચે સંબંધ સાધી શકવાની બાબતને ચોક્કસપણે સાબિત કરવી એને કોઈ

પણ પ્રકારની અતિશયોક્તિ વગર સૌથી વધારે અગત્યની બાબત કહી શકાય એ વિષે મને વધુ ને વધુ ખાતરી થતી ગઈ છે. સર્વ વસ્તુઓ ઉપર તેની મહાન અસર પહોંચશે તે જોતાં તેના જેવી બીજી કોઈ વસ્તુ નથી. કારણ કે તે મનુષ્યના વિચાર પર અસર કરશે અને તમારી દુનિયા વિચાર પ્રમાણે રચાય છે. આ હકીકત કેટલી સત્ય છે એ જડ પદાર્થોમાં લીન થયેલા મનુષ્યથી સમજી શકાય એમ નથી.

તેથી તમારે એમ નહિ ધારવું કે જે કામ તમે શરૂ કર્યું છે તે કરતાં તમને હું અટકાવવા ઇચ્છું છું અગર તમને પાછા પાડું છું. પરંતુ આ અંતરાયને દૂર કરવા તમે ધ્યાનપૂર્વક શરૂઆત

જીવનના દૃષ્ટિબિંદુ પર તેની અસર

કરો ત્યાર પહેલાં તેથી શું થશે અગર તો તેથી શું પરિણામ આવશે તે તમને દર્શાવવું એ હું વાજબી ધારું છું; કારણ કે તે જીવનનું દૃષ્ટિબિંદુ પલટી નાંખે એમ છે.

ઘણા માણસોનું દૃષ્ટિબિંદુ જન્મ અને મરણ એટલી હદમાં જ સમાયેલું હોય છે. અમે આ દુનિયામાં જીવીએ છીએ અને તમારી સાથે વાતચીત કરી શકીએ છીએ એમ તમે જ્યાં ખાતરીપૂર્વક સાબિત કીધું કે તરત આ દૃષ્ટિબિંદુ બદલાઈ જશે. અને તમારું દૃષ્ટિબિંદુ બદલાય એટલે શું થાય? દરેક વસ્તુનો દેખાવ તમને બદલાયલો લાગે.

દુનિયામાં તેથી કેટલો બધો ફેરફાર થશે એ તમે નહિ સમજી શકો. હું સારી પેઠે જાણું છું કે જે ફેરફાર થશે તે મુખ્યત્વે કરીને સારાને માટે. પણ એવું કોઈ પણ પરિવર્તન થયું નથી

તદ્દન લાભદાયી ફેરફાર નહિ કહેવાય

કે જેથી અણધાર્યું ઘણું નુકસાન ન થયું હોય અને તે પ્રમાણે આપણી વચ્ચેનો અંતરાય દૂર કરવાનો તમારો ઉપાય પણ તદ્દન નુકસાન વગરનો નહિ નીવડે. તમે ઘણી વાર નિરાશ થશો અને તમને વારંવાર એમ થશે કે આ વિષયને ન અડક્યા હોત તો ઠીક થાત. આ અંતરાય દૂર કરનારનું કામ ખાઈને પેલે પાર પહોંચવાનું છે. અને ખાઈ તે ખાઈ. તે કાંઈ સ્વર્ગ નથી. અને જેટલું કામ વધારે ઉપયોગી તેટલા તેમાં વાંધા. ના, એમ ન ધારશો કે આ કામ સહેલું છે. દુઃખમાં જ હમેશ સુખ સમાયેલું છે. મુક્તિ મેળવવાનો એ જ માર્ગ છે.

વારુ ત્યારે, હું આગળ ચલાવું છું. પ્રથમ તમારી જિંદગીનું દૃષ્ટિબિંદુ બદલાશે. એ તમે સમજો છો. એક નાની લીટીના દૃષ્ટિબિંદુથી જે દે[illegible]વ હો[illegible]ય તે દેખાવ તે [illegible] [illegible]દપાગની લં[illegible]વવાથી [illegible]

જાય છે. તમે અધીરા થાવ છો. પણ હું તો આગળ ચલાવ્યા જ કરીશ.

બીજું, જેટલે દરજ્જે તમે સફળ થાવ તેટલે દરજ્જે જાણે એક ઓચિંતા—( અત્રે મારા ધ્યાનમાં વિક્ષેપ પડચો હતો ) હું તમને શું કહેતી હતી. ના, તેમાં કંઈ નહિ; તમને બોલાવવામાં આવ્યા હતા. હા, હા, હું એમ કહેતી હતી કે ભવિષ્યની જિંદગી વિષે જે સિદ્ધાંત પાદરી લોકોએ પોતાને ફાવે તેવી રીતે આપણને શીખવ્યો છે અને જેને તેઓ હજી સુધી માને છે, તે સિદ્ધાંતનો તમે જાણે ઓચિંતા તરવારના ઘાથી અગર અસ્રાના કાપથી નાશ કરશો. અત્રે જે અમારા જાણવામાં, જોવામાં કે અનુભવમાં આવે છે તે વિષે અમને કહેવાનું ફાવશે. તમને અત્યાર સુધી જે શીખવવામાં આવ્યું છે તેનાથી તે જુદું છે. હવે અમારે તમને જે કહેવાનું છે તે વધુ બુદ્ધિશાળી અને આત્મા સંબંધી જ્ઞાન ધરાવનારા મનુષ્યો જે નિર્ણય ઉપર આવ્યા છે તેના કરતાં અથવા તો જેની તેમના દિલમાં પ્રેરણા થઈ હોય તેના કરતા જુદા પ્રકારનું તમને લાગશે એમ હું નથી ધારતી. મુખ્ય નિયમો બધા સરખા છે. સંતપુરુષોથી અગમ્ય હોય અથવા ઈસુએ જાહેર ન કર્યું હોય એવું અમારે કાંઈ કહેવાનું છે જ નહિ. પણ અમારે તમને એટલું તો કહેવાનું છે કે મનુષ્યના ભવિષ્યના જીવન વિષે પાદરીઓએ જે વિચારો સ્વીકારેલા છે અને હજુ પણ લોકોને જેનો બોધ આપવામાં આવે છે તે વિચારો બિલકુલ ખોટા છે. તેઓ તમને અસત્ય મનાવે છે. અને એ તો બિલકુલ નિઃસંદેહ વાત છે કે જો તમે આપણી વચ્ચેનો અંતરાય તોડનાર બ્યુરો સ્થાપવામાં વિજયવંત થાઓ તો આ વિચારોને કોઈ પણ માનશે નહિ.

તે દેવળોને કેવી અસર કરશે

તેમ કરવામાં તમે એક મોટું જોખમ ખેડો છો. અને તેનું કારણ આ પ્રમાણે છેઃ આ વિચારો જો કે અપરિપક્વ અને ખોટા છે તો પણ તે સત્ય સિદ્ધાંતોથી બહુ દૂર નથી અને ઘણા માણસો તે સમજી શકે એમ છે. હલકાં સત્યો છોડી ઉચ્ચતર સત્યો પ્રાપ્ત કરવામાં તેથી જ મોટું જોખમ સમાયેલું છે. એકનો એક જ સિદ્ધાંત, પણ જો તેને બીજી આડીઅવળી વાતોથી મિશ્રિત ન કીધો હોય, પણ માત્ર સ્પષ્ટ શબ્દોમાં એમનો એમ રજૂ કર્યો હોય તો કેટલાક લોકો ન સમજે. અને તેથી તેમનો ઉદ્ધાર ન થાય. મૃત્યુ પછી પણ જીવન ચાલુ રહે છે અને બન્ને દુનિયા વચ્ચે સંદેશા-વ્યવહાર ચાલી શકે એમ છે એ સત્યો એક વખત તમે સાબિત કરો તો ઘણાની શ્રદ્ધામાં મોટું ગાબડું પડે—ના, ગાબડું નહિ—એક પ્રકારની

ગંભીર જોખમ

મોટી શૂન્યતા દાખલ થાય—આ જ કારણથી આ બાબતો એકદમ કહી દેવામાં આવતી નથી. તમે જે કરવા ધારો છો તે એકદમ કહી શકો તો તેથી લાભ કરતાં વધારે નુકસાન થાય. તેથી નવો સિદ્ધાંત ધીમેધીમે ચાલુ થવો જોઈએ. પણ તેથી તેને સ્વીકારવો નહિ એમ નહિ કહી શકાય. કોઈએ તો પહેલ કરવી જ જોઈએ પોતાની સ્પષ્ટ ફરજમાંથી ડગવામાં કાંઈ લાભ નથી.

નહિ, તમારે આગળ વધવું જોઈએ. પરંતુ જ્યારે જ્યારે તમે નિરાશ થશો, ત્યારે ત્યારે તમે એટલા જ આશ્વાસનથી ટકી રહેશો કે જો તમે વધુ અધીરા બન્યા હોત તો તમે આટલા પણ આગળ ન વધ્યા હોત.

ચીલાઓની તરફેણમાં

હું તમને સમજાવવા માંગું છું કે જે અસલી ચીલાઓમાં સિદ્ધાંતો જકડાયેલા હોય છે તે ચીલાઓનો નાશ કરવા જતાં તે સિદ્ધાંતોને પણ તેટલો વખત ઇજા પહોંચે છે. આ હકીકત મારે તમને કહેવી જોઈએ એમ મને લાગે છે, કારણ કે જો તમે એકદમ મોટી મોટી આશાઓ બાંધો અને તેનું પરિણામ ધ્યાનમાં ન રાખો, તમે અધીરા થઈ જાઓ અને કુદરતનો આસ્તે આસ્તે ચાલતો ક્રમ ભૂલી જાઓ તો તેમાં એટલું બધું જોખમ સમાયેલું છે કે તમે કદાચ તે કામ છોડી દો. અને તેમ કરવું તે ગુનો કહેવાય. પરિણામ શું આવશે તે હું તમને એકદમ જણાવી દઉં. એક વખત તમારો બ્યુરો સ્થપાઈ જાય અને કોઈ પણ માણસ પોતાના સગા અથવા મિત્રના વિદેહી આત્મા સાથે વાતચીત કરી શકે એટલે એકદમ—

નર્ક નથી એવી માન્યતા થાય ?

ના, તમારી ભૂલ છે. ના, તેથી નર્ક વિષેની પુરાણી માન્યતા રદ થઈ જાય એવું નહિ બને, કારણ કે તે માન્યતા તો હવે રહી જ નથી. લોકો હવે અગ્નિના ભડકાવાળા નર્કને માનતા નથી, અને પરિણામે બીજું ખરું નર્ક છે તે તેઓ ભૂલી ગયા છે. આ નર્ક તમારા બ્યુરોથી જણાશે. બસ ! મારા સંદેશામાં તમારા સવાલો ઘોંચી ઘાલ્યા વગર મારે જે કહેવાનું હોય તે તમને મહેરબાની કરીને કહેવા દો.

આ બ્યુરો રૂપી પુલ બાંધવાની તમે ઇચ્છા રાખો છો તે બાંધવાથી મુખ્ય ફેરફાર એ થશે કે મનુષ્યના જીવનની જોખમદારી વિષે હાલ જે જ્ઞાન લોકોમાં છે તેમાં હદપારનો વધારો થશે. પરલોકમાં જે થાય છે તે

જાણવાથી આ લોકના જીવનની અગત્ય વધે એ તમને કદાચ વિચિત્ર લાગશે. પણ ખરી હકીકત એ જ છે, અને જ્યાં સુધી તમે તમારું જીવન અમારી દુનિયામાંથી નિહાળો નહિ ત્યાં સુધી તમારાથી તેની અગત્ય સમજી શકાશે નહિ. એવી એક પળ નથી જતી કે જ્યારે તમે શાશ્વતપણા ઉપર કાંઈ પણ અસર નહિ કરતા હોવ. તમે ભલે એને અલંકારિક ભાષામાં સમજો, પણ તેમ નથી. તમારી દુનિયામાં રહી અમારી દુનિયા ઉપર, તમે ધારો છો તેના કરતાં વધારે, અસર તમે કરી રહ્યા છો.

બ્યુરોનું મુખ્ય પરિણામ

હા, અમારી દુનિયા જાણે તમારે હાથે બનેલી વસ્તુ હોય તેના જેવી છે. સમયરૂપી સાળમાં તમે આ દુનિયાનો તાણો વણો છો. તમે તમારું બીજું જીવન ઘડો છો. હા, અને તે જીવન અહીં તમે બનાવો છો. તમે તમારું બીજું જીવન ઘડો છો. તે તમે રોજે રોજ અને કલાકે કલાકે ઘડી રહ્યા છો. તમારું બીજું જીવન તમારા હાથમાં છે. આ બાબત બ્યુરોથી સ્પષ્ટ રીતે સમજાશે. તમારું બીજું જીવન તમારા હાથમાં છે.

તમે તમારી મેળે તમારું બીજું જીવન રોજે રોજ તૈયાર કરો છો

હું ઇચ્છું છું કે હું મારા વિચાર આનાથી વધારે સારી રીતે દર્શાવી શકું તો ઠીક. તમે કહેશો કે બધા ધર્મો આ જ પ્રમાણે કહે છે. હા, અને જે બધા ધર્મોમાં હોય તે જ સત્ય; પણ તમે તે સમજતા નથી, અને ઘણી વખત તે સ્વીકારતા નથી. અમે જો તમારી સાથે વાતચીત કરી શકીએ તો તમે–તે સ્વીકારવા ના નહિ પાડો, કારણ કે અહીં અમારામાં કાંઈ એકદમ ફેરફાર થઈ જતો નથી. તમે જેવા હોવ તેવા રહો છો. તમારા જીવનમાં ભંગાણ પડતું નથી. તમે તમારું જીવન જ્યાંથી પડતું મૂક્યું હોય, ત્યાંથી આગળ ચલાવો છો. તમે જેવા છો તેવા રહો છો.

હા, મારે જે કહેવું હોય તે વારે ઘડીએ વચ્ચે ભંગાણ પાડ્યા વગર મને લખાવી લેવા દો.

બ્યુરોનું જે પરિણામ આવવા જેવું મને જણાય છે તે એ છે કે જીવનની જોખમદારીનું ભાન લોકોમાં પુષ્કળ વધી જશે. બેશક, એ સારી વાત છે; એ ભાનને વધારે સબળ થવાની જરૂર છે. પણ તેથી એકલો લાભ જ થશે એમ નથી. એમાં એક જોખમ છે; તે એ છે કે જેમ તમારી દુનિયામાં કુદરતના નિયમોનું રાજ્ય પ્રવર્તે છે તેમ અમારી દુનિયામાં પણ તે નિયમોનું રાજ્ય ચાલી રહ્યું છે; અને તેથી પ્રારબ્ધવાદીને પોતાના

શાશ્વત નિયમોનું રાજ્ય

મતની તરફેણમાં સમય અને શાશ્વતપણું એમ બે વસ્તુઓ મળશે. તમે જોઈ શકશો કે ઈશ્વરની મરજી, જેને તમે એક કુદરતી નિયમરૂપે સમજો છો, તે જેવી તમારી દુનિયામાં હોય છે તેવી જ અહીંયા છે. આ બાજુ પર રહી અમે લોકોએ જોયું છે તેમ જ અનુભવ્યું છે કે ઈશ્વર પ્રેમ છે અને અમે તમને કહી શકીશું કે જેમ તમારી દુનિયામાં પ્રેમમાં દુઃખ, દિલગીરી અને અપૂર્ણતા સમાયેલાં હોય છે, તેમ અમારી દુનિયામાં પણ છે એ તમે જોઈ શકશો. અમે પૂર્ણતાને પામ્યાં નથી. અમે અમારા ઉચ્ચ ધ્યેય તરફ જેમ તમારી દુનિયામાં જતા હતા તેમ અહીં પણ આગળ ધપતા જઈએ છીએ. અમારો સ્થૂળ દેહ નાશ પામ્યો એટલે અમે ઈશ્વરનો મહિમા પામી ગયા અને અમારાં સ્વરૂપ બદલાઈ ગયાં એમ તમે ધારો છો ? નહિ, ખરેખર નહિ. અમે જેવા છીએ તેવા જ છીએ. અમારો સ્થૂળ દેહરૂપી પોષાક નાશ પામે ત્યારે પણ અમે પહેલાના જેવા જ રહીએ છીએ. એ જ કુદરતી નિયમોનું રાજ્ય આપણા ઉપર ચાલુ રહે છે તથા શાશ્વત કાળમાં આપણે આપણા સમયના ઉપયોગ માટે જોખમદાર છીએ વગેરે બાબતોનું લોકોને વધુ જ્ઞાન મળશે. એ મહાન ફેરફાર તમારો બ્યુરો સ્થપાવાથી થશે.

ગંભીરતામાં વધારો

જીવન વિષે લોકોમાં મહાન અને દૃઢ ગંભીરતા આવશે. લોકો પોતાની હયાતી દરમ્યાન પણ વધારે ગંભીર બનશે. મરી ગયા એટલે બધું પતી ગયું એવું ધારી કેટલાકોએ જે આશ્વાસન લીધું છે તે આશ્વાસન પછી રહેશે નહિ. મૃત્યુથી બધાંનો અંત આવી જતો નથી. પણ ત્યાર પછી ઘણી ઘણી બાબતોની શરૂઆત થાય છે. હું તમને નાઉમેદ કરવા નથી માગતી. એમાં ગેરલાભ કરતાં લાભ વધારે છે. અને એક રીતે બ્યુરો સ્થપાવાથી જે લોકો ઈશ્વરને ઓળખતા નથી તેની દિલગીરીમાં વધારો થાય— કારણ કે મૃત્યુ પછી પણ ઈશ્વર પાસેથી છટકી શકાય એમ છે જ નહિ—તો બીજી રીતે આખી સૃષ્ટિ ઈશ્વરના મંદિર સમાન બની રહે કે જેના હવા, પ્રકાશ—સર્વસ્વ પ્રેમ જ છે.

૧૨મી ડીસેમ્બર ૧૮૯૬

મારા પરમ પ્રિય મિત્ર, સંદેશાવ્યવહાર ચલાવવાનો બ્યુરો તમે સ્થાપશો એટલે બન્ને દુનિયામાંથી તમારા ઉપર એટલી બધી અરજીઓ આવશે કે તમે ગભરાઈ જશો.

અને તમે એવા પુષ્કળ માણસો જોશો કે જે લોકો સંદેશાઓની

ઇચ્છા રાખશે પણ તેમને એક પણ સંદેશો મળશે નહિ. મેં તમને શરૂઆતમાં જ કહી દીધું છે કે તમે પૂછશો તે સવાલનો હું તમને જવાબ મેળવી શકીશ, અગર તો તમે ઇચ્છો તેની સાથે સંદેશાવ્યવહાર કેમ ન રાખી શકાય તેનું કારણ બતાવી શકીશ, તે વાત તમને યાદ હશે. હવે અમારી બાજુ પર એવા ઘણા આત્માઓ છે કે જેમણે તમારી દુનિયામાં રહેલા લોકો સાથે સંબંધ રાખવા વૃથા પ્રયત્ન કરેલા છે. તમારી દુનિયામાં પણ એવા ઘણા મનુષ્યો હશે કે જે આવી રીતે પ્રયત્ન કરશે અને તેમાં નિષ્ફળ પણ જશે. એમ ચાલ્યા કરશે, અને તેમ જ ચાલવું જોઈએ; કારણ કે એવા ઘણા પ્રસંગો હોય છે કે જ્યારે મનુષ્યની સેવા માટે ઘણા જરૂરના અને ઉપયોગી સાધન તરીકે વિયોગ રચનાર મૃત્યુની ખાસ જરૂર પડે છે. તમે જેને મૃત્યુ પામેલા ગણો છો એવા બધા મૃત્યુ પામેલા લોકો જીવતા માણસોની આસપાસ ભમ્યા કરે તો તેનું પરિણામ અનિષ્ટ જ આવે. તમે જેને પરલોક કહો છો તે તમને અસહ્ય જ થઈ પડે.

મૃત્યુ મનુષ્યના નોકર સમાન છે

ત્યારે આપણે તેને પડતો કેમ નહિ મૂકીએ ?

ના, મારી ખાતરી છે કે ભ્યુરો એક મહાન આશીર્વાદ રૂપ થઈ પડશે. પણ તે એક શ્રાપરૂપ પણ થાય, જ્યારે તમારી પાસે મૃત્યુ પામેલા હાથ—ના, "મૃત્યુ પામેલો હાથ" એ શબ્દો બરાબર નથી. પણ એમ કહેવું ડહાપણભરેલું ગણાશે કે એવા ઘણા આત્માઓ છે કે જે સદેહી જીવતા મનુષ્યો સાથે કોઈ પણ પ્રકારનો સીધો વ્યવહાર ન રાખી શકે તો સારું.

એવા પુષ્કળ આત્માઓ છે કે જેને મૃત્યુએ દુઃખમાંથી મુક્ત કર્યા છે. હું એમ કહેવા માંગું છું કે મૃત્યુએ ઘણા સખત દિલના, ક્રૂર અને આપખુદીભરેલા મનુષ્યોને ઉપાડી લીધા છે. અરે, એટલું જ નહિ, પણ જે લોકો અતિદયાળુ હતા અને તેથી તેમની કાળજીભરેલી દેખરેખથી અગર તો જેના પ્રેમ અને માયાળુપણાથી તેમના કાબુ નીચેના ઊગતાં બાળકોની જીવનપ્રગતિ અટકી પડી હતી અગર તો નબળી પડી ગઈ હતી તેવા અતિદયાળુ લોકોને ઊંચકી લેવામાં મૃત્યુ કેટલીક વખત વધારે દયા દર્શાવતું હોય એમ લાગે છે. આવા પ્રકારની અસરોથી આપણે નારાજ થવાનું છે, કારણ કે તેથી આત્માનો સંપૂર્ણ વિકાસ અટકે છે. પણ જોરજુલમનો ભોગ થઈ પડેલા મનુષ્યો તેમના મૃત્યુ પામેલા જુલમ-

મૃત્યુ દુઃખમાંથી મુક્તિદાતા છે

ગારો સાથે સંબંધ રાખવાનો પ્રયત્ન કરે એવો ભય છે જ નહિ, તો પણ જે અશક્ત મનુષ્યોએ પોતાના આધાર રૂપ મનુષ્યોને ગુમાવ્યા હોય તેના પર પાછો આધાર રાખવા માટે આવા બ્યુરો મારફતે તેમની સાથે સંબધ બાંધવા પ્રયત્ન કરે. પરંતુ તેમાં પણ એટલો બધો ભય નથી કે જેથી આ સારું કામ કરતાં તમને અટકી જવું ઘટે; કારણ કે પ્રભુનાં પ્રેમના પ્રકાશમાં જે લોકો અહીં અમારી સાથે વસે છે તેમની અસર હમેશાં સારાં માટે જ હોય.

પરંતુ તાજા વિદેહી થયેલા એવા ઘણા આત્માઓ છે કે જેમના સંદેશાઓ જો કે સાવચેતી રાખીને બનાવેલા હોય અને પ્રેમપ્રેરિત હોય તો પણ તેની અસર મદદરૂપ નહિ પણ ભયંકર થઈ પડે.

**સૂક્ષ્મદેહીઓની સલાહથી હાનિ થવાનો સંભવ**

ખરું છે, મારા પ્રિય મિત્ર, તમે મને જ્યારે તમને મદદ આપવા કહો છો, ત્યારે મને ઘણી વખત લાગે છે કે તમે માંગો છો એટલી મદદ જો હું તમને કરું તો હું તમને એક મહાન શ્રાપરૂપ થઈ પડું. હું જે કરી શકું—મારાથી જે બધું થઈ શકે તે એટલું જ કે મને વસ્તુઓ જેવી લાગે તેવી તમને હું કહું અને જો કે તમારા કરતાં ઘણી વખત હું સારી રીતે જોઈ શકું છું, તો પણ તમે જે સંજોગોમાં રહો છો તે સંજોગો અત્રે નહિ હોવાથી કેટલીક બાબતમાં મારા કરતાં તમે વધારે સારા નિર્ણય ઉપર આવી શકો એમ છો એ મારે તમને યાદ દેવડાવવું જોઈએ. અમે તમને સંદેશા મોકલીએ છીએ અને તે સત્ય છે એ હકીકત પુરવાર કરવા અને તમારી ખાતરી કરી આપવા કેટલીક વખત મને અમુક વસ્તુઓ આગમચથી કહેવાની રજા મળે છે. પરંતુ તમારે શું કરવું અને શું ન કરવું એ વારંવાર તમને કહેવા પ્રયત્ન કર્યા કરું તો હું તમને શ્રાપરૂપ જ નીવડું. જેમ કોઈ માતા પોતાના બાળકને આખો ઘડીએ પોતાની કેડમાં બેસાડયા કરે તેના જેવું તે થાય—એ બાળક કદી ચાલતાં શીખે જ નહિ. તે ઉપરાંત, હું કાંઈ જ્ઞાની નથી. હું મારા દેહ—મારા પહેલાંના દેહ વગરની છું. તેથી તમારે એમ નહિ ધારવું કે હું સર્વજ્ઞ છું.

**સ્વાશ્રયનો બોધ**

હે મારા મિત્ર; જિંદગીનો હેતુ શું છે એ તમે ફક્ત જાણીને ધ્યાનમાં ઉતારો તો તમને સમજાશે કે સૂચના અને મદદ માટે કરવામાં આવતી દરેકે દરેક આજીજી સ્વીકારી તે પ્રમાણે તેનો જવાબ આપવો એ કેટલું હાનિકારક છે. અને જો આપણી વચ્ચે વ્યવહાર શરૂ થાય તો એવા ઘણા છે કે જે આ

બાબત ભૂલી જઈ સલાહ આપવા મંડી જાય, જે લોકો તેમની સલાહ લેવા માંગે તેમને તે પ્રમાણે સૂચના આપવા પ્રયત્ન કરે, અને નકામી પંચાત ઊભી કરે; કારણ કે અમારે તમને દર વખતે સૂચના આપ્યા કરવાની નથી. જિંદગીનો હેતુ અંતરાત્માને ખિલવવાનો છે. અને બીજા તમને સૂચના આપે તે પ્રમાણે તમે વર્તો તો તેથી તમારો અંતરાત્મા ખીલે નહિ અને તમને માલૂમ પડશે કે પ્રભુનો હેતુ તેના આ દુનિયાનાં કે તમારી દુનિયાનાં બાળકોની મૂર્ખાઈથી રદ કરવા નહિ દેવાય. જે આત્માઓ અતિશય વચમાં માથું મારવા પ્રયત્ન કરશે તેઓ ગૂંચવાઈ પડશે, તેઓની ભૂલ પકડાશે, તેમની સત્તા નાબૂદ કરાશે અને આખરે બધું બરાબર થશે.

પણ તમે જો સાવચેત નહિ રહો, તો તમારી દુનિયાના લોકો તેમનું ધાર્યું અમારી પાસે કરાવવા પ્રયત્ન કરશે અને તમે જોશો કે તેથી બહુ નુકસાન થશે. આ બાજુ પર એવા ઘણા માતાપિતાઓ અને બીજાઓ પણ છે કે જે લોકોએ તેમના પૃથ્વી ઉપરના જીવન દરમ્યાન પોતાનાં બાળકો ઉપર આધિપત્ય ચલાવી તેમના આત્માને વિકસતા અટકાવેલા, તે આધિપત્ય પાછું ચલાવવા તેઓ હમણાં પણ ઘણા આતુર છે.

એમ છે તો બ્યુરો સ્થાપવા માટે મારે આટલી બધી ચિંતા શા માટે જોઈએ એમ તમે કહો છો. એટલા માટે કે તેનાથી ગેરલાભ કરતાં લાભ વધારે થશે. તમારે ટેલીફોન જોઈએ છે, પરંતુ તે એટલા માટે નહિ કે આખો ઘડીએ તમને કોઈ વાતચીત કર્યા કરે અગર તો તમારે શું કરવું તે તમને કહ્યા કરે. બેશક, ટેલીફોન પણ અગવડકર્તા થઈ પડે અને મારો આ બ્યુરો પણ અગવડકર્તા થાય. પણ એમાં શું રહસ્ય રહેલું છે તેનો જરા વિચાર કરો. જીવન ચાલુ રહે છે, પ્રેમ કાયમ રહે છે, બીજી દુનિયા અને આ દુનિયા વચ્ચે સંબંધ છે—એ સાબિત કરવા માટે તમે સંદેશાવ્યવહાર સ્થાપી શકો તો તે પૂરતું નથી ? જો આટલું જ થઈ શકતું હોય અને તેનાથી વધુ ન બની શકતું હોય તો પણ તે કરવા જેવું છે. પછી ભલે અદૃશ્ય દુનિયા છે અને શાશ્વત પ્રેમ એ સત્ય વસ્તુ છે એટલું જ જ્ઞાન તેનાથી થતું હોય ! એટલું જ* બસ છે.

પરિણામ બ્યુરોની તરફેણમાં

જુલિયા

* જ્યોર્જ એન્ડરસનની 'Immortality'—'અમરત્વ'—પર લખેલા નિરાશાભરેલી

તમે આ દુનિયામાં આવો ત્યારે શું શું થાય છે તે વિષે તમે તે લખવા તૈયાર હશો તે વખતે કહીશ. ના, ના, આ અંકને માટે હું તે લખવા નથી માંગતી. હું માત્ર ઇ.નો (મરણ પથારીએ પડેલી એક બહેનપણીનો) અને પરલોકનો વિચાર

**૩૧મી ડિસેમ્બર, ૧૮૯૬ : અજાણ્યા પ્રદેશને જાણીતો કરવો**

કરતી હતી. આપણને આ બ્યુરોની આટલી બધી જરૂર છે તે એટલા જ માટે કે પરલોક વિષે આપણને વધુ માહિતી મળે. જેમ જેમ તમે આ બાજુ સાથે સંદેશાવ્યવહાર વધુ ને વધુ સરળ કરતા જશો તેમ તેમ તમે તે વિષે વધુ ને વધુ જાણતા થશો. "પરલોક વિષે માહિતી, અથવા

---

**કવિતા** સને ૧૮૯૭ના 'એગ્નોસ્ટિક એન્યુઅલ' (Agnostic Annual)માં મેં જે દિવસે વાંચી તે જ દિવસે સવારમાં જુલિયાએ 'એટલું જ'

**'એટલું જ'** શબ્દ લખ્યો હતો. જુલિયાના 'એટલું જ' શબ્દમાં કેટલો બધો ભાવાર્થ સમાયેલો છે તે પૂરેપૂરો સમજાય તેટલા માટે હું તેની છેવટની કડીઓ અહીં આપું છું:

Of all the millions of the dear death-parted
No soul hath ever returned the tale to tell.
No sign—no word—to cheer the broken-hearted,
Or give the sweet assurance, "All is well."

We ask for proof, and not for poet's fancies;
We hope, but with a dim and starless hope,
Clouded with doubt that evermore enhances
The dark uncertainty in which we grope.

Oh! give us back our early faith unshaken,
That our dear dead are watching us for aye,
And know and love us, though on earth forsaken,
Soon re-united for eternal day.

No answer comes to that vain supplication,
And none will come—or ever came before,
For widow's hope or mother's consolation,
Our dead, alas! are gone for evermore.

(સદરહુ અંગ્રેજી કડીઓનો અત્રે અમે નીચે પ્રમાણે સાર માત્ર આપીએ છીએ—અનુવાદક)

લાખો માણસોને મૃત્યુએ વિખૂટા પાડેલા છે છતાં તેમાંનો એક પણ આત્મા ત્યાંની હકીકત કહેવા કદી પણ આવ્યો નથી. ભગ્નહૃદય થયેલા મનુષ્યને દિલાસો

તો બીજી દુનિયા વિષે સત્ય હકીકત. આપણું પરલોકનું જીવન ”—આ બધા વિષે ઉત્તમ પ્રકારની માહિતી મેળવવા જેવી છે એમ તમને ખરેખર લાગવું જોઈએ. તમને માલૂમ પડશે કે બ્યુરોની મારફતે જે આત્માઓ પોતાના મિત્રો ઉપર જે સંદેશાઓ મોકલાવશે તેમાં તેઓ એક જ બાબત પર જુદું જુદું કહેશે. જેવી તેમની પ્રકૃતિ અને જે પ્રકારનો તેમનો આત્મા તે પ્રમાણે જુદા જુદા પ્રકારના તેમનાં કથનો.

વિરુદ્ધ કથનો

તેમના કહેવામાં એટલો બધો ફેર પડશે કે જે લોકો એમ વિચારતા હોય કે દરેકે દરેક મનુષ્યને મળેલા અનુભવો બધા એક સરખા હોય તો તે લોકો ગૂંચવણમાં પડી જશે. મૃત્યુ પછી જે અનુભવો થયા હોય તે પ્રમાણે રચાયેલા જાતજાતના મતમતાંતરો અહીં જોવામાં આવશે, અને જેવું જેવું ચારિત્ર્ય તે પ્રમાણે તેમાં ફેરફાર. જેવાં માણસનાં કર્મ તેવી તેને આ દુનિયા જણાશે. જેવા આપણે તેવી આપણી દુનિયા. અને જેમ દરેક જણ પોતાનાં કર્મ પ્રમાણે પોતાનું જીવન જીવે તે પ્રમાણે તે પોતાના જીવનનું જુદું જુદું ચિત્ર રજૂ કરે. જેવી રીતે તમારી દુનિયામાં પણ ઘણું જૂજ મળતાપણું જોવામાં આવે છે, અને છતાં પણ બ્યુરો અને તેનો ઉપયોગ કરનારા બધા અમુક બાબતોમાં તો એકમત થશે. બીજી દુનિયાના નિયમો, સિદ્ધાંતો અને શક્યતાઓ વિષે જાતજાતની ભિન્નતાઓ તેઓમાં હશે. પરંતુ મૃત્યુ પછી આપણું અસ્તિત્વ ત્યાં ચાલુ રહે છે એ વિષે તો બધા એકમત ધરાવશે. દાખલા તરીકે અમારામાંથી જે સૂક્ષ્મદેહીઓ તમારી સાથે સંદેશા ચલાવશે તેઓ એકમતે એમ

---

આપવા અથવા 'તેઓ ખુશીમાં છે' એવી ખુશકારક ખાતરી આપવા એક શબ્દ કે એક સંજ્ઞા પણ થઈ નથી. અમારે સાબિતી જોઈએ છે, કવિની કલ્પનાશક્તિના પુરાવા માગતા નથી. અમે આશામાં જીવીએ છીએ, પરંતુ અમારી આશા ઘણી ઝાંખી છે, શંકાશીલ છે, અને જે અંધકારમય અનિશ્ચિતપણામાં અમે આથડીએ છીએ તેમાં વધારો કરે છે!

અમારા વ્હાલા મૃત્યુ પામેલાઓ અમને જુએ છે, ઓળખે છે અને પ્રેમથી ચાહે છે, અને જો કે આપણે આ દુનિયામાં તેમનાથી વિખૂટા પડેલા છીએ તો પણ પછી હમેશને માટે તેમની સાથે આપણે એકત્ર રહીશું—અરે! આ પ્રકારની અમારી પ્રથમની શ્રદ્ધા હતી તે અમને પાછી સોંપો.

આ આજીજી નકામી જાય છે, તેનો કાંઈ જવાબ આવતો નથી, આવશે નહિ—અથવા તો પહેલાં કોઈ દિવસ આવ્યો નથી, કે જેથી બિચારી વિધવાને આરામ આવે કે માતાને દિલાસો મળે. આપણા મૃત્યુ પામેલાઓ હાય! ગયા, હમેશને માટે ચાલ્યા ગયા.

નહિ જાહેર કરે કે અમુક ધર્મ જ ખરો છે. તેઓ જુદી જુદી ભૂમિકાના જીવો છે અને અમુક જીવોનો ધર્મ બીજાઓને તદ્દન અમાન્ય લાગશે.

અસ્તિત્વનું ચાલુ રહેવું

પણ આટલું તો તમને માલૂમ પડશે. તમારા બ્યુરો દ્વારા સંદેશો મોકલનાર સૂક્ષ્મદેહી ઉન્નતિની ગમે તે ભૂમિકામાં હશે તો પણ તેને એટલું તો જરૂર કહેવું જ પડશે કે મૃત્યુ પછી દરેક વ્યક્તિનું અસ્તિત્વ ચાલુ રહે છે. તે સર્વે તમને જણાવશે કે મૃત્યુ એ સદંતર ફેરફાર કરનારી વસ્તુ નથી, પરંતુ મનુષ્યને એક પ્રકારના જીવનમાંથી કાઢી બીજા જીવનમાં લઈ જનારી વસ્તુ છે, અને જો કે આ જીવન-ફેરફાર થવાની જરૂર છે, તો પણ તેથી આત્માનું જીવન નાશ પામતું નથી.—આટલું તો બધાયે તમને કહેશે. તેઓનું ચેતનમય અસ્તિત્વ ચાલુ જ રહેલું હતું અને તેઓ સ્થૂળ દુનિયામાં જે જીવન ગુજારતા હતા તેમાં અને અહીંના જીવનમાં કોઈ મહાન ફેરફાર નહોતો એ બાબતની તે બધાયે ખાતરી આપશે. બેશક, ફેરફાર તો છે જ, પણ તે ફેરફાર સંજોગોનો છે અને નહિ કે ચારિત્ર્યનો. સ્મરણશક્તિ મંદ પડવાને બદલે વધુ સતેજ થાય છે તથા મન વધારે સ્પષ્ટપણે સમજી શકે છે.

જડ પદાર્થોનું મિથ્યાપણું

જડ પદાર્થોની ઇન્દ્રજાળ અદૃશ્ય થાય છે; અને સત્ય વસ્તુઓ પર અંધારપિછોડો કરનારા ખોટા સ્વાંગો આપોઆપ ખસી જાય છે. આ બાબત અગત્યની છે અને સર્વમાન્ય છે. તમને સંદેશા કહેવા આવનાર એક પણ આત્મા એવો નહિ હોય કે જે તમને એમ નહિ કહે કે તમે જે જડ પદાર્થોમાં પડેલા છો તે પદાર્થો હવારૂપ છે, મનની કલ્પના માત્ર છે, તે અદૃશ્ય થઈ જાય છે અને મિથ્યા છે. આત્મા એકલો જ સત્ય છે, પછી તે ભલે સ્થૂળ દેહમાં વસેલો હોય કે તેની બહાર હોય. અને આત્મા જીવે છે, અમર રહે છે. આ બે વસ્તુઓ—મૃત્યુ પછી જીવન ચાલુ રહે છે અને જડ પદાર્થો મિથ્યા છે, એ તેઓ જાણે છે અને તે બે વસ્તુઓ સર્વમાન્ય છે એમ તેઓ કબુલ કરશે. આપણે ગમે ત્યાં હોઈએ તો પણ આ બે મુદ્દાઓ સંબંધી ભૂલ હોય જ નહિ.

તમે શું પૂછો છો તે હું સમજું છું. હા, હું સમજુ છું. તમે કહો છો તે ખરું છે. પણ બધા આત્માઓ તેનું સત્ય સમજતા નથી. પ્રેમને મેં પ્રાણાત્મા કહ્યો છે તે ખરું છે. પણ શોકજનક વાત એ છે કે અહીં એવા પુષ્કળ સૂક્ષ્મદેહીઓ છે કે જેને પ્રેમ તમારા જેટલી જ અજાણી વસ્તુ લાગે છે.

જે બ્યુરો સ્થાપવા વિષે મેં તમને વારંવાર કહ્યું છે તે તમે સ્થાપશો એટલે તમારી આસપાસ એવા ઘણા માણસો ઊભરાશે કે જે બીજી દુનિયા સાથે નકામા સંદેશા ચલાવવા ઇચ્છા રાખતા હશે. બન્ને દુનિયાઓ અરસપરસ ઘણી સહાય આપશે પણ તેઓ અવરોધો પણ ઊભા કરશે. અને જ્યારે સહાય કરતા અવરોધોનું પ્રમાણ વધી જાય ત્યારે સંદેશાના ખુલ્લાં થયેલાં દ્વાર પાછાં બંધ થઈ જાય. હમણાં જ હું તમને તેના દૃષ્ટાંતો આપું છું. પણ કૃપા કરી જરા એટલું ધ્યાનમાં રાખજો કે ઘણી વખત એવું બનશે કે અમારી દુનિયામાંથી જે લોકો તમારી દુનિયાના મનુષ્યો સાથે વાત કરવા માંગતા હશે તે સારા માટે નહિ પરંતુ નરસા માટે હોય છે.

૨૦મી ડિસેમ્બર, ૧૮૯૬: બ્યુરોથી કેવી રીતે નુકસાન થાય

જે લોકો સંદેશા ચલાવી પોતાને નુકસાન કરે એવાના ત્રણ વર્ગ પાડી શકાય:

પહેલો વર્ગ એવા લોકોનો હોય છે કે જેઓનું સ્વતંત્ર ચારિત્ર્ય અને આત્મશ્રદ્ધા પરલોકવાસી થયેલાઓના પ્રભાવ નીચે રહેવાથી હણાઈ ગયાં હોય. મૃત્યુ પામેલા લોકો હજુ પણ તેમને સલાહ આપે તો સારું એમ તેઓ ઇચ્છી પ્રયત્ન કરશે અને જો તેમાં તેઓ સફળ થાય તો તેથી તેમને નુકસાન થાય; કારણ કે જેને તમે મૃત્યુ કહો છો તેનો લાભ એ છે કે જે પાછળ રહ્યા હોય તેમનો વિકાસ થવાની તક તેમને મળે. જે લોકોને માબાપ અથવા વાલીઓની દેખરેખ અને સત્તાથી નુકસાન થઈ ચૂક્યું છે તે લોકો મૃત્યુ પામેલા મનુષ્યો પાસેથી પેલી દુનિયામાંથી સલાહ મેળવવામાં સફળ થાય તો જરૂર તેમને પોતાને તેથી નુકસાન થાય. તમારે સબળ અને સ્વતંત્ર થવા પ્રયત્ન કરવાનો છે. તમારે બીજાના માત્ર પડછાયા કે પડઘા રૂપે અગર તેથી પણ વધુ કહીએ તો બીજાની ઇચ્છાને આધીન થઈ તેના માત્ર પૂતળા રૂપે થતા બચવાનું છે. ઘણા જીવતા મનુષ્યોને મૃત્યુએ આવા નાશકારક પરિણામમાંથી બચાવ્યા છે. અને તમે તમારો બ્યુરો ખોલો તો તે લોકો પોતે તરવાનો પ્રયત્ન છોડી દેશે. જે લોકોને બીજાના આધાર પર જીવવાની ટેવ પડી છે તે લોકો દેહમુક્ત થયેલા આત્મા ઉપર પણ આધાર રાખશે. ખરું જોતાં તેમણે પોતાના પર જ આધાર રાખવો જોઈએ. જે પોતાના આત્મા ઉપર વિશ્વાસ ન રાખે તેના આત્માનો ઉદ્ધાર ન થાય. અને જે પોતાના અંતરાત્મારૂપી ભગવાનના અવાજ ઉપર આધાર ન રાખે તેઓ

આત્મશ્રદ્ધા વિનાનાઓને

પરલોકમાંથી મૃત મનુષ્યોની સલાહ લેવા પ્રયત્ન કરે તો પણ તેમાં તે નિષ્ફળ જાય.

બીજા પ્રકારના માણસો જેને તમારા બ્યુરોથી નુકસાન જાય એમ છે તે લોકો માત્ર નવું નવું જાણવાની ઇન્તેજારીવાળા હોય છે.

(૨) માત્ર નવું નવું જાણવાની ઇન્તેજારીવાળાને

પુષ્કળ કામધંધામાં પડેલા છતાં જરા નવું જાણવાની જિજ્ઞાસાથી, તે લોકો પરલોક વિષે જ્ઞાન મેળવવાની તીવ્ર ઇચ્છા વિના અગર તો મૃત મનુષ્યો સાથે સંદેશા ચલાવવાની ખરેખરી ઇચ્છા વિના સવાલો પૂછવા આવશે. જાણે પ્રદર્શનમાં જઈ, કોઈ નવાઈની ચીજ લેવા માટે બાકામાં એકાદ આનો નાંખે તેવી ઢબથી તેઓ તમારા બ્યુરોમાં ઊભરાશે. તેમને કાંઈ લાભ નહિ થાય. તેમને તેટલી પરવા પણ નથી. તેઓ માત્ર કુતૂહલ માટે જ આવે છે. તેમને કાંઈ લાભ નહિ થાય. કદાચ નુકસાન થાય.

ત્રીજા પ્રકારના માણસો કાંઈ થોડા નથી. તેઓ પાપિષ્ટ સંબંધ ચાલુ રાખવાની ઇચ્છા કરશે. તેઓ તે કબૂલ નહિ કરે, પણ ખરા

(૩) પાપિષ્ટ સંબંધીઓને

જિગરથી, મહામહેનતે અને તમે ધારો તેના કરતાં વધારે વાર તેઓ પોતાનો સંબંધ ચાલુ રાખવા પ્રયત્ન કરશે, અને તેમાં તેઓ ફળીભૂત પણ થાય. મૃત્યુથી તૂટેલો સંબંધ પાછો ચાલુ થાય. હા, તેમ થઈ શકે છે અને થાય છે. જે સંબંધને તમે મૃત્યુથી હમેશને માટે તૂટેલો માનતા હતા તે સંબંધ પાછો જારી થઈ શકે છે. એમાં જોખમ છે, અને તે માટે તમારે સાવચેત રહેવું જોઈએ. તેથી હું કહું છું કે તમે એમ ન ધારશો કે બ્યુરોથી એકલો લાભ જ થશે. તે સ્થપાય એમ હું ઘણું ઇચ્છું છું તો પણ મને લાગે છે કે તેથી ઘણા માણસોને એકલો ગેરલાભ જ થશે.

માણસો જે સાથે લાવે તે તેમની પાસે હોય અને ઘણાખરા માણસો તેમનું શ્રેય શું છે તે નહિ શોધે પણ તેમની ઇચ્છાને સફળ કરવા પ્રયત્ન કરશે. અને એમ બને છે કે માણસની ઇચ્છા હમેશ સૌથી ઉચ્ચ અને શ્રેષ્ઠ વસ્તુ માટે હોતી નથી.

ત્યારે, તમે એમ ધારો છો કે આપણે એ વિચાર છોડી દેવો સારો છે?

મારા પ્રિય મિત્ર, તમે કેવી અક્કલ વગરની વાત કરો છો? દરિયામાં તોફાન, ખડક તથા કલાણ હોય છે એમ જાણી સમુદ્રની સફર ન કરવી

*તેમ છતાં પણ બ્યુરો સ્થાપો*

એમ તમે કહો છો ? ના, ના, ના ! તમારે એટલું કબૂલ કરવું જોઈએ કે જેમ આટલાન્ટિક મહાસાગરની પેલે પાર જવાનું અગત્યનું છે તેટલું જ અગત્યનું આ દુનિયા ઓળંગી પેલી દુનિયામાં જવાનું છે. પણ તેમાં કાંઈ વધુ સહીસલામતી નથી. બ્યુરો સ્થાપવામાં ગમે તેટલું જોખમ હોય તો પણ તે સૌથી વધુ અગત્યની વસ્તુ છે એ વાત તમે ભૂલી જાઓ છો. હાલ દુનિયામાં મૃત્યુ વિષે જે ખ્યાલ ચાલી રહ્યો છે તે તેનાથી લગભગ નાશ પામશે. તમે છેક જડવાદી થઈ ગયા છો. જડ પદાર્થોની

*બધા જોખમોને કોરે મૂકે એવો લાભ*

માયારૂપી દીવાલ તમારા આત્માનું રુંધન કરી રહી છે. આપણે તેને તોડી પાડવી જોઈએ. અને તેની અંદર પેલી દુનિયાનો પ્રકાશ બ્યુરોમાંથી પડશે એટલું જ થાય તો ઉપર કહેલા જોખમો ખેડવામાં કાંઈ ખોટું નથી.

હા, તમારું નવું વર્ષ થોડા વખતમાં શરૂ થશે, અને હું આશા રાખું છું કે જે બ્યુરો વિષે મેં વારંવાર લખ્યું છે તે બ્યુરો સ્થાપવા માટે કાંઈ પણ ગંભીર પ્રયત્ન કર્યા વગર તમે તે નકામું નહિ ગુમાવો. મેં જે ત્રણ પ્રકારના માણસો વિષે લખ્યું છે તેમને બને તેટલા દૂર રાખજો, અને મૃત્યુ પછી જીવન ચાલુ રહે છે તે પુરવાર કરવા અને જે લોકો પરલોકમાં ગયા છે તેમની પાસેથી અચૂક સંદેશાઓ મેળવી શકાય છે એ જ બાબતો ઉપર તમારું લક્ષ રાખી પ્રયત્નો કર્યા કરજો. ઠીક, સાહેબજી.

જુલિયા

## ૫. ખુલ્લો ભેદ જાણવાનો સ્પષ્ટ માર્ગ

[ આ સંદેશો જેવો મળેલો છે તેવો જ પ્રગટ કરવામાં આવ્યો છે. અને તેમાં નાના અક્ષરોમાં વચ્ચે વચ્ચે જે ટીકાઓ છે તે સંદેશો ઉતારનારની છે. તેમાં જે કહેવામાં આવ્યું છે તે બધું પુરવાર થઈ શકે એમ છે, પણ આ સંદેશામાં જે વસ્તુઓ કહેવામાં આવી છે તે એવા પ્રકારની છે કે તેને મારી પોતાની જોખમદારી પર કહેવાનો મને સ્વપ્ને પણ ખ્યાલ આવે નહિ; અને તમને જણાશે કે જુલિયાના નામથી પણ તે પ્રસિદ્ધ કરવામાં મને બહુ આનાકાની થઈ અને જ્યારે બે સ્વતંત્ર શોધકોએ મને અજાયબી થાય એવી રીતે ખાતરી આપી કે જુલિયાના સંદેશામાં જે કહેવામાં આવ્યું છે તે બધું સત્ય છે એમ તે લોકો માને છે ત્યારે મેં તે પ્રગટ કર્યો *]

* "થિયોસોફિસ્ટ"ના એપ્રિલ માસના અંકમાં કર્નલ ઓલ્કોટ આ પ્રમાણે લખે છે : એપ્રિલ માસના અંકમાં 'જુલિયાનો સંદેશો' એ નામનો અગ્રલેખ છે. આ સંદેશાથી

૧૪મી માર્ચ, ૧૮૯૭

મારા પરમ પ્રિય મિત્ર, ગઈ વખતે મેં તમને કહ્યા હતા તે સંદેશાઓ તમને લખાવવા માટે હું ઘણી ઇન્તેજાર છું. મૃત મનુષ્યો પોતે દર્શન આપી શકે છે એ બાબતમાં અમને હમણાં ઘણો રસ પડે છે. તે વિષે તમારે ઘણું કહેવાનું તથા સાંભળવાનું છે. પણ અમે આ દર્શનથી સંતોષ પામ્યા નથી. તેમનાં દર્શન એટલા બધાં ઓચિંતાં અને અચોક્કસ રીતે થાય છે કે તેમાં કાંઈ માલ નથી.

શેની ખામી છે

હવે અમે એટલું જ પુરવાર કરવા માંગીએ છીએ કે આ લોક અને પરલોક એ બે વચ્ચેના ભુવનના નિયમો પાળો, તો જેમ તમે દીવાસળી ચેતાવો ને અજવાળું થાય જ તેમ તમને નિયમિત રીતે અને ખાતરીપૂર્વક મૃત મનુષ્યોનું દર્શન જરૂર થાય. કારણ કે તમે જાણો છો કે તેમનાં સ્વરૂપો હાજર તો હોય છે, તે દેખાતાં નથી એટલું જ. તેમ થવાનું કારણ દૃષ્ટિબિંદુનો ફેર છે. જ્યારે તમારું દૃષ્ટિબિંદુ જડ વસ્તુઓને જોવા માટે ખંધણેસતું કરેલું હોય, ત્યારે તમે જડ વસ્તુઓ જ જોઈ શકો. પણ જો તમે તમારી મરજી પ્રમાણે તમારું દૃષ્ટિબિંદુ ગોઠવી શકો, તો જે જે જોવાનું હોય તે બધું તમારાથી જણાય, અને તે પણ જેમ કોઈ ખગોળવેત્તા ખુલ્લી આંખે ન દેખી શકાય એવા તારાઓને પણ દૂરબીન મારફતે જેટલી ખાતરીથી જોઈ શકે તેટલી ખાતરીપૂર્વક. જેવી રીતે આકાશ અણધારેલી દુનિયાઓથી છવાઈ રહ્યું છે, તેવી રીતે આપણી આસપાસની બધી જગ્યા જીવોથી ભરપૂર છે; અને જેમ નાના અને દૂર પ્રકાશતા તારાઓ ખરા છે તેમ આ જીવો પણ સત્ય છે. ખરે બપોરે તડકામાં તમે તારાઓ જોવા જાઓ તો તે નહિ દેખાય; છતાં પણ તે આકાશમાં છે તો ખરા જ. મનુષ્યજાતિ વિષે પણ તેમ જ છે. તમે અમને ન જુઓ અથવા અમે તમારી પાસે છીએ એ તમને નહિ લાગે તો પણ અમે તમારી ચારે તરફ છીએ તો ખરા જ. સામાન્ય રીતે ઘણાખરા મનુષ્યો અમને નથી જોઈ શકતા એ સારું છે કે નહિ એ હું કાંઈ ચોક્કસ કહી શકતી નથી. જાણીતા થયેલા

---

મિ. સ્ટેડને એટલું બધું આશ્ચર્ય લાગ્યું છે કે તેટલું આશ્ચર્ય પતંજલિના રાજયોગનું સહેજસાજ પણ જ્ઞાન ધરાવનારને ન થાય. આ બાબતો આર્યોના જમાના જેટલી જૂની છે, અને ખરી અજાયબીની વાત એ છે કે તે હજુ હમણાં જ મિ. સ્ટેડના જાણવામાં આવે છે. જુલિયાનો સંદેશો યોગશાસ્ત્રનું એકાદ પ્રકરણ ન હોય એવો છે, અને તે ચાલુ રાખવા માટે જુલિયાને બનતી તક મિ. સ્ટેડે આપવી ઘટે છે.

તારાઓના ઝૂમખાઓની મદદથી વહાણ હાંકનાર ખલાસીને જે તારાઓ દૂરબીનની મદદથી જ જોઈ શકાય એવા હોય તે પણ બીજા તારાઓની માફક એચિંતા દેખાવા માંડે તો તે ખલાસી તે બધાને જોઈને પોતાની દિશા ચૂકી જાય.

પણ જે જીવો સાધારણ રીતે ખુલ્લી આંખે ન દેખી શકાય એવા હોય તે તમારામાં જેનાથી બની શકે તેનાથી મરજી ફાવે ત્યારે દેખી શકાય એ જ અમારે જોઈએ છે. જાણે હરઘડી તમારા અદ્દશ્ય પ્રાણીઓને ઉપર કોઈ દેખરેખ રાખ્યા કરતું હોય એ વિચાર તમને હરહમેશ પસંદ પડતો આવશે કે નહિ તે હું જાણતી નથી. અને જ્યારે તમારી દૃષ્ટિ આ લોક અને પરલોક વચ્ચેના ભુવન પર ગોઠવાશે ત્યારે જે પ્રાણીઓ તમારા જોવામાં આવશે તે તમને હમેશ પસંદ પડે એવા અગર તો સૌથી શ્રેષ્ઠ જીવન ગુજારવામાં તમને સહાય કરે એવા નહિ હોય. બન્ને લોકમાં આવી સ્થિતિ હોય છે. અને તેથી તમે કદાચ કહો પણ ખરા કે "જે બાબતમાં અજ્ઞાન સુખદાયી હોય તેમાં ડાહ્યા થવું મૂર્ખાઈભરેલું છે." પણ તમારી વિરુદ્ધ હોઈ શકે એવાં પ્રાણીઓની સંખ્યા કરતાં તમારા લાભમાં હોય એવાં પ્રાણીઓની સંખ્યા વધારે છે; અને જો તમે દૃઢ રહો અને ડરો નહિ તો આ નવો દેખાવ તમારી નજરે પડવાથી તમે નબળા ન થતાં ઊલટા સબળ થશો. જે મોજાંઓ બીકણને ડુબાવી મારે તે બહાદુર માણસને મદદરૂપ થાય છે. અને આ લોક અને પરલોક વચ્ચેના ભુવનમાં મોજાંઓ પુષ્કળ છે.

(અદ્દશ્ય પ્રાણીઓને મરજી ફાવે ત્યારે જોવા વિષે)

પણ તમારો સંદેશો શું છે?

બસ, બસ, અધીરા ન થાઓ. મારે તમને એ કહેવાનું છે કે જે લોકો આ છઠ્ઠી ઇન્દ્રિય—અથવા તમે ગમે તે નામે તેને સંબોધો—તેને એટલી બધી ખીલવવા ઇચ્છતા હોય કે જેથી કરીને તેમની ઇન્દ્રિયો દ્વારા તેઓ જાણી શકે કે તેમની આસપાસ ખરેખરાં પ્રાણીઓ વસે છે, તે લોકો જે ભુવનમાં પોતે જોવા ઇચ્છતા હોય તે ભુવનના નિયમો પાળે તો આ બક્ષિસ અથવા શક્તિ પ્રાપ્ત કરી શકે.

(છઠ્ઠી ઇન્દ્રિય)

દરેક જણ પ્રાપ્ત કરી શકે?

હા, દરેક મનુષ્યની અંદર આ શક્તિ હોય છે. તે ફક્ત મનુષ્યમાં જ હોય છે એમ નથી. ઘણાં જનાવરોની પણ દૃષ્ટિ ખૂલી ગયેલી હોય છે.

તેમના પાળનારાઓ આંધળાની માફક ન જોઈ શકે પણ તેઓ તો જોઈ શકે છે. તમને ફાવે તો તમે પણ જોઈ શકો. તે બધું તમારા ઉપર છે.

ઠીક, મને કહો કે કેવી રીતે જોઈ શકાય ?

હા, હું હમણાં તે જ કરું છું. તમારે ઔષધપત્ર જોઈએ છે; તમારી ચક્ષુઓ પર અંધકાર પ્રસરાવનારી તમારી જડતાને દૂર કરે એવી એક જાતની દવાની ગોળી જોઈએ છે. મારા મિત્ર, એ અસંભવિત છે. મારી પાસે એવી ગોળી નથી. તમારે માર્ગ કાપવાનો છે, પાઠ શીખવાના છે, નિયમો પાળવાના છે અને તે ઔષધપત્ર કે દવાના ઘૂંટડા કે જાદુમંત્રથી થઈ શકે એમ નથી.

નહિ, છઠ્ઠી ઇન્દ્રિય પ્રાપ્ત કરવાનો ટૂંકો માર્ગ છે જ નહિ. મેસ્મેરીઝમ અને હિપ્નોટીઝમ (માનસિક વિદ્યાઓ)માં તેવું કદાચ હોય, પણ હું તેટલું જ કહેવા માગતી નથી. કાળા માથાનું દરેક માનવી પરલોકવાસી આત્માઓને સામાન્ય રીતે જોતું થાય એ વસ્તુ સંભવિત છે એટલે એમ કે જેવી રીતે માણસ સ્થૂળ પદાર્થોને જેટલી સ્પષ્ટતાથી જોઈ, સાંભળી શકે છે તેટલી જ સ્પષ્ટતાથી તમારી ચારે તરફ આવી રહેલાં અદૃશ્ય સ્વરૂપ અને તેમના અવાજોને જોવાની તથા સાંભળવાની શક્તિ પ્રાપ્ત કરી શકે.

નિયમમાં રહેવી જોઈએ

આ શક્તિને નિયમમાં રાખવી જોઈએ. તમારી મરજીમાં આવે ત્યારે તમારાથી તમારી સૂક્ષ્મ દૃષ્ટિ બંધ ન થાય તો તેથી એકલું નુકસાન જ થાય. જે વિષયમાં તમારે તાત્કાલિક ધ્યાન આપવાનું હોય તેમાં એવો કટોકટીનો પ્રસંગ ઊભો થાય કે તમારે તમારી સર્વ શક્તિઓ તેમાં પરોવવી પડે તેવે અણીના વખતે તે વિષયને પડતો મૂકી આ લોક અને પરલોક વચ્ચેના ભુવનનો અધો દેખાવ તમે બેઠા બેઠા જોયા કરો તો કેટલું બધું નુકસાન થાય તેનો ખ્યાલ કરો. તમારાથી તમારી છઠ્ઠી ઇન્દ્રિય પર કાબૂ ન રખાય તો બહેતર છે કે તે પ્રાપ્ત ન કરવી. તે તમારા પર કાબૂ ચલાવે તેના કરતાં તેના વગર ચલાવવું એ વધારે સારું. જેવી રીતે તમે તમારા સૂક્ષ્મદર્શક યંત્ર કે દૂરબીનનો તમારી મરજીમાં આવે ત્યારે ઉપયોગ કરી શકો, તેમ આ શક્તિ પણ તમને ખપ પડે ત્યારે તેનો ઉપયોગ કરવા તમારી પાસે તૈયાર રહે. પરંતુ તમારી ઇચ્છા ઉપરાંત બીજાની મરજીને પરવશ પડી અતિ સૂક્ષ્મ અથવા અતિ દૂર આવેલી વસ્તુ જોવા માટે ચાલુ જીવનના કાર્યમાં વિક્ષેપ પડતો હોય તો તેના કરતાં એ સૂક્ષ્મદર્શક યંત્ર કે દૂરબીન બેમાંથી

એક પણ ન હોય તો વધારે સારું. હંમેશ દરેક માણસે પોતાની ઇન્દ્રિયો ઉપર અને ખાસ કરીને છઠ્ઠી ઇન્દ્રિય ( કહેવાય છે ) તેના ઉપર આધિપત્ય રાખવું જોઈએ.

હવે હમેશને માટે એક વખત હું કહી લઉં કે જે વસ્તુઓ આ જગતમાં ઘણી જ સામાન્ય અને અગત્યની છે તે જ વસ્તુઓ આ દુનિયાની છૂપી વસ્તુઓ તરીકે ગણાય છે. જે વસ્તુઓ આપણે સાધારણ રીતે જોઈએ છીએ તે વસ્તુઓ નિત્ય નથી. જડ પદાર્થોનાં છૂપાં તત્ત્વો જેવાં કે આકર્ષણ, ઉષ્ણતા, વિદ્યુત, હવા—દરેક વસ્તુ ટૂંકાણમાં જે કાંઈ હોય તે બધાં અદૃશ્ય છે અને છતાં સર્વને જાણીતાં છે. સૂક્ષ્મદેહીઓના સંબંધમાં પણ એમ જ છે; તેઓ તમારી ચારે તરફ છે; અને મેં હમણાં જે અદૃશ્ય વસ્તુઓ ગણાવી તેની માફક તેનું અસ્તિત્વ તમે અચૂક દર્શાવી શકો એમ છો.

૧૫મી માર્ચ. અદૃશ્ય

પણ જેમ કોઈ પણ વિષયની શોધખોળ કરવામાં તમારી પાસે પ્રથમ બધાં સાધનો તૈયાર જોઈએ, તેમ આ વિષયમાં પણ સર્વ જરૂરી વસ્તુઓ તમારી પાસે જોઈએ. પહેલી ખાસ અગત્યની વસ્તુ એ છે કે તમારું અંતઃકરણ બાળકના જેવું હોવું જોઈએ. જેનું અંતઃકરણ નાનાં બચ્ચાંના જેવું નથી તે આ રાજ્યમાં પ્રવેશ નહિ કરી શકે, એટલે કે અંતઃકરણ અજ્ઞાન હોવું જોઈએ એમ નહિ પણ તે હમેશ ભોળું, જે જુએ તેનો હંમેશ વિચાર કરતું અને બિનસ્વાર્થી હોવું જોઈએ. હાલના જમાનાના અતિશય સ્વાર્થીપણાથી, આ અગર પેલી બાબત શું છે તે સરળ હૃદયે જાણવાને બદલે, તમારા પોતાના ઉપર તેથી કેવી અસર થશે એ વિષે આખો ઘડીએ સવાલો ઉઠાવ્યા કરવાથી તમને ફતેહ મળવાની તક બગડી જશે. આ બાબતમાં તમે બાળકના જેવા હૃદયથી તપાસ કરવા નિશ્ચય કરો એટલે તમે પ્રથમ ઇચ્છિત વસ્તુ મેળવી. બીજી વસ્તુ પણ પહેલાંના કરતાં જુદી નથી. તમારું હૃદય બાળકના જેવું હોવું જોઈએ એટલું જ નહિ પરંતુ તમારી તર્કશક્તિ અને અક્કલ પુખ્ત ઉંમરના મનુષ્યને છાજે એવી તીવ્ર હોવી જોઈએ. ખોટી મોહજાળ પુષ્કળ છે અને ખાડાઓ પણ ઘણા છે. તમને તમારી સર્વ મગજશક્તિઓની જરૂર છે. સાવચેત રહો, એક બાળકની માફક બધું કબૂલ કરો; પણ પ્રથમથી ખોટો અભિપ્રાય બાંધ્યા વગર નિષ્પક્ષપાતપણે એક પુખ્ત ઉંમરના પુરુષને છાજે

ત્રણ જરૂરી વસ્તુઓ

*

(૨) તર્કશક્તિ અને અક્કલ

એવી રીતે દરેક વસ્તુની પરીક્ષા કરી તેની કસોટી કરો. અને ત્રીજી જરૂરી વસ્તુ ધૈર્ય છે. વખત અને ધૈર્ય વિના કાંઈ થઈ શકે નહિ. પણ જો તમારું હૃદય એક બાળકના જેવું હોય, પુખ્ત ઉંમરના મનુષ્ય જેવું મન હોય, અને આશાવંત તથા કદી કંટાળો ન ખાય એવું ધૈર્ય હોય, તો ત્રણે જરૂરી વસ્તુઓ તમે પ્રાપ્ત કરી એમ કહેવાય.

(૩) ધૈર્ય

બીજી એક વસ્તુ છે તે મારે કહેવી જોઈતી હતી. અને તે તમારી નીચે, ઉપર અને ચારે તરફ આવી રહેલી છે. તે પ્રેમ છે. પ્રેમથી પ્રેરાયા વગર તમે આ બાબતમાં તપાસ કરવા માંડશો તો હું એમ નથી કહેતી કે તમને ફતેહ નહિ મળે—નિયમ પાળો તો ફતેહ તો મળે જ—પણ કોઈ પણ પ્રકારની સારી લાગણી વગર માત્ર કુતૂહલને ખાતર નહિ પણ પ્રેમને ખાતર જો આ બાબતમાં તપાસ કરો તો તેનું પરિણામ જુદું જ આવે અને તે પરિણામને અંગે તમને જે આશ્વાસન અને શાંતિ મળે તેમાં પણ ઘણો ફેર પડે. સત્યને માટે પ્રેમ હોય એ સારું છે. પણ તમે જોશો કે સત્યને માટે પ્રેમ હોય અને બીજું આ દુનિયામાં આવેલા આત્માઓ સાથે સંદેશા ચલાવવાની આત્માની તીવ્ર ઇચ્છા હોય તો આ બેવડો પ્રવાહ વધારે સબળ થાય. અને તમને પરિણામ સારું મળે. ઉષ્ણ પ્રદેશમાં અગર શીત પ્રદેશમાં તમે પુષ્પ ઉગાડી શકો, પણ શીત પ્રદેશનો બરફ કરતાં ઉષ્ણ પ્રદેશની ગરમીમાં પુષ્પો વધારે સારાં અને વધારે સહેલાઈથી ઉગાડી શકાય. આત્માને લગતી દરેક બાબતમાં ઉષ્ણતા અગર શીતળતાનો આધાર પ્રેમ ઉપર છે.

પ્રેમ

અને હવે માનસિક જરૂરિયાતો જણાવ્યા પછી શારીરિક બાબતો વિષે હું કહું છું. તમે તપાસ શરૂ કરો તે વખતે તમારી તંદુરસ્તી સારી ન હોય છતાં તમે ફતેહ પામો. પણ જેમ જે *બાબતમાં ધ્યાન, સશક્ત મન અને હિમ્મતની જરૂર* હોય તેમાં પાર પાડવા માટે રોગી અથવા અશક્ત માણસને ઘણી મુશ્કેલી પડે, તે જ પ્રમાણે આ બાબતમાં પણ છે. ઉપર કહેલા સારામાં સારાં સાધનોવાળો સંશોધક પણ શારીરિક વેદના થતી હોય તો શોધ કરતો અટકી પડે. મારે એ વિષયમાં કશું નવું કહેવાનું નથી. આરોગ્યના નિયમો પાળો. નહાવો, ધુઓ, સ્વચ્છ રહો. ઘણા ગંદા મહાત્માઓએ અલૌકિક દર્શન કર્યાં છે એ ખરું, પણ તેમનું શરીર સ્વચ્છ હોત તો તેમને વધારે સ્પષ્ટ દર્શનો થઈ શકત. કસરત

*શારીરિક સ્થિતિ*

કરો; ખાનપાનને ખાતર ન જીવો પણ જીવનને ખાતર ખાઓપીઓ. ના, ખોરાક વિષે હું કાંઈ પ્રતિબંધ કરતી નથી. તમને જેનાથી વધારે તાકાત આવે એવો ખોરાક ખાઓ. ખાવા અને પીવા માટે એક જ નિયમ છે. તેનો ઉપયોગ કરો.

ત્યારે એકલા શાકાહાર પર રહેવાનું તમે નથી કહેતા.

ના, જે કામ મારે પાર પાડવાનાં છે તેને માટે હું નથી ધારતી કે મારે તમને શાકાહાર કરવાનું જ કહેવું. તમે અત્યાર સુધી એકલા શાકાહારી હોય તો જુદી વાત છે. તો તેથી કદાચ તમને વધારે લાભ થાય. પણ તમે અને બીજા બધા લોકો જે શાકાહાર તેમ જ માંસાહાર કરવા ટેવાયેલા છે તેમણે સૂક્ષ્મ દૃષ્ટિ પ્રાપ્ત કરવા માટે એકલા શાકાહારી થવું એ ડહાપણભરેલું નહિ કહેવાય; કારણ કે નવા ખોરાકની ટેવ પાડવા માંડો એ અરસામાં તમારી તબિયત એટલી બધી બગડી જાય કે તમને ફાયદો કરતાં નુકસાન વધારે થઈ જાય અને તે જ નિયમ અનુસાર આ વિષયમાં સ્નેહ મેળવવા માટે પરણેલા લોકોએ પરિણીત જિંદગીનો ભોગ ભોગવતાં બંધ રહેવું એમ હું ધારતી નથી. પ્રેમ વગર સંયોગ કદી થાય જ નહિ. પણ જ્યારે પૂર્ણ પ્રેમથી સંપૂર્ણ એકમયતા થાય ત્યારે પૂર્ણ જીવન કેટલેક અંશે પ્રાપ્ત કર્યું કહેવાય. આ પૂર્ણ જીવનનું એક તત્ત્વ એવું છે કે તેનાથી સૂક્ષ્મ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે.

૧૭મી માર્ચ

મારે તમને જે કહેવાનું છે તેનો ખાસ વધારે અગત્યનો ભાગ હવે આપણે શરૂ કરીશું. મેં જે કહ્યું તે જીવનનો એક સાધારણ નિયમ છે, અને સૂક્ષ્મ દૃષ્ટિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરનારને જેટલો ઉપયોગી છે તેટલો બીજા કોઈને પણ છે. તે બધાનો સારાંશ એક શબ્દમાં જ આવી જાય છે કે "જીવો અને પ્રેમથી ચાહો." હવે તમને અને તમારી મારફતે 'બોર્ડરલૅન્ડ' ( Borderland )ના વાચકોને જે ખાસ સંદેશો આપવાનો છે તે હું લખું છું.

સંદેશો લખનારની ટીકા

હવે, અત્રે મને સંદેશો મોકલનારના કામમાં વિક્ષેપ પાડી હું એમ કહેવા માગું છું કે તે શું કહેવાની છે તેનો મને લેશમાત્ર પણ ખ્યાલ નથી. હું એ બાબતમાં ઘણો શંકાશીલ છું એવો મને ડર લાગે છે. તે કહે છે એટલી બધી સહેલાઈથી અગર તો ચોક્કસપણે અદૃશ્ય આત્માઓ દૃશ્યમાન થાય એ હું સ્પષ્ટપણે માનતો નથી. કદાચ હું ખોટો હરું. જીવતા લોકો આપોઆપ બીજાઓ તરફના સંદેશાઓ અણજાણપણે લખી શકે એ હકીકત જ્યારે જુલિયાએ મને કહી ત્યારે તે માનવામાં

મને શંકા લાગતી હતી એ વાત હું કદી ભૂલી જાઉં એમ નથી, પણ તે વખતે તેણે કહ્યું હતું તે સત્ય પડયું અને આ વખતે પણ સત્ય પડે, પણ તેની વિરુદ્ધમાં મુશ્કેલીઓ પુષ્કળ છે. મને ઉમેદ છે કે હું ખોટો પડું. આ સંદેશાની શરૂઆતમાં જે ચોંકાવનારી બાબત આપવામાં આવી છે તેના જેવું મને બીજું કાંઈ લખાવવામાં આવે તો તે વિષે મારા સ્થૂળ મનમાં સહેજ પણ વિચાર નથી, એ હકીકત પહેલેથી લખી દેવાનું હું વાજબી સમજું છું. તે શું કહેશે તે વિષે હું કાંઈ કલ્પના પણ કરી શકતો નથી.

ના, હું તે જાણું છું. કેટલીક વખત તમારા સ્થૂળ મન પર હું અસર કરી શકું છું અને હું તેમ કરું છું પણ ખરી. કેટલીક વખત મારાથી તેમ નથી થઈ શકતું. કેટલીક વખત જો કે હું તેમ કરી શકું પણ હું જાણી જોઈને નથી કરતી. આ બાબત છેલ્લા પ્રકારમાં આવી જાય છે.

હવે, જ્યાં તમે એકાંતમાં રહી શકો એવી જગ્યાની પ્રથમ જરૂર છે. તમારી ઓરડીમાં બેસો. એકાંત, માયાવી દુનિયાથી અળગા રહેવું, એ સૌથી પહેલી વસ્તુ છે. બારણું બંધ કર્યા પછી, થોડો વખત એકલા રહો, કે જેથી કરી દુનિયાના વિચારો અને ફિકરરૂપી મોજાંઓ શાંત પડે. કેટલીક વખત થોડી મિનિટમાં તમે શાંત અને સ્થિર થઈ શકો છો; પણ કેટલીક વખત ઘણો વખત થાય તો પણ તમારું મગજ શાંત પડતું નથી. તમારે આ સંદેશો ખરો યા ખોટો છે તેની સાબિતી કરવી હોય તો તમારે શાંત રહેવું જોઈએ. તમારું મન જ્યારે ભમતું હોય, અગર તમારું મન દ્વેષી થયું હોય અથવા તો તેલ પૂર્યા વગર ફર્યા કરતું પૈડું જેમ ચૂં ચૂં કર્યા કરતું હોય તેમ તમારું મન ફર્યા કરતું હોય અને ચિત્કાર કરતું હોય તે વખતે તમે પ્રયત્ન ન કરશો પણ જ્યારે તમારી તંદુરસ્તી સારી હોય, તમારું મન શાંત હોય અને તમારો સ્વભાવ ગંભીર હોય તથા આનંદમાં હોય, તે વખતે તમારી ઓરડીમાં જઈ બારણાં બંધ કરી બેસો.

એકાંતમાં રહો

અને બારીઓ પણ બંધ કરવી ?

ઓરડીમાં અંધારું કરવાની જરૂર નથી, પણ જો ઓરડી માંહેની વસ્તુઓથી અગર બારીએથી નજરે પડતા દેખાવથી મન અસ્થિર થતું હોય અને મનને એકતાર થવામાં વાંધો પડતો હોય તો તમારે બારીઓ બંધ કરી અંધારું કરવું, પણ જો તમે ખાસ શાંત મગજના ન હોવ, તો શરૂઆતમાં ઓરડીમાં અંધારું કરવામાં આવે તો સારું.

તમે એકલા અને શાંત હોવ, અને બારણે તાળું મારેલું હોય કે

જેથી કોઈ પણ તમને વિક્ષેપ પડાવી ન શકે, તે વખતે તમે બને તેટલી સગવડતાથી બેસો કે જેથી કરી તમને કોઈ પણ પ્રકારની

અને શાંત રહો શારીરિક અગવડ ન લાગે અથવા તો તમારું ધ્યાન તમારા શરીર તરફ ખેંચાય નહિ.

બેસવું અને ઘૂંટણીએ નહિ પડવું ?

હું તમને ઘૂંટણીએ પડવાની સલાહ આપતી નથી. એ સ્થિતિ વધારે વખત થાય એટલે અગવડભરેલી લાગે છે અને જે સ્થિતિમાં તમને લાગે કે તમે અમુક સ્થિતિમાં બેઠા છો કે ઊભા છો તે સ્થિતિ સારી નથી. તમારે એવું કરવું જોઈએ કે જેથી શરીરની સર્વ ઇન્દ્રિયોનું તમે ભાન ભૂલી જાઓ.

ત્યારે સૂઈ કેમ ન જવું ?

હું તમને સૂઈ જવાની સલાહ નથી આપતી; કારણ કે તેથી ઊંઘ આવવા સંભવ છે, અને અદૃશ્ય વસ્તુનું તમને દર્શન થાય તે સ્વપ્નમાં કદાચ થયું હોય એવો ઘોટાળો ઊભો કરવા હું ઇચ્છતી નથી. તેથી બને તેટલી સ્વસ્થતાથી બેસો અને બને તેટલું તમારા દેહ વિષેનું ભાન ભૂલો.

અત્રે પાછું વચ્ચે પડી કહું છું કે આ પરથી મને એવું લાગે છે કે જાણે તે એક પ્રકારનું પોતાની જાત પર હિપ્નોટિઝમ કરાવવા સલાહ આપતી ન હોય. જાણે કોઈ ફકીરની માફક પોતાના નાકની અણી પર એકી નજરે

લખનારનો વાંધો જોયા કરવું, અથવા તો તેના જેવું જ કાંઈક કરવું—આમ કરવું, મને પસંદ નથી—અને તેને મારો અભિપ્રાય કહો કે અણગમો કહો પણ તેમાં મને શ્રદ્ધા નથી. અત્યાર સુધી તેણે જે કહ્યું છે તે ખરું થઈ શકે એવું સરળ લાગે છે, પણ—પણ—કંઈ નહિ. ભલે તે આગળ લખાવે.

તમે કેટલા બધા અધીરા અને અશ્રદ્ધાળુ છો ! તમારી પસંદગી કે નાપસંદગીની અત્રે વાત નથી, છે ? તમારે નિષ્ફળ ન થવું હોય તો જે નિયમો તમારે પાળવાના છે તે નિયમોનું તમારે

યોગ્ય ઠપકો જ્ઞાન મેળવવું જોઈએ. ઘણી વખત ખલાસીને ભરતી નડે છે પરંતુ ભરતી માટે ખલાસીને જે અણગમો હોય તેનો તે વિચાર કર્યા કરતો નથી. સાંભળો, હું તમારો વખત નકામો નથી ગુમાવતી. મારે તમને આટલું કહેવાનું છે, અને હું તમને કહું તે પ્રમાણે તમે કરો તો ધાર્યું પરિણામ આવશે, નહિ કરો તો નહિ આવે. એમાં કાંઈ જબરજસ્તીની વાત નથી. દાખલા તરીકે, હું જે લખું તેને માત્ર વાંચવાને બદલે તમે મને જોવા તથા હું કહું તે

સાંભળવા ઇચ્છો છો, તમે મારી સૂચના મુજબ ચાલો અને તમારી પસંદગી, નાપસંદગીના સવાલો ઉઠાવી મારી સૂચનાઓમાં વિક્ષેપ ન પડાવો તો તમે મને જોઈ શકશો, હું બોલું તે સાંભળી શકશો અને મને સ્પર્શ પણ કરી શકશો. તમારી પસંદગી કે ગેરપસંદગી કાંઈ વિસાતમાં નથી.

અંધારી ઓરડીમાં તમે એકલા બેસો; કારણ કે પ્રથમ અંધારામાં પ્રયત્ન કરવો સારો છે—ત્યારે તમારે આ
વિક્ષેપ પ્રમાણે કરવું.

અત્રે લખાણ અટકી ગયું. પછી બીજી જાતના અક્ષરોમાં નીચે પ્રમાણે લખાયું :

અમારો માર્ગદર્શક ભલો ફિરસ્તો ફરીથી આવી તમને જે બધું કહેવાનું હશે તે કહેશે. હમણાં તમે થોભો. વધારે નહિ લખાવાય. ફિકર ન કરો.

હું દિલગીર છું કે કાલે મારે તમને છોડીને જતા રહેવું પડ્યું. પણ મારે બીજે ઠેકાણે એકદમ જવાનું હતું, તેથી
૧૮મી માર્ચ, ૧૮૯૭ હું ચાલી ગઈ. પણ હવે હું પાછી આવી છું, જ્યાંથી બાકી રહ્યું છે ત્યાંથી હું આગળ લખાવું છું.

તમારી ચારે તરફ વસતા અદૃશ્ય આત્માઓને જોઈ શકવા માટે તમારી દૃષ્ટિ ખોલવી હોય તો તમારે પ્રથમ ઘણા શાંત રહેવું જોઈએ. મેં તમને કહ્યું છે તેમ કોઈ પણ જાતનો ખાસ પ્રયત્ન ન કરો. સ્વસ્થ થઈ બેસી રહો. તમારું ચિત્ત એટલું બધું સ્થિર થઈ જવું જોઈએ કે બહારની દુનિયાની તમારા ઉપર જરાયે અસર ન થાય, અને તમારી અંદર અને તમારી આસપાસ રહેલી સત્ય દુનિયાનું તમને ભાન થાય.

ત્યારે પ્રથમ તમે તદ્દન શાંત અને સ્થિર થાઓ, પછી તમારી આંખો મીંચો અને તમે જેને જોવા ઇચ્છતા હો તેનું ધ્યાન ધરો. જો તમે તમારા મિત્રનું ધ્યાન ધરતા હોવ અને તે મિત્ર જીવતો
શું કરવું હોય, સદેહ હોય તો તે જ વખતે તમારો મિત્ર શાંત અને એકલો હોય, જો કે તેમ હોવાની ખાસ અગત્ય નથી, તો તેથી તમારું કામ સરળ થાય. બન્ને આત્માઓ એક જ વસ્તુ માટે એકતાર થઈ પ્રયત્ન કરતા હોય તો મુશ્કેલી ઓછી નડે. પણ તમારે બન્નેએ ખરેખરા એકતાર થવું જોઈએ, ઉપરઉપરથી નહિ. એકની ઇચ્છા એવી હોવી જોઈએ કે દર્શન આપવું, બીજાની એવી કે દર્શન

પામવું. તમે એકાંતમાં હોવ તે વખતે હાલચાલ ન કરો. તમારી આંખો મીંચો, અને બીજી બાહ્ય વસ્તુઓને બદલે, બને તેટલી શાંતિ અને સ્પષ્ટતાથી તમારા મિત્રનું ધ્યાન ધરો. તે તમારે ત્યાં આવવાનો હોય, તો એકચિત્તે તમારું સર્વ ધ્યાન તેના એકલાના ઉપર ચોંટાડી ધ્યાન ધરો, તેનું પૂરેપૂરું ધ્યાન ધરો. જાણે તમે તેને સરજાવતા હોવ તેમ તમારા મનમાં તેની મૂર્તિ ખડી કરો. અને આ બધો વખત તે તમારી પાસે આવે એવું તમારા ખરા દિલથી ઇચ્છો. જ્યાં હોય ત્યાં, આ જ વખતે તેણે પણ એકાંતમાં આંખો મીંચીને બેસવું, અને તમે જ્યાં હોવ ત્યાં તમારી પાસે આવવા એકચિત્તે વિચાર કરવો. તમારા ઉપર સરળ અને અંતઃપૂર્વક સંદેશો મોકલવાનું પણ તેણે ધ્યાન ધરવું; તે સંદેશો તેને મોઢે તૈયાર હોવો જોઈએ; તેને તાણીને બોલવાની જરૂર નથી પણ તમારાથી સંભળાશે એવી તેના મનમાં શાંત, આતુર શ્રદ્ધા હોવી જોઈએ. તમે તે સાંભળો, એવી ઇચ્છાથી તેણે તે મનમાં ફરીથી બોલી જવો જોઈએ. બસ.

વિચારરૂપી મૂર્તિ રચો

તમે, અથવા એકદિલવાળા કોઈ બીજા બે માણસો, આ પ્રમાણે કરે, દૃઢતાથી અને યથાર્થ રીતે કરે, તો તમે એકબીજાને જોઈ શકો અને તેમનું કહેવાનું સાંભળી શકો. આ કામ એક દિવસમાં થઈ જાય એમ નથી. કેટલાક સૂક્ષ્મ દૃષ્ટિ ખીલવવાની લાયકાત ધરાવનારા, જે એકદિલના હોય તે લોકો આ કામ જલદીથી પાર પાડી શકે છે. જેમ જીવતા મનુષ્યોના સંદેશાઓ તમે આપોઆપ લખી શકો એમ કહ્યું હતું તે તમને અનુભવે સત્ય જણાયું, તેમ તમે તમારી જાતે આ બાબતમાં પ્રયત્ન કરશો તો તમને જણાશે કે મેં કહ્યું છે તે સત્ય છે. આમાં વધારે પ્રયત્ન કરવો પડે છે. ચિત્તમાં વિક્ષેપ પડાવનાર અનેક જાતની ફિકરચિંતાઓને દૂર કરવાનું કામ અઘરું લાગે છે. તે સિવાય બીજી કાંઈ મુશ્કેલી પડતી નથી. એકાંતમાં બેસો, શાંતિથી બેસો, તમે કાંઈ ગ્રહણ કરવા બેઠા હોય એવી પ્રકૃતિ રાખો, અને હું કહું છું તે ખરું છે યા ખોટું તે તમે પારખી શકશો.

વચન

આવી શૂન્યવૃત્તિ કેટલો વખત સુધી રહેવી જોઈએ ? અને આપણા પ્રયત્નો ફળીભૂત થવા માટે કેટલી વાર આપણે પ્રયત્ન કરવા જોઈએ ?

એ બધાંનો આધાર દરેક મનુષ્યની પ્રકૃતિ અને દુનિયાદારીના કામકાજમાંથી તેના ચિત્તનો નિરોધ કરવાની શક્તિ ઉપર છે. નિદ્રાવશ તેમ જ જાગૃત મનુષ્યોની ઇચ્છાને આધીન થઈ લાંબો વખત વિચાર-શૂન્ય રહ્યા વગર જીવતા મનુષ્યનું વાયુસ્વરૂપ (double) તેમને આવી

મળે છે એવા દાખલાઓ તમારી જાણમાં છે. પણ શરૂઆતમાં એમ પણ બને કે અત્યંત પ્રયત્ન કરવા જાઓ તો તેથી ચિત્તવૃત્તિમાં વિક્ષેપ પડે: તમે પ્રયત્ન કરી રહ્યા છો એ બાબતમાં તમારું ધ્યાન એટલું બધું પરોવાય કે તમે તમારા મિત્રનું ધ્યાન ન ધરી શકો.

આ બાબતમાં કાંઈ ચોક્કસ નિયમ નથી. મારે કહેવું જોઈએ કે સૌથી શ્રેષ્ઠ સામાન્ય નિયમ એ છે કે બળાત્કારે કાંઈ કામ કરો નહિ. તમે પાંચ મિનિટમાં થાકી જાઓ, તો તરત બંધ કરો. તમે તમારા ચિત્તની એકાગ્રતા અને શાંતિ વધુ વખત રાખી શકતા હોવ તો તેમ કરો. પણ એટલું યાદ રાખજો કે તમને શ્રમ પડયો છે એમ ન લાગે; કારણ કે તેથી નુકસાન થાય છે. ખરું જોતાં શ્રમ લાગવો જ ન જોઈએ, તેમ ખાસ પ્રયત્ન પણ ન હોવો જોઈએ. જોઈ શકાય એટલા માટે માત્ર ચિત્તની શાંતિ રાખી બેસવાનું. તમારી ઇચ્છાશક્તિને એટલી બધી તીવ્ર કરવાની નથી કે જેથી તમારા મગજને તસ્દી પડે. આવી ભૂલભરેલી કલ્પના કરશો જ નહિ. ખરી હકીકત એથી ઊલટી છે. શાંત રહો, સાંભળો અને જોયા કરો. આગળ તમને તમારો અનુભવ જ રસ્તો બતાવશે. તમને કોઈ રીતે નુકસાન થાય તો તે વાત છોડી દેજો. તમારા હમેશનાં કામમાં તેથી ખલેલ થતું હોય તો તેનું નામ ન લેતા. પણ તમે આ શક્તિ પ્રાપ્ત કરો, અને તમારી પોતીકી વસ્તુ હોય એવી રીતે તમારા કાબૂમાં રાખો, તો વિયોગ જેવું તમારે માટે કાંઈ રહેશે નહિ. જો બન્નેનાં દિલ એક સરખાં ન હોય તો આ પ્રયત્ન સફળ ન થાય. પણ ત્યારે તે બન્નેનો વિયોગ થયો એવું પણ નહિ કહેવાય.

બળાત્કારે કામ ન કરો

પણ આમ જે દર્શન થાય તે કલ્પનાશક્તિના ચાલુ પ્રયત્નને લીધે તો નથી ? અંધારામાં ખડી થતી આવી મૂર્તિમાં કાંઈ સત્યતા છે ખરી ?

કલ્પનાશક્તિ એટલે શું ? તમે જે જોવા ઇચ્છતા હોવ તે જ જુઓ તો તમારો વાંધો બરાબર કહેવાય. પણ તમે તમારા મિત્રનું ધ્યાન ધારો તેમાં ધારો કે તેણે રાખોડી રંગના કોટપાટલૂન પહેર્યાં છે, પરંતુ તમે તેને જુઓ ત્યારે ભૂરાં કોટપાટલૂન જ પહેરેલાં હોય, તો તેને તમે એકલી કલ્પનાશક્તિનું પરિણામ કહેશો ? અથવા ધારો કે અમુક માણસ પાસે તમે સંદેશો માંગો છો. તમે તેની મૂર્તિનું ધ્યાન ધારો છો. તે મૂર્તિ તમારી સામે ખડી થઈ તમને કહે છે. તે તમને કહે

તે તમે જાણતા નહોતા, પણ તમે તપાસ કરો તો તમને માલૂમ પડે કે તમારો મિત્ર તે વખતે તમને તે જ પ્રમાણે કહેતો હતો, તો આ બધાંને તમે એકલી કલ્પનાશક્તિનું પરિણામ કહેશો ? નહિ; મેં કહ્યું છે તે ખરું છે. આ સાદા નિયમો તમે પાળો તો જે મિત્રની સાથે તમે એકદિલ હોવ તેની જીવન્ત મૂર્તિ તમારી સામે તમે ખડી કરી શકો.

હું, મને આશ્ચર્ય લાગે છે—?

આ નિયમો એટલા બધા સાદા છે કે તમને પસંદ પડતા નથી. ઠીક, કાંઈક જાદુભરેલું કે વધારે વિચિત્રતાભરેલું તમને કહ્યું હોત તો તમને વધારે પસંદ પડત; પણ આ બધા ચેપની કાંઈ જરૂર નથી. ખરું સત્ય તો એ છે કે તમારા સ્થૂળ દેહમાં જ તમારું સર્વ ધ્યાન ન પરોવતાં, તમે તમારા આત્માનો ઉપયોગ કરો તો તમે બધા એ જ પ્રમાણે કરી શકો.

પણ આ મૂર્તિ દેખાય તે આંખો બંધ કરી એકલી સૂક્ષ્મ દૃષ્ટિથી જ દેખાય ?

પ્રથમ સામાન્ય રીતે તેમ થશે. પણ થોડો વખત ગયા પછી તમે અથવા તમારામાંના કેટલાક તેને જડ પદાર્થોની બનેલી હોય એવી કરી શકશો કે તે તમને તમારી સ્થૂળ દૃષ્ટિએ દિવસના વખતમાં પણ દેખી શકાશે. જે મનુષ્યને તમે જોઈ શકતા હોવ, જેનું કહેવું સાંભળી શકતા હોવ અને જેનો સ્પર્શ કરી શકતા હોવ તેને બીજા લોકો કદાચ ન જોઈ શકે, પણ તમને તો લાગશે કે તે તમારી સન્મુખ હાજર છે.

સત્ય વસ્તુ

ત્યારે દેહમુક્ત થયેલા આત્માઓના સંબંધમાં પણ આ જ નિયમ લાગુ પડે છે ?

હા, પણ તેમાં કેટલીક બાબતોમાં ફેર છે. દાખલા તરીકે, દેહમુક્ત થયેલા આત્માઓના સંબંધમાં તમારી સૂક્ષ્મ દૃષ્ટિ કેટલે દરજ્જે ખરી છે તે જડ પદાર્થો અને સ્થૂળ શરીર પર થયેલી અસરોથી તમે ન સમજી શકો. તેથી પ્રથમ સ્થૂળદેહવાળા મનુષ્યના સંબંધમાં આવી શરૂઆત કરવી એ સારું છે. પણ આત્મા તે આત્મા છે, તેમાં ફેર નથી, અને તે સ્થૂળ દેહમાં વસેલો હોય તેથી તેની સાથે સંદેશા ચલાવવાનું કામ વધારે સહેલું કે વધારે મુશ્કેલ બનતું નથી.

અરે, મારા મિત્ર, હું ઇચ્છું છું કે તમારી દૃષ્ટિ ખૂલે અને તમે જોતા થાઓ તો કેવું સારું ! તમે તમારા દેહરૂપી કોટડામાંથી બહાર

નીકળી આખી દુનિયાને તમારી કરી શકો એમ છો, છતાં તમે એક કોટડામાં જ પડેલા છો. જે વારસાનું વર્ણન કરવાનો મેં સહેજસાજ પ્રયત્ન કર્યો છે તે વારસાના તમે માલિક છો, છતાં તમે સ્થૂળ જીવનમાં જ કેમ મચ્યા રહો છો ? શા માટે તમે એમ કરો છો ? સમય અને અંતરનો તમને હિસાબ નથી. તમારો મિત્ર તમારાથી ગમે તેટલો દૂર વસતો હોય તો પણ તમે તેની સાથે રહી શકો એમ છે. તો પછી તમારા દેહરૂપી નાનકડા કોટડા બહાર તમે ન જઈ શકો એવી રીતે તમે કેમ રહો છો ? તમે એમ કેમ ધારો છો અને વર્તો છો ? એટલા માટે તમારે એકાંત અને શાંતિની જરૂર છે. પણ બેશક, તમારે એમ ન ધારવું કે આત્માની આ અદૃશ્ય દુનિયા જે તમારી સમક્ષ થોડા વખતમાં ખુલશે તેને તમે એક મિનિટમાં પ્રાપ્ત કરી શકશો. તેમ થતાં પહેલાં તમારે ઘણું શીખવાનું છે, ઘણી ભૂમિકાઓમાંથી પસાર થવાનું છે; પણ શરૂઆત કરો. વાયુસ્વરૂપની સત્યતા વિષે તમે જાણો છો; તેની મરજી ફાવે ત્યાં પવનની માફક તે આવે-જાય છે. એટલા જ ચિહ્ન અને પુરાવા પરથી તમે સમજી શકશો કે આત્માના સામર્થ્ય સાથે સરખાવતાં આ માયિક દુનિયા એક અંધારા ભોંયરા સમાન છે.*

ત્યજાયેલા વારસો

## ૬. આત્માને વીસરવા વિષે તથા તેને પુનઃ પ્રાપ્ત કરવા વિષે

મારા પરમ પ્રિય મિત્ર, આ હું "બોર્ડરલૅન્ડ"માં છાપવા માટે લખું છું.

૨૧મી જુલાઈ, ૧૮૯૭

તે શું બાબત પર હશે તેનો મને ખ્યાલ સરખો પણ નથી.

ઓહો ! આ વર્ષે મહારાણીની ચિરસ્મરણીય જ્યુબિલી કરવાનો તમને કેવો સારો પ્રસંગ આવ્યો છે.

હં ! તમને જ્યુબિલીમાં આનંદ લાગે છે ?

હા, જે જે બાબતોની મનુષ્યના દિલ અને આત્મા ઉપર અસર થાય છે તેમાં જેમ અમને રસ પડે છે તેમ એમાં (જ્યુબિલીમાં) પણ અમને રસ પડે છે. તમે તમારા મનમાં જે વિચાર કરો છો તે અમે જોઈએ છીએ. તમે જે કરો છો તે પણ અમે જોઈએ છીએ. અને તમે તમને પ્રાપ્ત થયેલા પ્રસંગનો સદુપયોગ કરવા માગતા હોવ તો તમારે

* પરિશિષ્ટ વાંચો

શું કરવું જોઈએ તે પણ અમે જોઈ શકીએ છીએ. અને આજે તે જ તમારા હાથથી હું લખવા માગું છું.

મારા અંગત અભિપ્રાય પ્રમાણે તો જુલિયા જ્યુબિલીમાં માથું મારે એ માને સારું લાગતું નથી. કદાચ તે ખોટું હોય તો પણ હું ઇચ્છું છું કે તે આવા કામમાં ન ભેળાય તો સારું.

હા, હું સમજું છું, પણ મારે તમને અમુક વસ્તુઓ કહેવાની છે અને તે વખતે તમને શું ગમે છે અને શું નથી ગમતું તેની હું પરવા નથી કરતી. મારે તમને એટલું કહેવાનું છે કે હંમેશને માટે શ્રેય કરવા માટે જ્યુબિલીએ તમને ઘણી સારી તક આપેલી છે. તમે અત્યાર સુધી જે કર્યું છે તે બધું ઘણું સારું અને ઉપયોગી કર્યું છે. પણ ખરી જ્યુબિલી તમારે હવે શરૂ કરવાની છે.

મારો સંદેશો કે જુલિયાનો ?

ગર્વ અને સત્તાથી તમે સ્વાર્થી બની મઝા માણી છે. તમારામાં મિથ્યાભિમાન આવ્યું છે. તેનો તમારે બદલો વાળવાનો છે. સર્વ બક્ષિસો આપનાર મહાન પ્રભુને ચરણે પડી તમે તેમ કરી શકશો, નહિ તો થોડા વખતમાં તમે અધોગતિમાં આવી પડશો.

આ તો પહેલાં મેં કહ્યું છે તેવું તે જ છે.

અરે, તમે મને શાંતિથી કેમ નથી લખવા દેતા ? તમારા વાંધાઓ કેમ પડતા નથી મૂકતા ? મારે જે કહેવું હોય તે મને કહી લેવા દો, પછી તમે તમારા વાંધાઓ રજૂ કરો. પણ અત્રે મારે કહેવું જોઈએ કે કંઈ બાબત તમે તમારી મેળે કહો છો અને કંઈ બાબત અમે તમારા મન ઉપર અસર કરીએ છીએ તેથી કહો છો એ બેને બરાબર સમજવાનું તમને મુશ્કેલ થઈ પડશે. પણ હમણાં હું લખું છું તો મને મહેરબાની કરી વચ્ચે અડચણ કર્યા વગર લખવા દો.

હું એમ કહેવા માગું છું કે પહેલાં કરતાં હાલ લોકો સત્ય વસ્તુ વધારે સારી રીતે સમજી શકશે. જ્યુબિલીથી મનુષ્યનું મન જાગ્રત થયું છે. અને જાગ્રત થયું એટલે તમારું અડધું કામ પતી ગયું. તમારે માટે દ્વાર ખુલ્લું થયેલું છે; તેમાંથી જવું એટલું જ તમારે હવે કરવાનું છે; અને આવા ઉપરાચાપરી સવાલો અને વાંધાઓ ઉઠાવ્યા ન કરો અને મારે જે કહેવું હોય તે કહેવા દો તો હું ધારું છું કે તમે કબૂલ કરશો કે મારે એવું કાંઈક કહેવાનું છે કે જે તમે અત્યાર સુધી કહ્યું નથી અને

જે કદાચ તમે અત્યાર પછી કહેશો. તમે પુનર્જાગૃતિ માટે જે કહ્યું છે તે ઠીક છે; પણ એ પુનર્જાગૃતિ કેમ થાય તે હું તમને બતાવવા ઇચ્છું છું.

એ સંબંધમાં બધું કહેવા બેસું તો બહુ વખત જોઈએ, પણ કેટલીક વસ્તુઓ ટૂંકમાં કહી શકાય એમ છે તે કહું છું. તમે જોશો કે તેમાં બધા વિચારો તમારા પોતાના નથી.

**હાલના જમાનાની મોટામાં મોટી ખામી**

સૌથી પહેલાં, આ સંબંધમાં સૌથી પ્રથમ બાબત તમારે એ વિચારવાની છે કે જે દુનિયા સત્ય છે તેને સત્ય તરીકે માણસોને બતાવવા માટે તમે અગર તમારામાંના કોઈએ પણ શું કર્યું છે. દ્રવ્યલાલસા અગર સ્વાર્થીપણું એ હાલના જમાનાની મોટામાં મોટી ખામી નથી. ના, પણ આત્મા તરફ બેદરકારી એ મોટામાં મોટી ખામી છે. આત્મા એ જ ખરી અગત્યની વસ્તુ છે એ તમે વીસરી જાઓ છો. દેહને લગતી સર્વ બાબતો જેને આત્મા સાથે બિલકુલ સંબંધ નથી તે બધી નકામી છે. હાલની પ્રજાએ પોતાના આત્માને વિસારી મૂક્યો છે, એ બાબત તમારે ખાસ સમજી લેવાની છે અને તે સત્ય હકીકત છે. દેહત્યાગ કર્યા પછી આત્મા નર્કમાં પડે એમ આપણે ધારતા હતા તેમ હમણાં થયું નથી. હું ભવિષ્યની વાત નથી કરતી. હાલની જ વાત કરું છું. તમારો આત્મા હમણાં ગુમ થયેલો છે અને તમારે તે શોધવાનો છે.

**આત્મા ગુમ થયો એટલે શું**

હું ગુમ થઈ ગયેલો કહું છું તેમાં કાંઈ ખોટું નથી. જેવી રીતે એક ટોળામાં કોઈ મનુષ્ય ગુમ થઈ જાય તેમ તમે તમારા આત્માને ગુમાવ્યો છે. તમે તેની સાથે સંબંધ રાખ્યો નથી. તમારું ધ્યાન જડ પદાર્થોમાં ચોટયું છે અને તેથી તમે તમારા આત્માને ખોઈ બેઠા છો. અને પહેલી સૌથી વધુ અગત્યની વસ્તુ એ છે કે તમારે તમારા આત્માને શોધવો જોઈએ; કારણ કે જ્યાં સુધી તમને તે પ્રાપ્ત નહિ થાય ત્યાં સુધી તમે આપોઆપ ચાલતા યંત્ર સમાન છો. તે યંત્રના ધમધમાટની પેઠે તમારી દોડધામની પણ કાંઈ ખાસ અગત્ય કે કિંમત નથી. આત્માને વીસરવો એ હાલના જમાનાનો વ્યાધિ છે અને તેને પુનઃ પ્રાપ્ત કરવો એ મુક્તિનો માર્ગ છે.

આત્માને શોધવો એ સૌથી પહેલી અને સૌથી વધુ અગત્યની વસ્તુ છે. જ્યાં સુધી તમે વિચાર કરવાનો વખત ન કાઢો, પ્રાર્થના કરવાનો

શું કરવું જોઈએ તે પણ અમે જોઈ શકીએ છીએ. અ·
તમારા હાથથી હું લખવા માગું છું.

મારા અંગત અભિપ્રાય પ્રમાણે તો જુલિયા જ્યુબિલીમાં મ
માને સારું લાગતું નથી. કદાચ તે ખોટું હોય તો પણ હું ઇચ્છું છું
કામમાં ન જોડાય તો સારું.

હા, હું સમજું છું, પણ મારે તમને અમુક વસ્તુઓ કહેવ
અને તે વખતે તમને શું ગમે છે અને શું નથી ગમતું તેની હું
નથી કરતી. મારે તમને એટલું કહેવાનું છે કે હંમેશને માટે શ્રેય
માટે જ્યુબિલીએ તમને ઘણી સારી તક આપેલી છે. તમે અત્યાર સુ
જે કર્યું છે તે બધું ઘણું સારું અને ઉપયોગી કર્યું છે. પણ ખ
જ્યુબિલી તમારે હવે શરૂ કરવાની છે.

ગર્વ અને સત્તાથી તમે સ્વાર્થી બની મઝા માણી છે. તમાર
મિથ્યાભિમાન આવ્યું છે. તેનો તમારે બદલો વાળવાનો છે.

મારો સંદેશો કે જુલિયાનો ?

બક્ષિસો આપનાર મહાન પ્રભુને ચરણે પડી તમે
ફરી શકશો, નહિ તો થોડા વખતમાં તમે અધોગ
આવી પડશો.

અને તમારે તમારો આત્મા શોધી કાઢવો હોય તો તેની તપાસ કરવા માટે તમારે નવરાશ મેળવવી જ જોઈએ.

તમે કહો છો કે તમને વખત નથી મળતો. પણ પૈસા પેદા કરવા, મોજમઝા કરવા, પ્રેમમાં પડવા, અને જે કરવાની તમારી ખરેખરી ઇચ્છા હોય તે બધું કરવા તમને વખત મળે છે. પણ તમારો આત્મા—તેને માટે તમને પરવા નથી અને તેથી તમને આત્માને માટે નવરાશ નથી.

તમારું આધ્યાત્મિકપણું દિવસે દિવસે કમી થતું જાય છે. જૂના નિયમો, સેવાભાવનાઓ, પ્રાર્થના-મનન, એકાંત—આ બધી વસ્તુઓથી તમને વખત મળતો. પણ એક પછી એક આ બધી વસ્તુઓ ચાલી ગઈ—જિંદગીરૂપી રેતાળ રણમાં તે લીલોતરીવાળી જગ્યા સમાન હતી. તેનાથી તમને વિશ્રાંતિ મળતી અને તમારો આત્મા તમે નીરખી શકતા. જડવાદ સામે લડત ચલાવતાં ચલાવતાં તમે જડવાદી થઈ ગયા. અનિષ્ટ થતું અટકાવવા પ્રયત્ન કરવો તેના કરતાં તમારા આત્માને ઉગારવો, તેને પ્રાપ્ત કરવો, તેને તમારા કબજામાં રાખવો અને જવા ન દેવો એ વધારે અગત્યનું છે.

આત્માનું મહત્ત્વ

તમારો આત્મા એ જ તમારું સત્ય સ્વરૂપ છે, એ જ શાશ્વત વસ્તુ છે, એ જ તમારો ઈશ્વરી અંશ છે, અને નાશવંત વસ્તુઓને ખાતર તેનો તમે ભોગ આપી દો છો એ તમે સમજતા નથી તેથી તમે આત્મા તરફ બેદરકાર રહો છો એટલું તો મને સ્પષ્ટ લાગે છે.

તમે એ નથી સમજતા કે તમારા આત્મા દ્વારા તમે તમારી ચારે તરફ આવેલ સૂક્ષ્મ દુનિયાને જોઈ શકો એમ છો. અને નાશવંત વસ્તુઓ સિવાયની બધી વસ્તુઓ આ સૂક્ષ્મ દુનિયામાં આવી જાય છે. સૂક્ષ્મ દુનિયા એટલે જેને તમે ઈશ્વર કહો છો તે, તેના પવિત્ર ફિરસ્તાઓ અને સાધુચરિત મૃત મનુષ્યોનો તેમાં સમાવેશ થાય છે. તમારો આત્મા તમે ગુમાવો એટલે આ બધું પણ તમે ખોઈ બેસો. કારણ કે સત્ય દુનિયા સાથે એકલો આત્મા સંબંધ રાખી શકે છે.

આત્મા દ્વારા તમને પ્રેરણા થાય છે. આત્મા તમને ઈશ્વરની સૃષ્ટિ સાથે, દુનિયાના આત્મા સાથે તમારો સંબંધ જોડે છે. અને તમે તમારા આત્મા સાથેનો સંબંધ ખોઈ બેસો એટલે જડ પદાર્થના અંધારા વાસમાં તમે માત્ર એક કેદી જેવા બની રહો. આ કારાગૃહની તમારી ઇન્દ્રિયોરૂપી બારીઓમાંથી તમે સહેજસાજ ડોકિયાં કરી શકો.

આત્મા કેવી રીતે ગુમ થયો

વખત ન કાઢો, અને તમારામાં આત્મા છે એ સમજવાનો વખત ન કાઢો, ત્યાં સુધી તમે તે કદી પણ શોધી શકશો નહિ. હાલ તમને આ વાત યાદ છે ? તમને ટપાલ ક્યારે આવે છે તે યાદ રહે છે, ગાડી ક્યારે પકડવી તે યાદ રહે છે. પણ તમારે તમારા આત્માને પકડવો એ વાત કદી તમને યાદ રહી છે ? ના, ના ! તમારી દોડાદોડ અને ધમાચકડીમાં તમારો આત્મા ગુમ થઈ જાય છે, તમારી જિંદગીની બીજી અનેક બાબતોને લીધે તેના તરફ દુર્લક્ષ થાય છે. તમને એટલાં બધાં કામ હોય છે કે આત્મિક જીવન ગુજારવાની તમને નવરાશ નથી. આત્મિક જીવન કેમ ગુજારાય એ તમારે શીખવાનું છે. બેશક, તમારું કામ પણ અગત્યનું છે અને તમારે તમારી ફરજમાં ચૂકવું ન જોઈએ. પણ કોઈ મનુષ્યને આખી દુનિયા મળે અને તેમ કરવા જતાં તેનો આત્મા ગુમ થાય તો તેમાં તેને શો લાભ !

પ્રજાનો આત્મા અને એક વ્યક્તિગત આત્મા

જ્યુબિલીથી આવી રીતે મદદ થાય છે. જ્યુબિલીથી એક સામાન્ય મનુષ્યને જણાય છે કે જે વસ્તુ વિષે તેણે કદી વિચાર પણ નહોતો કર્યો એવી કંઈક વસ્તુ છે. તે ઘણી અગત્યની છે એમ તેને લાગે છે. બીજું કાંઈ નહિ તો પ્રજાના આત્માનું તેને ઝાંખું દર્શન થાય છે અને તે દર્શનની મહત્તા તેને સમજાય છે. હવે તમે તેને શીખવો કે તમારા જીવનની ધમાલમાં ગુમાવેલા તમારા પોતાના આત્માને શોધવો એ તેનાથી પણ વધારે અગત્યનું છે.

સમજ્યા ? ધ્યાનમાં આવ્યું ?

આત્માને કેવી રીતે મેળવવો

હવે આત્માને કેવી રીતે પાછો મેળવવો એ વિષે હું તમને કહું છું.

એનો એક જ રસ્તો છે. જે વસ્તુઓને સમયની સાથે કાંઈ લાગતું વળગતું નથી, જે વસ્તુઓ સમયની સત્તાની બહાર છે, જે વસ્તુઓ સમય ન હશે ત્યારે પણ અસ્તિત્વમાં હશે તે વસ્તુઓ વિષે વિચાર કરવાનો તમે વખત ન કાઢો તો તમારે માટે મુક્તિનો માર્ગ છે જ નહિ.

જે વસ્તુઓ નાશવંત છે તે સિવાયની બીજી વસ્તુઓ માટે તમને ફુરસદ નથી.

અને તમારે તમારો આત્મા શોધી કાઢવો હોય તો તેની તપાસ કરવા માટે તમારે નવરાશ મેળવવી જ જોઈએ.

તમે કહો છો કે તમને વખત નથી મળતો. પણ પૈસા પેદા કરવા, મોજમઝા કરવા, પ્રેમમાં પડવા, અને જે કરવાની તમારી ખરેખરી ઈચ્છા હોય તે બધું કરવા તમને વખત મળે છે. પણ તમારો આત્મા–તેને માટે તમને પરવા નથી અને તેથી તમને આત્માને માટે નવરાશ નથી.

તમારું આધ્યાત્મિકપણું દિવસે દિવસે કમી થતું જાય છે. જૂના નિયમો, સેવાભાવનાઓ, પ્રાર્થના-મનન, એકાંત—આ બધી વસ્તુઓથી તમને વખત મળતો. પણ એક પછી એક આ બધી વસ્તુઓ ચાલી ગઈ—જિંદગીરૂપી રેતાળ રણમાં તે લીલોતરીવાળી જગ્યા સમાન હતી. તેનાથી તમને વિશ્રાંતિ મળતી અને તમારો આત્મા તમે નીરખી શકતા. જડવાદ સામે લડત ચલાવતાં ચલાવતાં તમે જડવાદી થઈ ગયા. અનિષ્ટ થતું અટકાવવા પ્રયત્ન કરવો તેના કરતાં તમારા આત્માને ઉગારવો, તેને પ્રાપ્ત કરવો, તેને તમારા કબજામાં રાખવો અને જવા ન દેવો એ વધારે અગત્યનું છે.

તમારો આત્મા એ જ તમારું સત્ય સ્વરૂપ છે, એ જ શાશ્વત વસ્તુ છે, એ જ તમારો ઈશ્વરી અંશ છે, અને નાશવંત વસ્તુઓને ખાતર તેનો તમે ભોગ આપી દો છો એ તમે સમજતા નથી તેથી તમે આત્મા તરફ બેદરકાર રહો છો એટલું તો મને સ્પષ્ટ લાગે છે.

આત્માનું મહત્ત્વ

તમે એ નથી સમજતા કે તમારા આત્મા દ્વારા તમે તમારી ચારે તરફ આવેલ સૂક્ષ્મ દુનિયાને જોઈ શકો એમ છો. અને નાશવંત વસ્તુઓ સિવાયની બધી વસ્તુઓ આ સૂક્ષ્મ દુનિયામાં આવી જાય છે. સૂક્ષ્મ દુનિયા એટલે જેને તમે ઈશ્વર કહો છો તે, તેના પવિત્ર ફિરસ્તાઓ અને સાધુચરિત મૃત મનુષ્યોનો તેમાં સમાવેશ થાય છે. તમારો આત્મા તમે ગુમાવો એટલે આ બધું પણ તમે ખોઈ બેસો. કારણ કે સત્ય દુનિયા સાથે એકલો આત્મા સંબંધ રાખી શકે છે.

આત્મા દ્વારા તમને પ્રેરણા થાય છે. આત્મા તમને ઈશ્વરની સૃષ્ટિ સાથે, દુનિયાના આત્મા સાથે તમારો સંબંધ જોડે છે. અને તમે તમારા આત્મા સાથેનો સંબંધ ખોઈ બેસો એટલે જડ પદાર્થના અંધારા વાસમાં તમે માત્ર એક કેદી જેવા બની રહો. આ કારાગૃહની તમારી ઇન્દ્રિયોરૂપી બારીઓમાંથી તમે સહેજસાજ ડોકિયાં કરી શકો.

બધાં ધર્મશાસ્ત્રો એ જ પ્રમાણે કહે છે, અને તેને ફરી પાછું કહેવાથી કાંઈ લાભ છે ?

અધા ધર્મોમાં જે કહ્યુ હોય તે સત્ય હોય છે. પણ હું કહું છું તે જરા જુદું છે. અધા ધર્મોમાં જે કહેવામાં આવ્યું છે તેનાથી તે જુદું નથી પરંતુ હમણાં જડવાદમાં સપડાયલા ધર્મો જે કહે છે તેનાથી તે જુદું છે. એમાં જ અધો ભેદ છે.

કારણ કે હું કહું છું કે આત્માની અંદર દિવ્ય શક્તિઓ છે, પણ તમે જો તમારા આત્માને શોધી, તેની દિવ્ય શક્તિઓ ખીલવો તો તમારી સમક્ષ નવું સ્વર્ગ, નવી દુનિયા જોવામાં આવે. તેમાં કોઈ વસ્તુ નથી એમ નથી, તેમાં મૃત્યુ નથી, અને તેમાં પ્રેમની આખી સૃષ્ટિ તમારી પોતાની થઈ રહે એમ છે.

આત્માની દિવ્ય શક્તિઓ

ત્યારે તો ચમત્કાર થાય, નહિ ?

હા, તમે જેને ચમત્કાર માનો છો તે આત્માની કુદરતી શક્તિઓની વાત છે. માંદાને સાજા કરવાના ચમત્કાર, હાલવાચાલવાના ચમત્કાર, સત્તાના ચમત્કાર, જેનો તમને સ્વપ્ને પણ ખ્યાલ ન હોય તે આત્માની શક્તિ બહારની વાત નથી. જડ પદાર્થો ઉપર આત્માનું કેટલું બધું આધિપત્ય છે તે વિષે તમે જે વાંચ્યું છે તે બધું સત્ય હકીકત સાથે સરખાવતાં કાંઈ વિસાતમાં નથી. તમારો જે વિકાસ થવાનો છે તે જોતાં હાલ તમે વિકાસક્રમની બાબતમાં હજુ ઊગતા છો.

પરંતુ અનંતતા પ્રાપ્ત કરવાનો માર્ગ આત્મા છે, અને તે આત્મા ગુમ થયો છે. તમને ધ્યાન ધરવાનો વખત નથી, પ્રાર્થના કરવાનો વખત નથી, તો તમને જીવવાનો પણ વખત નથી. તેથી બીજા બધા કરતાં પ્રથમ તમારે વખત કાઢવો જોઈ એ.

કહેવું સહેલ છે પણ કરવું મુશ્કેલ છે !

અરે, મારા પ્રિય મિત્ર, તમે આમ શંકાશીલ કેમ છો ? ભૂતકાળને તમે પાછા બોલાવી શકો એમ નથી; છતાં તે વિષે વિચાર કર્યા કરવામાં તમે વધારે વખત બગાડો છો. ભવિષ્યના અનિષ્ટ બનાવો, જે કદાચ બનવા ન પામે, તે વિષે વિચાર કરવામાં પણ તમે વધારે વખત બગાડો છો. પણ વર્તમાન કાળમાં તમારા આત્માને મેળવવા માટે તમે તેટલો વખત ગાળતા નથી.

વખત કાઢો

આત્મા તાર્કિક વસ્તુ નથી એ તમે સમજતા હોવ એમ લાગતું નથી. આત્મા એક શક્તિ છે. એ શક્તિથી તમે સર્વ વસ્તુઓ કરી શકો છો. તમે આત્માને પ્રાપ્ત કરી તેની શક્તિઓનો ઉપયોગ કરો તો આ દુનિયામાં મૃત્યુ અથવા વિયોગ જેવું કાંઈ તમારે વાસ્તે રહે જ નહિ, અને મનુષ્યજાતિનાં દુઃખ અદશ્ય થાય એમ કહેવામાં હું વાસ્તવિક અને અક્ષરશઃ સત્ય હકીકત જણાવું છું.

**દુઃખનું કારણ**

કારણ કે સંસારનાં સર્વ દુઃખો ઊભા થવાનું મુખ્ય કારણ એ છે કે આપણે આત્માના દષ્ટિબિંદુથી સર્વ વસ્તુઓ જોતા નથી. તમે જો આત્માને પ્રાધાન્ય આપી તમારું જીવન ગુજારો, તે કેવી રીતે સત્ય વસ્તું તરીકે ઝળકી બહાર પડે તેને માટે દરકાર રાખો, અને તમારા ખાવાપીવા માટે અને તમારા શરીરના દેખાવ માટે ઓછી દરકાર રાખો તો આખી દુનિયા ફરી જાય. તમારું દષ્ટિબિંદુ ખોટું હોવાથી તમને બધું બરાબર દેખાતું નથી.

હું એમ નથી કહેતી કે શરીર તરફ બેદરકાર રહો. પણ તેની તંદુરસ્તી અને સ્વાસ્થ્યને અંતિમ હેતુ સફળ કરવા માટે સાધનભૂત બનાવો. શરીર એક માત્ર સાંચો છે. તે જે કામ કરે તે આત્માને માટે થવું જોઈએ. તમે હમણાં એ સાંચાને સર્વસ્વ ગણી બેઠા છો. તેના સર્વ બળનો ઉપયોગ તેની દરકારમાં પૂરો થાય છે. ચક્કરો ફરે છે પણ કાંઈ આગળ પ્રગતિ થતી નથી. અને ચક્કરના ફરવામાં આત્મા ગુમ થઈ જાય છે.

ના, હું આટલેથી સંતોષ નહિ વાળું. હું ફરીથી કહું છું કે તમારે ખરું જીવન ગુજારવા માટે વખત કાઢવો જોઈએ. હાલ આત્માને

**આત્માને ઉગારવા જતાં આત્મા ગુમાવી દેવાય છે**

શોધી કાઢવામાં તમે જે શ્રમ લો છો, તેથી પણ કેટલેક દરજ્જે તમે તમારા આત્માઓ ગુમાવ્યા છે. હું એમ કહેવા માગું છું કે ધાર્મિક ગણાતું જીવન અને કૃત્યો જો કે એક પ્રકારે સારાં છે, તો પણ તેમાં તમારો ઘણો વખત રોકાઈ જાય છે. અને તેથી ખરું આત્મિક જીવન ગુજારવાનું અસંભવિત બને છે. વેપારના બજારોમાં જેમ આત્મા ગુમ થઈ જાય છે. તેમ દેવળોમાં પણ આત્મા ગુમ થાય એ સંભવિત છે. તમને તમારા આત્મા સાથે એકાંતમાં રહેવાની ફુરસદ ન હોય—પછી તમારી દોડાદોડી અને વખતનું રોકાણ દેવળમાં જવા માટે હોય કે પૈસા પેદા કરવા માટે હોય તેમાં કાંઈ ફેર નથી—તેથી તમારો આત્મા ગુમ થાય અને તેને ફરી શોધી કાઢ્યા સિવાય છૂટકો નથી.

મારે જે કહેવાનું છે તેનો સાર તમે એક બે શબ્દમાં કહી શકો. હું તમારી પાસે એ કરાવવા માગું છું કે તમે તમારા આત્માને મુખ્ય વસ્તુ માની, તેનો ઉપયોગ કરવા વખત કાઢો, કારણ કે આત્મા જ સર્વ વસ્તુઓ કરવા શક્તિમાન છે. શાશ્વત વસ્તુ ઉગારવા માટે, અરે એટલું જ નહિ પણ તેને પ્રાપ્ત કરવા માટે અને ઈશ્વરને ઓળખવા માટે તમે વખત કાઢો.

આત્માને મુખ્ય વસ્તુ માનો

જુલિયા

## ૭. વિદાયગીરી વખતનાં વચનો

મારા પરમ પ્રિય મિત્ર, 'બોર્ડરલૅન્ડ'* મારફતે મારા મિત્રો ઉપર મેં ઘણી વાર સંદેશાઓ મોકલાવ્યા છે. અને તેમની સાથે સંદેશા-વ્યવહાર ચલાવવાની મહાન કીમતી તક મને કેટલાક મહિનાઓ સુધી નહિ મળે, તથા આ પ્રસંગ હાલ છેલ્લો જ છે, એ વિચારથી મારા દિલમાં કાંઈક ખેદ થાય છે. મેં તેમને માટે લખવાની શરૂઆત કર્યાને આજે લગભગ ચાર વર્ષ થયાં; મારા પત્રોએ નિરાશામાં આવી પડેલા ઘણાયે મિત્રોને સહાય આપેલી છે તે બાબતસર મારી પાસે ઘણા સરસ પુરાવાઓ છે.

૧૯મી સપ્ટેમ્બર, ૧૮૯૭

હવે હાલ—અને હાલ થોડા વખતને માટે જ—મારા પત્રો બંધ થવાના હોવાથી પહેલાં કરતાં વધુ મક્કમપણે ફરી વાર એ મહાન સત્ય કહી લેવાની મને અગત્ય લાગે છે કે ઈશ્વર પ્રેમ છે અને જે લોકોમાં ખરેખરો પ્રેમ હોય તે લોકો ઈશ્વરમાં વસે છે અને ઈશ્વર તેમનામાં છે. આ મેં ઘણી વખત કહ્યું છે પણ તે કેવું અક્ષરશઃ ખરું છે તે તમે હજુ સમજી શકતા નથી. તમારા દિલમાં પ્રેમની ખામીને લીધે તમારા જીવન-માંથી ઈશ્વર કેટલો બાતલ રહ્યો છે તે હકીકત તમે આ દુનિયામાં આવીને જોશો ત્યારે તમને કેટલું ખરાબ લાગશે તેનો તમને હજુ ખ્યાલ નથી. આખી સૃષ્ટિમાં આના જેવી સત્ય, અગત્યની અને સર્વમાન્ય બીજી વસ્તુ નથી. પ્રેમ અને પ્રભુ બંને એક જ છે, અને જ્યારે કોઈ પણ કારણસર

ઈશ્વરની સલાહ

* સૂક્ષ્મ દુનિયાને લગતું ત્રૈમાસિક છે. મિ. સ્ટેડે તે ચાર વર્ષ સુધી ચલાવ્યું હતું. તેનો છેલ્લો અંક ૧૮૯૭ના ઑક્ટોબરમાં પ્રગટ થયો હતો.

તમે બીજાને ધિક્કારતા હોવ અગર પ્રેમથી ચાહતા ન હોવ તેટલે દરજ્જે તમારા જીવનમાંથી તમે પ્રભુને દૂર કરો છો.

જો મારે એક જ સંદેશો આપવાનો હોય, તો તે એ છે કે—ચાહો.

તમારે ઈશ્વર સમાન થવું હોય તો ચાહો! જેટલું તમે ચાહો તેટલા તમે સ્વર્ગ પાસે આવો. જેટલો તમારામાં ધિક્કાર હોય કે જેથી કરી તમે કોઈને પણ ચાહી શકો નહિ, તેટલા પગલાં તમે પ્રભુથી દૂર જાઓ છો. તમને એમ લાગે કે ક્રોધ કરવો વાજબી છે; અને તેથી બીજાને લાભ થાય એમ છે. પરંતુ ભલે તમે સત્યપરાયણ થઈ ક્રોધ કરતા હોવ, તો પણ તે ક્રોધને લીધે ગુનેગાર તરફ તમારી સહાનુભૂતિ ન જાય તો તમે પ્રભુ સાથે એકમય ન થઈ શકો. ગુનેગારને ભલે શિક્ષા કરો, પણ તે પ્રેમથી કરો. તમને શિક્ષા કરવાનું જ પસંદ હોય, તમે બીજાને દુઃખ કરો અને તે દુઃખથી તમે રાજી થાઓ તો—ખબરદાર! તમે પ્રેમ વિનાના છો અને પ્રેમ વિનાના હોવું એટલે ઈશ્વર વિનાના હોવા બરાબર છે.

ઈશ્વર સમાન થવા વિષે

પણ આથી લોકો બગડતા તો નથી?

ના; એથી લોકો બગડે એમ નથી. ન્યાયી થાઓ; અરે, એટલું જ નહિ પણ સખ્તાઈભરેલી રીતે ન્યાયી થાઓ. તમે તમારા બાળકને ચાહો છો તેથી તેને શિક્ષા નથી કરતા એમ નથી. પણ તમારી શિક્ષા પહેલી તમને જ લાગે છે. બીજાને તમે વાજબી રીતે શિક્ષા કરો તો પણ તેની પ્રથમ અસર તમારા દિલ ઉપર થયા વગર ન રહે. શત્રુવટ, વેર લેવાની ઇચ્છા અને સખત દિલને લીધે બીજા ઉપર કરેલી શિક્ષાનું દુઃખ તમને લાગતું નથી. આ બધી વસ્તુઓ પ્રેમથી વિરુદ્ધ છે; અને તેથી ઈશ્વરના શત્રુ સમાન છે. આનંદ અને લહેરથી જે મળે તેનાથી ચલાવી લેવું અગર બેદરકાર રહેવું એનું નામ પ્રેમ નથી. એ ખરો પ્રેમ નથી પણ પોતાની જાતને માટેનો સ્વાર્થી પ્રેમ છે. જે પ્રેમથી બાળક બગડે તે પ્રેમ ધિક્કારના જેવો ક્રૂર કહેવાય, તે સ્વાર્થીપણું છે. તમે મારો ભલે, પણ પ્રેમથી મારો. તમારા દિલમાં પ્રેમ હોય તો તમે જેને ફટકો મારો તેને તે વાગે ત્યાર પહેલાં તે તમને લાગવો જોઈએ; તેનું પુષ્કળ દુઃખ પ્રથમ તમને થવું જોઈએ. આપણા ઉદ્ધારકની પ્રેમાળ વૃત્તિના અસંખ્ય પાઠો છે. આ પાઠ તેમાંનો એક છે.

શિક્ષા કરવા વિષે

મારા પ્રથમના પત્રોમાં સૂક્ષ્મદેહીઓના જીવન વિષે તથા પ્રેમરૂપી ઈશ્વર સાથે અમારો સુખમય મેળાપ થાય છે તથા પ્રભુની સાથે વસવું એ જ સ્વર્ગ છે એ વિષે ઘણું હું લખતી હતી. હાલ મૃત્યુથી થતો લાભ થોડા મહિના થયા મેં તે વિષયમાં તેટલું લખ્યું નથી. પણ મેં એવું કાંઈ પણ લખ્યું નથી કે તે વિરુદ્ધ મારે કાંઈ પણ કહેવું પડે. મારાથી બને તો મને એમ થાય છે કે એક વાર ફરીથી, વધારે ગંભીરતાથી અને વધારે પ્રેમથી તેની તે વાત કહ્યા કરું. મૃત્યુથી અમે ઈશ્વરના વધુ સાંનિધ્યમાં આવ્યા છીએ તથા તેના જીવનનો અંશ અમારામાં કેવો છે, અને અમારું જીવન તેની સમીપમાં કેવું જાય છે એ બાબતો અમે સારી રીતે સમજી શકયા છીએ. એ જ સૌથી શ્રેષ્ઠ, આનંદજનક અને અગત્યની બાબત છે; એની સરખામણીમાં બીજી વસ્તુઓ કંઈ વિસાતમાં નથી. અમે જે બધું કહ્યું છે અને કહી શકીએ તે બધું ખરી વસ્તુસ્થિતિનું માત્ર આછું અને અપૂર્ણ વર્ણન છે.

હે મારા મિત્ર, રે મિત્ર, ઈશ્વરનો અમારા પ્રતિ જે પ્રેમ છે તે એટલો બધો આશ્ચર્યકારક, મહિમાવંત અને અનંત છે કે તમને તેનો ખ્યાલ આવશે નહિ, તેમ મારાથી પણ તેનો ખ્યાલ ઈશ્વરના પ્રેમ વિષે આપવાની શરૂઆત કરવાનું બને એમ નથી. અમે ઈશ્વરના આવા પ્રેમમાં રહીએ છીએ, ફરીએ છીએ, અને અમારું જીવન ગુજારીએ છીએ. હું ઇચ્છું છું કે તમને એનો વધારે ખ્યાલ આવી શકે એમ મારાથી થાય તો સારું. હું ઇચ્છું છું કે હું તે વધારે સારી રીતે સમજાવી શકું તો ઠીક. પણ મારાથી એથી વધારે કહી શકાય એમ નથી. મને સ્વપ્ને પણ ખ્યાલ આવે તેના કરતાં તે વધારે છે, તેમ જ મારા પ્રથમ પત્રોમાં મેં જણાવ્યો છે તેના કરતાં પણ તે વધારે છે. દુનિયાદારીનો પ્રેમ—માતૃપ્રેમ, વરવહુનો અરસપરસનો પ્રેમ, પતિપત્ની પ્રેમ—આ બધા દુનિયાના પ્રેમના પ્રકાર અને સ્નેહની આનંદજનક ઊર્મિઓ સ્વર્ગની ભાષાની બારાખડીના પ્રથમ અક્ષરો સમાન છે. અને તમે જેમ વધારે આદર્શપૂર્વક અને બિનસ્વાર્થીપણે ચાહો તેમ તેમ તમે ઈશ્વરને વધારે ઓળખતા જાઓ અને તમારામાં ઈશ્વરનો અંશ વધુ ઊતરતો જાય. પ્રાતઃકાળ થતાં પહેલાં ભૂરી સંધ્યાના સમયમાં અને સૂર્યોદયકાળની ખૂબીઓમાં જેટલો ફેર હોય છે તેટલો ફેર અમારા પ્રેમમય જીવન અને તમારા જીવનમાં છે. પ્રેમની પવિત્રતા અને ઉચ્ચ પ્રેરણાથી જે આનંદ થાય તે દૈવી આનંદથી જ્યારે અંતઃકરણ ધડકતું હોય તે વખતે તમારા અને અમારા પ્રેમમાં ઝાઝો ફરક હોતો નથી.

ઈશ્વરનાં દર્શન વિષે

અફસોસ, મારા શબ્દો મારો અર્થ દર્શાવવા માટે કેટલા ઓછા અશક્ત છે. મને જે લાગે છે તે મારાથી કહી શકાતું નથી. હું એટલું જાણું છું કે તમને જ્યારે મારા જેવો અનુભવ થશે ત્યારે તમે પણ તે સમજાવવા માટે મારા જેટલા જ અશક્ત બનશો.

હવે, આ જ કારણથી હું તમને હમેશ કહ્યા કરું છું કે પ્રેમથી ચાહો, ચાહો, ચાહો ! કારણ કે તમારી અને અમારી દુનિયામાં આટલો જ ફેર છે—જેમ શિયાળા કરતાં ઉનાળામાં વધારે તડકો હોય તેમ તમારી દુનિયા કરતાં અહીં પ્રેમ વધારે પ્રમાણમાં છે. જો તમારી દુનિયામાં પ્રેમ વધારે હોય તો તે અમારી દુનિયા જેવી બની જાય; કારણ કે તો તમને ઈશ્વરનાં દર્શન થાય.

અને આ વાત ઉપરથી આપણે બીજા સત્ય ઉપર આવીએ છીએ, અને મારો આ પત્ર પૂરો થાય ત્યાર પહેલાં તે ઘણી ખુશીથી ફરીથી જણાવીશ.

છેલ્લા શત્રુ વિષે

તમે ધારો છો એટલી તમારી દુનિયા નકામી નથી. તમે ધારો છો તેના કરતાં તમારામાં વધારે દૈવી ગુણો છે. તમારી દુનિયામાં સૌથી ખરાબ વસ્તુ પ્રેમની ખામી છે. હાલ જ્યાં ધિક્કાર અને બેદરકારી છે ત્યાં તેને બદલે પ્રેમ હોય તો પૃથ્વી સ્વર્ગ થઈ જાય. તમારા ઘણા શંકાશીલ લોકો પણ તે કબૂલ કરે છે. પણ તેઓ કહે છે કે પ્રેમ હોય તો પણ વિયોગ થતી વખતે અને મૃત્યુ થાય ત્યારે વેદના અને દુઃખ થાય; અને તેમ થાય તો જેના દિલમાં વધુ પ્રેમ હોય તેને આ પ્રમાણે વધુ દિલગીરી થાય; કારણ કે જેમ જેમ તંતુઓ વધારે ને વધારે વીંટળાતા જાય તેમ તેમ તેને છૂટા પડતાં વધુ વેદના થાય એ સ્વાભાવિક છે.

અને તેથી જ હું તમને આખો ઘડીએ કહ્યા કરું છું કે તમે તમારા આત્માનો વિકાસ કરો અને જડ પદાર્થોમાં લીન થતા અટકો તો તમે છેલ્લા શત્રુ ઉપર વિજય મેળવવા શક્તિવાન થશો, કારણ કે તમે ઘણી અપૂર્ણ અને અનિયમિત રીતે મારું કહેવું ખરું છે યા ખોટું તેની ખાતરી કરી છે; અને તેથી તમે દુનિયાદારીની ફિકર અને ફરજોમાં આટલા બધા સપડાયેલા છો, છતાં દૂર વસતા મિત્રો સાથે સંદેશા ચલાવવાની વાત સંભવિત છે એ તમે જાણો છો; અને આ સંદેશાઓ એટલા બધા પરિચિત હોય છે અને વારંવાર આવ્યા કરે છે કે તેની

સરખામણીમાં મોઢે બોલીને જણાવવું અગર કાગળમાં લખીને જણાવવું પણ કાંઈ વિસાતમાં નથી.

તમારા મિત્રોના અનુભવ ઉપરથી પણ તમે જાણો છો કે મનુષ્યના સ્વરૂપનાં અનેક સ્વરૂપો થઈ શકે છે. પોતાના દેહ જેવું જ દેખાતું વાયુસ્વરૂપ થઈ શકે છે. અને તેને ગમે તે જગ્યાએ

ભવિષ્યની રૂપરેખા

વિચાર કરતાની સાથે સપાટાબંધ મોકલી શકાય છે. આ હકીકત કલ્પનાશક્તિનો તરંગ નથી પણ સત્ય છે. આ બધું ભવિષ્યમાં થવાની વસ્તુઓની આછી રૂપરેખા છે. મેં તમને કહ્યું છે તેમ તમે આ વસ્તુઓ એટલે દરજ્જે ખીલવી શકો કે છેવટે વિયોગ જેવું કાંઈ રહે જ નહિ અને વધારે પ્રેમથી ચાહવામાં જે મોટામાં મોટી ખામી છે તે જતી રહે.

એવી કોઈ પણ ઇન્દ્રિય નહિ રહે કે જેને આ બાબતમાં સંતોષ નહિ મળે. આત્માની આ ગુહ્ય શક્તિને ખરી કરી બતાવવાના એક પણ દાર્શનિક પુરાવાની ખામી નહિ રહે. જે આત્મા દેહમાં હોઈ દેહનાં બંધનોને ગણુતો નથી તે જ્યારે દેહ નાશ પામે ત્યારે ઓછો બંધનમુક્ત થતો નથી. જે શક્તિથી આત્મા વાયુસ્વરૂપ ઉત્પન્ન કરી શકે છે તે જ શક્તિથી મૃત મનુષ્યોને તે સપ્રેમ જીવતા મનુષ્યો પાસે રજૂ કરી શકે છે.

પણ આટલાં વર્ષ થયાં મેં તને કેમ જોઈ નહિ વારુ ?

ઠીક, મારા પરમ પ્રિય મિત્ર, તમારો વાંધો ખરો છે કે મારા મૃત્યુ પછી તમે મને જોઈ નથી. પણ જ્યારે પાણી ઊછળતું હોય ત્યારે તેમાં તમારા મોંનો પડછાયો તમે ન જોઈ શકો. તકતામાં

ડપકાનો વિરોધ

પણ મોઢું જોવાને તેનો કાચ સ્થિર અને સરખો હોવો જોઈએ અને તમે કેટલો વખત શાંત અને સ્થિર રહ્યાં છો ? કેટલો વખત તમે અદૃશ્ય સૂક્ષ્મદેહીઓને જોવા માટે શાંત ચિત્તે બેઠા છો ?

...હા, હું તમારો સંશય સારી પેઠે સમજી. તમને વારે ઘડીએ જે સંદેશાઓ મળ્યા છે; જેનો મોટો ભાગ તમે તમારા 'બોર્ડરલેંડ'માં પ્રસિદ્ધ કર્યો છે, તે કદાચ તમારા બીજા સ્વરૂપ—સૂક્ષ્મ મને લખાવ્યા હોય એમ તમારું કહેવું છે. ભૂતકાળમાં જે બનાવો બની ગયા હતા અને તમને જે અજાણ હતા તે તમારા હાથથી લખાયા છે; તે ઉપરાંત જે વસ્તુઓ અત્યાર સુધી કોઈ પણ જાણતું નહોતું અને જે ભવિષ્યમાં ખરી પડી હતી તે પણ તમારા હાથથી લખાઈ છે. હવે તમે એમ માનો છો કે એ વસ્તુઓ તમારા હાથે મેં નહિ લખાવી હોય પણ તમારા આત્માની કોઈ અજાણી શક્તિએ લખાવી હશે. ઠીક, તમને એમ ગમે તો એમ માનો. પણ આ સંદેશાઓમાંના ઘણાખરા તમારા વિચારોથી તદ્દન વિરુદ્ધ પ્રકારના છે; તે બધા એકબીજા સાથે સંબંધ ધરાવતા હોય એવા અને જાણે જુદી જ જાતની છાપવાળા હોય એવા છે; અને તમે સૌથી સારી પેઠે જાણો છો કે તે બધા તમારા પોતાના મનમાંથી નીકળ્યા છે કે નથી નીકળ્યા. તમારા સ્થૂળ મનમાંથી તે નથી નીકળ્યા એટલું તો ચોક્કસ છે; અને તમને તે સંદેશાઓની વિગત ખબર ન હોય તો તે ક્યાંથી આવે છે તે વિષે પણ તમે કશું ન જાણો. હું તે બન્ને જાણું છું અને તેથી મેં તમને તેને તે વાત કહ્યા કરી છે. હું દુનિયા પર હતી ત્યારે તમારી મિત્ર હતી; હું પાંચેક વર્ષ પર મૃત્યુ પામી અને ત્યાર પછી તમને ઉપદેશ આપવા, તમને આશ્વાસન આપવા અને તમને માર્ગ સૂચવવા હું હમેશ તમારી પાસે જ હોઉં છું.

જુલિયા પોતાના અસ્તિત્વનો પુરાવો આપે છે

આપણે મૃત્યુને માટે કહીએ છીએ કે તે આપણો વિયોગ કરાવે છે, પણ તેણે વિયોગ કરાવ્યો છે? હું પૃથ્વી પર તમારી સાથે રહેતી હતી તેનાં કરતાં વધારે વખત, વધારે ખરા દિલથી અને તમારા વધારે સંબંધમાં રહેતી નથી? અને જો તેમ હોય, અને તે તમને ખરું લાગતું હોય, તો બધા મનુષ્યોના સંબંધમાં તેમ હોઈ શકે એ વિષે તમે શા માટે શંકા લાવો છો? કારણ કે જેટલું એક મનુષ્ય પ્રાપ્ત કરી શકે તેટલું પ્રાપ્ત કરવાની બીજામાં અંતર્ગત શક્તિ હોય છે એમ કહી શકાય.

જે બ્યુરો સ્થાપવા માટે મેં તમને આટલી બધી વખત લખ્યું તેને સ્થાપવા તમે અત્યાર સુધી વધુ વ્યાવહારિક પગલાં લીધાં નથી તે વિષે મેં ઘણીવાર દિલગીરી દર્શાવી છે. પણ કદાચ, હું બહુ અધીરી હોઉં.

અહીંયાં પણ, યોગ્ય સમય અને યોગ્ય ઋતુઓ અમને બતાવવામાં આવતાં નથી. પણ તે વખત આવશે, અને તે આવશે ત્યારે તમને બરાબર સમજ પડશે.

જુલિયા

## આ લોક અને પરલોકના જીવન વિષે

### અપૂર્ણ લેખ

નીચે આપેલો અપૂર્ણ સંદેશો ૧૨મી એપ્રિલ સને ૧૮૯૭ને દિવસે શરૂ કરવામાં આવ્યો હતો. હજું સુધી તે પૂરો નથી થયો. ખાસ તેના છેવટના ભાગને ખાતર તે અત્રે આપવામાં આવે છે.

## આ લોક અને પરલોકના જીવન વિષેની સત્ય હકીકત

**( જે માણસે આ બન્ને પ્રકારનાં જીવન ગુજારેલાં છે તેણે રજૂ કરેલી )**

૧૨મી એપ્રિલ, ૧૮૯૭. જન્મ વખતનું જીવન

જ્યારે મનુષ્યને પોતાના જીવન વિષે પ્રથમ ભાન આવે છે ત્યારે તેનામાં કાંઈ ઉચ્ચ આશયો કે લાગણીઓ હોતી નથી. તેનામાં ઈશ્વરનો અંશ ભલે હોય, પણ તેને તેની હલકા પ્રકારની જરૂરિયાતો જેટલું જ ભાન હોય છે. તેને ભૂખતરસ લાગે છે, તેને ગરમી અગર ઠંડી લાગે છે, અને આ સિવાય તેને બીજી બાબતનું કાંઈ ખાસ ભાન હોતું નથી. અમારા સમજવા પ્રમાણે તો તેને દૃષ્ટિ પણ હોતી નથી. કારણ કે જોવાની કળા કંઈ જન્મથી જ હોતી નથી. આપણે જોઈએ ખરા, પણ શું જોઈએ છીએ તે આપણે સમજતા નથી, તે તો અનુભવે જ સમજાય. અમુક ઘાટનો અમુક દેખાવ હોય એમ જુદા જુદા ઘાટના જુદા જુદા દેખાવો દેખાય છે એની સમજણ અનુભવે આવે છે. તેનાથી અવાજ સંભળાય, પણ તે સ્પષ્ટપણે નહિ. જ્યાં સુધી જુદા જુદા અવાજ પારખવાની શક્તિ આવે નહિ, ત્યાં સુધી બધો ઘોઘાટ હોય એમ લાગે છે. પણ આવા પ્રકારનું જીવન નવા જન્મેલા બાળકનું હોય છે. ભૂખ-તરસ, ઠંડી-ગરમી, ચામડી છોલાય અગર તે પર ઉઝરડા પડે તો તેથી થતું દુઃખ અને તે સહન કરવાની શક્તિ તથા પ્રકાશ અને અવાજ પારખવાની મંદ શક્તિ. દુનિયામાં માણસનું આ પ્રકારે જીવન શરૂ થાય છે, તેમાં બોધ અને રહસ્ય સમાયેલાં છે.

કારણ કે, પંચેન્દ્રિયવાળું અગર તો પ્રાથમિક જરૂરિયાતો, જેવી કે ભૂખતરસ વગેરે સમજતું એક બાળક પૂર્ણ વિકાસ પામેલા કોઈ મનુષ્ય અગર તો પ્લેટો, શેક્સપીયર કે ન્યૂટન આગળ જેવું તુચ્છ દેખાય તેવી જ રીતે પૃથ્વી ઉપર પૂર્ણ વિકાસ પામેલો મનુષ્ય, તેનો દેહત્યાગ થયા પછી અને પરલોકમાં ગયા પછી પોતાની કેટલી બધી ઉન્નતિ કરી શકે છે તેની સરખામણીમાં તુચ્છ લાગે છે. તમારું જ્ઞાન, લાગણીઓ અને સમજશક્તિ એ સર્વ ચંચુપ્રવેશ સમાન છે. નવા જન્મેલા બાળકને જેમ શરૂઆતમાં સહેજસાજ શુદ્ધિ હોય તેવી શુદ્ધિ સમાન છે. તે માત્ર શરૂઆત છે, જંતુ છે, ભવિષ્યમાં જે થવાનું છે તેની આગાહી છે, ભવિષ્યના જીવનનો પાયો છે.

બોધદાયક અને અર્થસૂચક

હવે જેવી રીતે પુખ્ત ઉંમરે પહોંચેલો માણસ ઝોળીમાં રમતા બાળકને તત્ત્વજ્ઞાન અગર વિજ્ઞાનના સિદ્ધાંતો સમજાવી ન શકે, તેવી રીતે પરલોકના જીવનનો અનુભવ ધરાવનારા અમે લોકો મનુષ્યજાતિને આગળ ઉપર જે પૂર્ણતામય જીવન ગાળવાનું છે તે તમને સમજાવી શકવાનું અમને અસંભવિત લાગે છે. તેથી આ લોક અને પરલોક વિષેના જીવનનું વર્ણન કરવાનું મેં માથે લીધું છે તેનો અર્થ એવો નથી થતો કે જે બધું સત્ય મારા સમજવામાં આવ્યું તે બધું હું તમને કહી જણાવીશ; તો પછી હવે પછી જે સત્ય હું જાણું તેની તો વાત જ શી? કારણ કે અમને પણ બધી સત્ય હકીકતનું સંપૂર્ણ જ્ઞાન થતું નથી. હું તમને જે કહેવા માગું છું તેમાં બે શરતો છે: પ્રથમ એ કે મને જેટલું જ્ઞાન થયું હોય તે પ્રમાણમાં હું તમને જ્ઞાન આપીશ; અને બીજી એ કે તમે સમજી શકો તે પ્રમાણમાં હું તમને કહીશ. આ બે શરતની રૂએ, તમારે જે જે જાણવા જેવું જરૂરનું અને ઉપયોગી હશે તે બધું હું તમને જણાવીશ.

સંપૂર્ણ સમજૂતી આપવાની મુશ્કેલી

મારે કાંઈ ચોંકાવનારી હકીકતો કહેવાની નથી. પણ અહીં અમને જીવન કેવા પ્રકારનું લાગે છે તે જાણવાથી તમને ફાયદો થાય એમ હું ધારું છું; કારણ કે હાલ તે જીવન જેવું અમને લાગે છે, તેવું તમને હવે પછી લાગશે. તમારા સ્વાર્થને બાજુએ રાખી તમારે તમારા જીવનમાં શું શું કરવાનું છે તેની નિરીક્ષા કરવી એમાં હમેશ લાભ સમાયેલો છે. એક ચોક્કસ મુદ્દા ઉપરથી ઊપડી જે ધ્યેયને તમારે પ્રાપ્ત

ધ્યેયને લક્ષમાં રાખવાથી થતા લાભો

કરવાનું છે તે ધ્યેય લક્ષમાં રાખી તમે સીધા ચાલ્યા જાઓ તો તમને આડાઅવળા જવું ન પડે. રસ્તે ભૂલા પડી જવાનો તમને હમેશ ભય રહે છે. ધોરી માર્ગને ચૂકી, ગલીકૂંચીમાં કદાચ તમે જતા રહો. ગલીકૂંચીમાં જવાથી તમે આગળ ન વધી શકો. તેમ જવાથી તમારા વખત અને શક્તિની બરબાદી ન થવા દેવી એ જ જીવનનો વિકટ પ્રશ્ન છે. બીજી રીતે કહીએ તો તમે તમારું ધ્યેય ધ્યાનમાં રાખી તે જ માર્ગે ખંતથી આગળ ધપ્યા જાઓ.

આમાં જે શક્તિઓની જરૂર પડે છે તેને સબળ કરવાની જરૂર છે. જે ઇન્દ્રિયનો હવે પછીના જીવનમાં ખપ નથી તેનો વિકાસ કરવામાં જિંદગી ગાળવી નકામી છે. તમારે તમારી જિંદગી દરિયાઈ સફરોમાં ગાળવી હોય તો તમને કેળવણી આપનારા લોકોની સ્પષ્ટ ફરજ એ છે કે તમને તે માટે લાયક બનાવવા. અને તેથી, તમે જ્યારે આ બાજુ પર આવશો ત્યારે તમને પ્રથમ ખ્યાલ એ આવશે કે તમે તમારું ગયું જીવન નકામું ગુમાવ્યું. આપણને મળેલી તકોનો સદુપયોગ એટલે શું અને દુરુપયોગ એટલે શું, આપણી શક્તિનો શેમાં ઉપયોગ કરવો અને શેમાં નહિ, શેમાં આપણી ઉન્નતિ છે અને શેમાં અધોગતિ છે, આપણા અસ્તિત્વનો શું હેતુ છે અને શું નથી, એ બધી બાબતોમાં આપણા જીવનસંજોગોમાં ફેર હોવાથી આપણા ખ્યાલ એટલા બધા જુદા છે કે અહીં આવનારામાંથી ઘણાખરાને પ્રથમ એમ જ લાગે છે કે તેમણે દુનિયામાં રહી જીવનનું કાંઈ સાર્થક્ય કર્યું નહિ. તેમણે પોતાનું જીવન લાખો મેળવવામાં વ્યતીત કર્યું, પણ બેંકમાં મૂકેલા તેમનાં નાણાં અહીં તેમની સાથે આવતાં નથી અને તેથી તેઓ માર્યા જાય છે.

ભવિષ્યના જીવન માટે લાયક બનો

અત્રે મેં એવો વાંધો રજૂ કર્યો કે આ તો બાઇબલમાં આવેલી એક પુરાણી વાત છે કે તમે તમારો ખજાનો એવો રાખો કે તેને ઉધાઈ યા જીવજંતુ બગાડે નહિ, કાટથી કટાય નહિ અગર ચોર ઘર ફાડી લૂંટી જાય નહિ.

હા, તે મારા જાણવામાં છે; આ બાજુ પરથી ઘણાઓએ તમારી દુનિયામાં જન્મ લઈ તમને ઉપદેશ આપ્યો છે અને તે લોકોએ તમને જે ઉપદેશવચનો અનેક વાર કહ્યાં હોય તેનાં તે ન કહેતાં હું તમને બીજું કાંઈ કહું એમ જો તમે ધારતા હોવ તો તમારી મોટી ભૂલ છે. "તમે તમારો ખજાનો એવી જગ્યાએ ન રાખો કે જ્યાં જીવજંતુ તેને બગાડે, યા કાટથી તે કટાઈ

જૂનીપુરાણી વાત

જાય અને જ્યાં ચોર આવી ચોરી જાય," આ સૂત્ર તમે જોઈએ તેટલી વાર સાંભળ્યું છે, પણ તમે તે પ્રમાણે વર્તો છો ? મારે તમને ભાર દઈને ફરી તેની તે હકીકત જણાવવાની છે, અને એમ પણ કહું છું કે અમારા બધાનો અનુભવ પણ એ જ પ્રમાણે છે. અદૃશ્ય વસ્તુઓ જ શાશ્વત અને કીમતી છે, અને અત્યારે હું તમને આગ્રહપૂર્વક એ જ જણાવવા માંગું છું કે મૃત્યુ પછી જે વસ્તુઓ લાભદાયી નથી તેના પર નહિ પરંતુ જે વસ્તુઓ શાશ્વત છે અને અત્રે આવ્યા પછી પણ તમને કામની થઈ પડે એમ છે તેમાં તમારું ધ્યાન પરોવો.

શાશ્વત વસ્તુઓમાં તમારું ધ્યાન પરોવો

૧૩મી એપ્રિલ

મેં જે ગઈ કાલે લખ્યું તે પ્રસ્તાવના રૂપે હતું હવે મારે જે સંદેશો આપવાનો છે તે જ હું એકદમ લખવા માંડું છું.

પ્રકરણ ૧

## આ દુનિયાના જીવન વિષે

આ દુનિયાનું જીવન એટલે એક પ્રકારની લાગણી અને પોતાના અસ્તિત્વનું ભાન. જેમ તમે આ બાબતમાં વધારે ઊંડા ઊતરશો તેમ તમે આ જ નિર્ણય ઉપર આવો. લાગણી અને અસ્તિત્વનું ભાન એ બે વસ્તુઓ જીવનનાં ચિહ્ન છે. અને જયાં સુધી મનુષ્ય જીવતો હોય ત્યાં સુધી તે રહે છે.

હવે, લાગણી થાય છે તે દેહરૂપી બાહ્ય યંત્રને. આ બાહ્ય યંત્રમાં આત્મા વસે છે.

તમારે સમજવાનું છે તે એટલું જ કે દેહના જન્મતાં પહેલાં પણ આત્મા હતો અને દેહ માટીમાં મળી ગયા પછી પણ આત્મા કાયમ રહેશે.

દેહનો જન્મ થતાં પહેલાં પણ આત્માનું અસ્તિત્વ

દેહમાં યાંત્રિક રચના હોય છે અને તે એવા પ્રકારની હોવી જોઈએ કે સ્થૂળ જીવનમાં આત્માને તેના વિકાસ માટે જોઈએ તેટલો અનુભવ મળી રહે. આ યાંત્રિક રચનામાં લાગણી અને ભાન એ મુખ્ય બાબતો છે. કેટલીક બાબતોમાં આ ભાનની જરૂર હોય છે; જિંદગીની દરેક પળે તેની જરૂર નથી. દેહને ભાન ન હોય છતાં પણ કેટલીક વખત દેહરૂપી સાંચો ચાલ્યા જ કરે. દાખલા તરીકે આપણે ભરઊંઘમાં પડેલા હોઈએ તે વખતે આપણને આપણી હયાતીનું ભાન હોતું નથી, છતાં પણ જિંદગી તો ચાલુ જ રહે છે અને ઊંઘમાં પણ ઇન્દ્રિયો તેમનું કામ કર્યા જ કરે છે. જિંદગી એટલે શું તે સમજાવવા અત્રે હું પ્રયત્ન કરું છું.

અને પ્રથમ કહ્યું તેમ હું ફરી કહું છું કે જિંદગી એક પ્રકારની લાગણી અને પોતાના અસ્તિત્વનું ભાન.

જ્યારે લાગણી મરી જાય ત્યારે દેહનું મૃત્યુ શરૂ થાય છે. આત્માનું

મૃત્યુ છે જ નહિ, અને ખાસ કરીને સ્થૂળ દેહમાં રહી આત્મા ઉન્નતિ પામતો હોય ત્યારે તો નહિ જ. પરલોકમાં શું છે તે વિષે

જિંદગીનાં બે ચિહ્નો

હું હવે પછી કહીશ, હમણાં નહિ. તમે જેને જિંદગી કહો છો તે એક પ્રકારની લાગણી છે અને લાગણીને અંગે થયેલું પોતાની હયાતીનું ભાન છે.

તે શું કહેવા માગતી હતી તેની સમજણ ન પડવાથી હું કંઈક અધીરો થયો.

હું કહું છું તે બધું બરાબર છે, પણ તમારું ચિત્ત વ્યગ્ર થયેલું છે. મારે જે લખવાનું છે તે હું લખી રહું ત્યાં સુધી થોભો અને પછી વિચાર કરો. તમે ઘણા જ શંકાશીલ છો. મારે તમને જે કહેવાનું છે તેની ચિંતા મને છે. અને તે શું હશે તે તમે જાણતા નથી તેથી એમ નથી સાબિત થતું કે હું પણ તે જાણતી નથી. હવે મને આગળ લખવા દો.

હવે, આ દુનિયાની જિંદગી એટલે દેહરૂપી યંત્ર દ્વારા આત્માને જે લાગણી થાય તે. એ પ્રમાણે હોવાથી દેહના જન્મ પહેલાં અને દેહના મૃત્યુ પછીની જિંદગી વિષે આપણે શું ધારવું? દેહના

મૃત્યુ પહેલાં અને મૃત્યુ પછી આત્માની સ્થિતિ

જન્મ પહેલાં એટલું કહેતાની સાથે તમને એકદમ પુનર્જન્મના વિચાર આવવા માંડે છે. પણ વગર સમજે તમે શબ્દોનો અનર્થ ન કરો. હું તમને કહું છું તે આત્માની પૂર્વસ્થિતિ વિષે, અને નહિ કે પુનર્જન્મ વિષે. તે વિષે મારે કાંઈ કહેવાનું છે જ નહિ. બધા આત્માઓ પરમાત્માના અંશ છે અને તેથી અમર છે.

સ્થૂળ દેહમાં વસી તે મારફતે તાલીમ મેળવવાનું આત્મા માટે અગત્યનું ગણાયું છે; કારણ તો સર્વશક્તિમાન પ્રભુ જાણે. આત્મ અંતિમ ઉદ્ધાર મેળવવાના કાર્યક્રમનો આ એક વિભાવ છે. આ પહેલાં કદાચ જન્મ પામ્યો પણ હોય—આ ઈશ્વરી નિયમ સર્વને ર સરખો છે. પણ તે જુદી રીતે લાગુ પાડવામાં આવે છે. હું—

( અત્રે લખાણ અટકી પડ્યું. )

અંતિમ શ્રેણી

## સને ૧૯૦૮ ( અપૂર્ણ છે )

હમણાં પહેલી વાર જ પ્રગટ થાય છે

## સૂચના

"૨૭મી સપ્ટેમ્બર, ૧૯૦૮

" પ્રિય બહેન જુલિયા, મારી વિશ્રાંતિનો આ છેલ્લો રવિવાર છે. હું પાછો ધમાચકડીમાં પડું ત્યારે પણ દરરોજ અડધો કલાક તમારે માટે કાઢું એમ તમે ઇચ્છો છો ? "

જુલિયા—" મારા પરમ પ્રિય મિત્ર, આ બાબતસર મેં અનેકવાર લખ્યું છે. તે સિવાય વધુ કહેવાનું બીજું કાંઈ નથી. તમે અહીં એકાંતમાં હોવ તેના કરતાં ત્યારે તમે ધમાચકડીમાં હોવ ત્યારે તમને મારી જરૂર વધારે છે, કારણ કે અહીં અમે તમારા મગજ ઉપર અસર કરી શકીએ છીએ પણ બીજે ઠેકાણે અમને તે મુશ્કેલ લાગે છે, અને ફક્ત તમારા હાથનો જ ઉપયોગ કરી શકીએ છીએ. તેથી હું કહું છું કે તમારી મરજી ફાવે તેટલો વખત અમારે માટે જુદો કાઢજો પણ અમને અહીં એકલા તજી ન દેશો; તમારો તેટલો વખત નકામો ન જાય. જુઓ, અમે બધા તમારી સાથે મળી ભેગાભેગા કામ કરનારા છીએ. અને આપણે એકબીજા સાથે સંદેશાવ્યવહાર રાખવો જરૂરનો છે. પણ તમારે સંદેશા ચલાવવાની તમારી પોતાની રીતને યોગ્ય પદ્ધતિ પર મૂકવી એ તમારા વિચાર સાથે હું મળતી થાઉં છું.

" તમને યાદ છે કે પંદર વર્ષ પર જે નવા જીવનમાં હું પેઠી હતી તે વિષે મને વધુ જ્ઞાન થાય નહિ ત્યાં સુધી તે સંબંધી તમને માહિતી આપવાનું મેં મુલતવી રાખ્યું હતું. હવે આટલાં વર્ષો થયાં હું અહીં વસી છું. હું ઘણું શીખી છું અને તે બધું શીખવવાને હું તૈયાર છું. હું જ્યારે તમારી દુનિયામાં હતી તે વખતે મને શું શું જાણવાની ઇચ્છા થતી હતી તેનો વિચાર કરી, મનુષ્યો સૌથી વધારે શું

જાણવા ઇચ્છે છે તે મને મારી રીત પ્રમાણે કહેવા દેશો તો તમને બહુ લાભકારક જણાશે એમ હું ધારું છું. જેમ જેમ હું આગળ લખતી જઈશ તેમ તેમ તમારા પ્રશ્નોના ઉત્તર આપતી જઈશ. અને આ રીતે પરલોકનું જીવન કેવા પ્રકારનું છે તે વિષેનું સંપૂર્ણ જ્ઞાન તમને મારી તેમ જ અહીં મારી સાથે મળીને કામ કરતા બીજાઓ તરફથી મળશે. મને હજુ ઘણું થોડું જ્ઞાન છે એ વાત ખરી; હજુ હું માત્ર કિનારા પર જ છું. પણ ત્યાં પણ હું છું. હું જેટલું જાણતી હોઈશ તેટલું તમને કહીશ. તે બહુ સરળ રીતે કહીશ.

"હું એક વાત બહુ સ્પષ્ટ રીતે જોઈ શકું છું. અને તે એ છે કે તમે લોકો સૌથી સાદામાં સાદી વાતો પણ સ્પષ્ટ રીતે સમજી શકતા નથી. તમે બધા થોડેઘણે અંશે ગૂંચવાડામાં પડી ગયા છો. મને પણ પહેલાં એમ જ હતું. હું ધારું છું કે મારા સહાયકોની સહાયથી તમને ઘણી બાબતો એટલી બધી સ્પષ્ટ રીતે સમજાવી શકું એમ છું કે તેથી મૃત્યુરૂપી ઘાથી ઝૂરી મરતાં દિલોને પુષ્કળ આશ્વાસન મળશે અને જે લોકો આ જિંદગીરૂપી જાત્રાએ આવેલા છે અને તેમાં હાડમારીઓ ભોગવ્યા કરે છે તેના દિલને એક સબળ ટેકો મળશે. હવે, તમે મને તમારા હાથનો ઉપયોગ કરવા દેશો તો હું તમને વચન આપું છું કે હું તમારી ઇચ્છા પૂર્ણ કરીશ. ડરો નહિ. તમે જોશો કે બધા ધર્મોના સૌથી સારામાં સારા સિદ્ધાંતો ખરા છે, અરે, તમે હમણાં ધારો છો તેના કરતાં વધારે ખરા છે. અમારા લોકોની ઘણો લાંબો વખત થયાં એવી ઇચ્છા હતી કે આવા પ્રકારનું એકાદ પુસ્તક લખાય તો ઘણું સારું. તે માટે ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા છે અને તમારા લોકોને તેને માટે પુષ્કળ માહિતી મળી ચૂકેલી છે. પરંતુ હું તમને મારી જાતે નવેસર બાતમી આપી શકું એમ છું; તમારે ફક્ત તમારા હાથનો મને નિયમિત રીતે ઉપયોગ કરવા દેવો; તો જેમ કોઈ મિત્ર દરિયાને તળિયે કલ્પિત જળસ્ત્રીઓ સાથે રહેવા ગયો હોય અને ત્યાંથી જેટલી ખબર તમને મોકલાવે તેટલી ખબર, હું કહું છું કે હું તમને પરલોક વિષે આપી શકું. એમાં કેટલીક બાબતો એવી છે કે જે સમજાવવી મુશ્કેલ પડે એમ છે, અને કેટલીક તો એવી છે કે જે સમજાવી શકાય જ નહિ. કેટલીક બાબતો એવી છે કે તે સમજાવવાની અમને મના છે. છતાં પણ, તે ઉપરાંત બીજા ઘણા સરળ સિદ્ધાંતો છે, અને હું ધારું છું કે જો તમે મને તમારા હાથે લખવા દો તો હું તે લખી શકીશ.

"જુલિયા"

## જુલિયાની ૧લી કથા

"૨૮મી સપ્ટેમ્બર, ૧૯૦૮

"પ્રિય બહેન જુલિયા, તું તારી કથા આ અઠવાડિયે શરૂ કરવા માગે છે કે આવતે અઠવાડિયે? તારી ઇચ્છા પ્રમાણે હું કરવા તૈયાર છું."

જુલિયા—"પરમસ્નેહી વિલિયમ, હું હમણાં જ શરૂ કરવા માંગું છું. હમણાના જેવો બીજો સારો પ્રસંગ નથી.

"તમે જ્યારે મૃત્યુ પામો છો ત્યારે એક પ્રકારનો ફેરફાર થાય છે. આ ફેરફાર જુદા જુદા મનુષ્યોને જુદી જુદી જાતનો લાગે છે. હું તેથી ધારું છું કે મૃત્યુ પામેલા મનુષ્યને તે વખતે શું લાગે છે તે બને તેટલી સ્પષ્ટ રીતે તમને પ્રથમ વર્ણવું તો ઠીક. મને શું લાગ્યું હતું તે મેં મારા પત્રોમાં તમને જણાવ્યું છે. મને કાંઈ દરદ કે પ્રાસકો કે કોઈ પણ પ્રકારની લાગણી થઈ નહોતી. જાણે ભરઊંઘમાંથી હું સાજીતાજી જાગૃત થઈ હોઉં એમ મને લાગ્યું. એ પ્રમાણેનો મારો અનુભવ હતો અને તે ઘણો સુખદાયક હતો. આવો અનુભવ ઘણાને થાય છે, પણ દરેકને તેમ જ થાય છે એમ ન કહી શકાય. તમારી દુનિયામાંથી અમારી દુનિયામાં આવવાના ઘણા રસ્તા છે. આમાં સૌથી સામાન્ય રસ્તો એ છે કે :કાંઈ પણ દુઃખ દરદ વિના જાણે મનુષ્ય ઊંઘમાંથી જાગૃત થતો હોય એવું તેને લાગે છે; અને આરામ, શાતા અને શાંતિ તેને લાગતી હોય એવો પ્રથમ અનુભવ થાય છે. જે લોકો અચાનક મૃત્યુનો ભોગ થઈ પડેલા છે તેવા મૃત્યુ પામેલા લોકો—આ (મૃત્યુ પામેલા લોકો) શબ્દ અયોગ્ય છે છતાં પણ તે વાપર્યા વગર મારો છૂટકો નથી એવો મને ડર લાગે છે—તેમનામાં શું ફેરફાર થયો છે તે સમજી શકતા નથી. તેને એમ જ લાગે છે કે જાણે તે એકદમ સાજા થઈ ગયા છે. તમારા સ્થૂળ દેહનો ત્યાગ કરો તેની સાથે તમારું શારીરિક દુઃખ પણ જાણે તમારા દેહ પરથી વસ્ત્ર સરી પડતું હોય તેમ અળગું થઈ જાય છે, તમે સાજાતાજા જાગૃત થાઓ છો, અને જેમ કોઈ નઠારા સ્વપ્નમાંથી જાગતાં તે માત્ર સ્વપ્નું જ હતું એ જાણી તમને જેવો આનંદ થાય છે તેવો તમને પ્રથમ આનંદ થાય છે. આ તમને એટલું બધું સારું અને સ્વાભાવિક લાગે છે કે ઘણી વખત ખરેખરું શું બન્યું છે તે તમે ભૂલી જાઓ છો. મને પણ એમ જ થયું હતું તે તમે જાણો છો. અને હવે મને લાગે છે કે દરેકને સામાન્ય રીતે આવો જ અનુભવ

થાય છે. ઘણાને તો એમ જ થાય છે કે જાણે તે મૃત્યુ પામ્યા જ નથી. અલબત્ત, તેઓ મૃત્યુ નથી પામ્યા એ વાત ખરી. તેમનામાં બધી શક્તિઓ મોજૂદ છે; તેઓ જોઈ શકે છે, સાંભળી શકે છે, આમતેમ ફરી શકે છે, દરેક વસ્તુ તેમને પ્રથમના જેવી દેખાય છે. તેમનામાં જે ફેરફાર થયો છે એનું જ્યારે પ્રથમવાર તેમને ભાન થાય છે, ત્યારે તેમને આચકો લાગે છે. 'આનું નામ મૃત્યુ. જો તેમ હોય, તો મૃત્યુ જેવું કાંઈ છે જ નહિ !' કારણ કે આપણે ધારતા હતા તેના કરતાં આ તદ્દન જુદું જ છે. આપણે એમ ધારીએ છીએ કે આપણું જીવન આપણો દેહ પડે તેની સાથે પૂરું થાય છે. અહીં એમ તમારા જાણવામાં આવે છે કે સ્થૂળ દેહમાં તમે જે જીવન ગાળો છો તે ઘણું ટૂંકું છે, આપણી હયાતીના મહાન વર્તુળનો માત્ર એક નાનો ભાગ છે. તમે આગળ વધો છો. કદી અટકતા નથી. કેટલીક વખત તમે નિદ્રાવશ થાઓ છો, પણ તમે હમેશ જાગૃત રહો છો." (અત્રે મેં મનમાં ને મનમાં સવાલ પૂછ્યો કે 'મૃત્યુ પછી દરેકને તેના પાપપુણ્ય પ્રમાણે બદલો મળે છે તેનું શું ?')

જુલિયા—"મહેરબાની કરી મને આગળ લખવા દો. મારાથી બને તેટલી સાદી અને સરળ રીતે મને મારી વાત કહેવા દો."

"માણસ જ્યારે મૃત્યુ પામે છે ત્યારે તે જેવો હોય તેવી સ્થિતિમાં જાગૃત થાય છે. પુરુષ હોય તો પુરુષ અને સ્ત્રી હોય તો સ્ત્રી રહે છે. તે બાળક હોય તો બાળક રહે છે; અને વૃદ્ધ હોય તો વૃદ્ધ રહે છે. જો તેમ ન હોય તો તમે તમારું પોતાપણું ભૂલી જાઓ અને તમને બીજો દેહ પ્રાપ્ત થયો હોય એવું તમને લાગે." (મારા મને એવો સવાલ ઉઠાવ્યો કે 'ખૂંધા, આંધળા, લંગડાનું શું ?')

જુલિયા—"મારા પરમપ્રિય મિત્ર, તમારા સવાલોના જવાબ હું પછીથી આપીશ, પણ તમે જો વચ્ચે નવી નવી બાબતો લાવ્યા કરશો તો મારે કહેવાનું છે તે હું નહીં કહી શકું. તમારાથી બને તો સ્વસ્થ રહો. તમારું મન આતુરતાથી જાતજાતના સવાલો પૂછ્યા કરતું હોય, તે વખતે તમારા હાથને હું મારા હાથની માફક વાપરી નહીં શકું. હું પ્રયત્ન કરીશ પણ તમારું મન શાંત નહીં રહે તો મને ડર રહે છે કે મને ભાગ્યે જ તક મળશે. તરતના જન્મેલા બાળકનું મૃત્યુ થાય ત્યારે તેને તમારી દુનિયામાં ભાગ્યે જ ભાન આવવાનું પણ શરૂ થયું હોય છે. તમારી દુનિયા કરતાં ખરું જોતાં તે અમારી દુનિયામાં જ જન્મ પામે છે. પૃથ્વી

ઉપર તેને કાંઈ અનુભવ થયેલો નહિ હોવાથી તેને કોઈ પણ વસ્તુ યાદ નથી. બીજા કેટલાક માણસોને પણ પ્રથમ તેમના સ્થૂળ જીવનનું કાંઈ ભાન રહેતું નથી.”

( ચાલુ )

## જુલિયાની ૨જી કથા

“ ૨૯મી સપ્ટેમ્બર, ૧૯૦૮

“ પ્રિય બહેન જુલિયા, મને વિચાર ઉપર વિચાર આવ્યા કરે છે, અને તેથી મારાથી પ્રશ્નો પૂછયા વગર રહેવાતું નથી. દાખલા તરીકે, ધારો કે પૃથ્વીની વસ્તિ દોઢ અબજ માણસોની છે. અને તેમાં દર વર્ષે દર ૧૦૦૦ માણસ દીઠ ૨૦ માણસો મૃત્યુ પામે છે તો એ હિસાબે દર મિનિટે ૬ અથવા તો દર વર્ષે ૩ કરોડ માણસો મૃત્યુ પામવા જોઈએ. આ બધા જીવો તમારા તરફ આવે છે તેમને માટે જેમ ન્યુયોર્કમાં આવતાં માણસોને માટે સ્થાન છે તેમ તમારે ત્યાં એવું એકાદ સ્થાન નથી કે જ્યાં તેમનો આદરસત્કાર કરી શકો ? ”

જુલિયા—“ મારા પરમસ્નેહી વિલિયમ, તમારો પ્રશ્ન તદ્દન સ્વાભાવિક છે; પણ હું મારે કહેવાનું છે તે જ ચાલુ રાખીશ.

“ મેં તમને ગઈ કાલે જણાવ્યું છે કે નાનાં બાળકો જેવા કેટલાક જીવોને અમારી દુનિયાના જીવન સિવાય બીજા કોઈ જીવનનું ભાન હોતું નથી. બીજા કેટલાક જીવો ઘણા લાંબા વખત સુધી આવા બેભાનમાં રહે છે. બીજા કેટલાક એવા હોય છે કે તેમનું અકસ્માત મૃત્યુ થવાથી તેઓ જ્યારે અહીં આવે છે ત્યારે જાણે તેઓ બેભાન થઈ ગયા હોય એવા દેખાય છે, અને જ્યાં સુધી તેમની છેવટની સ્મશાનવિધિઓ પૂરી ન થાય ત્યાં સુધી તેઓ બેશુદ્ધ રહે છે. દરેક યુગમાં મનુષ્યોએ સ્મશાનવિધિઓને પ્રાધાન્ય આપેલું છે તેનું મુખ્ય કારણ મૃત્યુ પામેલા મનુષ્યો તરફ પોતાની ફક્ત દિલગીરી દર્શાવવાની નથી પરંતુ મૃત્યુ પામેલા મનુષ્યોને તેથી જાહેર કરવાનું છે કે તેમના જીવનમાં હવે ફેરફાર થયો છે. દેહમુક્ત થયેલા આત્માને તેનો સ્થૂળ દેહ છૂટી ગયેલો માલૂમ પડે છે અને તેના ઘરમાં પહેલાની માફક બધું ચાલતું જુએ છે, તે વખતે તે પણ તેના પ્રથમના ઘરમાં હાજર હોય છે અને જે થાય છે તે બધાંનું તેને ભાન હોય છે; તેને

એમ સમજ નથી પડતી કે મારું મૃત્યુ થયેલું છે, અને કેટલીક વખત એવું બને છે કે પોતાની ખરી સ્થિતિનું તેને પૂરેપૂરું ભાન આવતાં ઘણો લાંબો વખત નીકળી જાય છે. તેના પોતાના માણુસો તેના તરફ લક્ષ આપતા નથી કે તેના સવાલને જવાબ આપતા નથી તે જોઈ તેને ઘણું દુઃખ થાય છે અને પોતે જાણે કોઈ ગૂંચવણભરેલા સ્વપ્નમાં હોય એવું તેને લાગે છે. જ્યાં સુધી તેને બીજો કોઈ સૂક્ષ્મદેહી તેની સ્થિતિની ખાતરી કરી આપે ત્યાં સુધી તે ત્યાં ને ત્યાં જ રહે છે. જે લોકો પરલોક શું છે તે જાણુતા નથી અગર તો પરલોક વિષે જેમના વિચારો તદ્દન જુદા પ્રકારના હોય છે તેમને ઘણુંખરું આમ થાય છે. તેમના મૃત્યુ પછી પણુ તેઓ તે જ દુનિયામાં છે એ સત્યનું તેમને ભાન આવતું નથી. તેમને બે કારણોથી તેમનું મૃત્યુ થયું હોય એમ લાગતું નથી. પ્રથમ તો, તેઓ બાહ્ય દુનિયાને દેખી શકે છે અને તેથી તેમને જણાય છે કે તેમાં કાંઈ ફેરફાર થયેલો નથી. અને બીજું એ કે તેમનું ભાન પહેલાના જેવું જેમ ને તેમ કાયમ હોય છે; તેઓ જેવા પહેલાં હતા તેવા જ પોતાને દેખે છે, અને રાત્રે પોતાનાં કપડાં ઉતાર્યા પછી જેમ તેઓ પોતાને બદલાઈ ગયેલા સમજતા નહોતા તેમ હમણાં પણુ તેઓ પોતાને પહેલાના જેવા જ ધારે છે.

"મેં મારા શબને જોયું અને મને પહેલવહેલાં લાગ્યું કે કાંઈક થયું છે. ત્યાર પછી મેં જોયું કે મારી ચાકરી માટે રાખેલી નર્સ મને જોતી નહોતી કે હું કહું તે સાંભળતી નહોતી પણુ જાણે મારો સ્થૂળ દેહ હું પોતે હોઉં એમ ધારી રડતી હતી. સામાન્ય રીતે આમ જ થાય છે. દેહથી છૂટો પડતો આત્મા પૂરેપૂરી શુદ્ધિમાં હોય છે, અને જે દેહમાં પોતે વસતો હતો તેને જડવત્ પડી રહેલો જુએ છે. આત્મા અને દેહ, જેને આત્માનું નિવાસસ્થાન કહું તો પણુ ચાલે, તેનો સંબંધ તૂટે છે તેની અસર આત્મા ઉપર સમાન્ય રીતે થતી નથી. કેટલાકના સંબંધમાં તેથી જુદું જ થાય છે. તેમને એમ લાગે છે કે તેમનો આત્મા અને તેના નિવાસસ્થાન દેહનાં બંધનો જાણે એક પછી એક તૂટતાં નહિ હોય; પણુ એ બંધનો તૂટતાં વાર લાગે તો પણુ તેથી કાંઈ દુઃખ થતું નથી. આ વિષય પર મેં ઘણા સાથે વાતચીત કરી છે. અને તેમાંના ઘણાખરાએ મને કહ્યું છે કે તેમનો અને મારો અનુભવ મળતો આવે છે. તેમનો આત્મા તેમના દેહથી કયારે છૂટો પડયો તેની ચોક્કસ પળ તેમને યાદ હોય એમ તેઓ મને કહી શકયા નથી. કેટલાક કહે છે કે તેમનો દેહ શ્વાસોચ્છ્વાસ લેતો બંધ પડયો. ત્યાર પહેલાં તેમણે દેહ

તજી દીધો હતો, બીજાઓનું એમ કહેવું છે કે તેમનો દેહ પડયા પછી પણ તેઓ થોડો વખત તેમાં રહ્યા હતા. પણ આ તો અપવાદ રૂપે છે, અહીંના ઘણાખરા આત્માઓ એકની એક જ વાત કહે છે. તેઓ ઊંઘમાં પડયા હતા; જે જગ્યાએ તેઓ ઊંઘતા હતા ત્યાં જ તેઓ જાગૃત થયા. જાગીને જુએ છે તો પોતે સાજાતાજા હતા; પ્રથમ તો તેમને એમ લાગ્યું જ નહીં કે તેઓ મૃત્યુ પામ્યા હતા. કેટલાક ધર્મોમાં મરણની અણી ઉપર આવેલા મનુષ્ય માટે છેવટની પવિત્ર ક્રિયાઓ કરવામાં આવે છે અને તેમ કરી તેમને મૃત્યુ શરણ થવા માટે તૈયાર કરવામાં આવે છે. આવા માણસોને પણ તેમનું મૃત્યુ થાય છે ત્યારે પ્રથમ એમ નથી સમજાતું કે તેમનું મૃત્યુ થયું છે. તેઓ જાણતા હતા કે તેઓ થોડો વખતમાં મરવાના છે, પણ તેમણે એમ નહોતું ધાર્યું કે મરણ પામવું એટલે જે જગ્યાએ તેઓ અંધારમાં પડયા હતા તે જ જગ્યાએ પોતાની સર્વ જૂની શક્તિઓ અને સ્મરણો સાથે સારી તાજી સ્થિતિમાં પાછા જાગૃત થવું; અને આમ થવાથી તેઓ હમેશ પ્રથમ આશ્ચર્ય પામે છે અને ગૂંચવાડામાં પડી જાય છે. આવી રીતે તન્દુરસ્ત સ્થિતિમાં આવવું એને ઘણાઓ એક જાતનું સુખમય સ્વપ્નું ધારે છે અને રખે ને એ સ્વપ્નું જતું રહે અને તેઓ પાછા જાગે તો તેમનું અસલનું દુઃખ અને અશક્તિ પાછાં આવે એવો ભય રહે છે. આ બધું મેં લખ્યું છે તે જાગૃત થયા પછીની જ પળને માટે અને ઘણા-ખરાઓને થયેલા અનુભવ વિષે લખ્યું છે. પણ તેમાં ઘણા અપવાદો છે. સામાન્ય રીતે તન્દુરસ્ત સ્થિતિમાં દુઃખદરદ વિના જાગૃત થવું એનું નામ મૃત્યુ છે અને તેની પ્રથમ અસર એ થાય છે કે મનુષ્ય આશ્ચર્ય પામી ગૂંચવાડામાં પડી જાય છે. ”

( ચાલુ )

## જુલિયાની ૩જી કથા

“ ૩૦મી સપ્ટેમ્બર, ૧૯૦૮

“ પ્રિય બહેન જુલિયા, આજે હું બહારગામ જવાનો છું. આવતી કાલે હું પાછો આવીશ, પણ મને સવારમાં પ્રથમ આ કામને માટે વખત મળશે કે નહિ તે હું કહી શકતો નથી.—વિલિયમ સ્ટેડ. ”

જુલિયા—“ મારા પરમસ્નેહી વિલિયમ, તમારો વિચાર હશે તો ગમે તેમ કરી વખત મળશે. હું મારી કથા આગળ ચલાવું છું.

" જે લોકો અહીં નવાસવા આવે છે તેમના મિત્રો, સગાવહાલાંઓ અને પ્રિયજનો આ બાજુ પર પ્રથમ આવેલાં હોય તો તેઓ તેમને માટે વાટ જોઈને ઊભાં રહે છે. અને જો અહીં નવા આવનારાઓ તેમનું ધ્યાન ધર્યા કરતા હોય તો તેઓ ખાસ કરીને તેમને માટે રાહ જોતાં હોય છે. વિસ્મરણથી તમારે ત્યાં જેમ વિયોગ થાય છે તેમ અહીં પણ થાય છે. પરંતુ જે મનુષ્યોનાં દિલ આ દુનિયામાં આવેલા લોકોની સાથે પ્રેમમાં પરોવાયેલાં છે તે લોકો પોતાનાં પ્રિયજનોને તેમને માટે પરલોકમાં વાટ જોતાં ઊભેલાં જુએ છે. અને તેઓ નજરોનજર જે જુએ છે તેમાં અને જે જોવાનું ધારતા હતા તેમાં એટલો બધો તફાવત માલૂમ પડે છે કે જે મનુષ્યોને તેઓ લાંબા વખતથી મરી ગયેલા ધારતા હતા તે જ માણસો પરલોકમાં તેમનો આદરસત્કાર કરતા જણાય છે, તો પણ તે લોકોને તે સ્વપ્નસમ ભાસે છે. સૌથી પ્રથમ ગૂંચવણ અને આશ્ચર્ય લાગે છે. તમને યાદ હશે કે જ્યારે હું અહીં આવી ત્યારે પ્રથમ હું એકલી હતી. ખરેખર શું બનાવ બન્યો હતો તે મારી મેળે હું સમજું એટલા માટે મને મારી નર્સ સાથે અનુભવ લેવા દેવામાં આવ્યો, ત્યાર પછી મારી પાસે ફિરસ્તો આવ્યો. તે મને લાંબો લાગે એવે રસ્તે થઈને મારા સગાંવહાલાં અને મિત્રો પાસે લઈ ગયો. કેટલીક વખત આમ બને છે અને કેટલીક વખત નથી બનતું. કેટલીક વખત આત્મા દેહનો ત્યાગ કરી જાય ત્યાર પહેલાં મૃત્યુ પામેલાં તેનાં પ્રિયજનોનો આદરસત્કારભરેલો અવાજ તેના સાંભળવામાં આવે છે; દેવના દૂતો તેના જોવામાં આવે છે અને ભૂમંડળનું સંગીત તેનાથી સંભળાય છે. પણ આવા દાખલાઓ ઘણા થોડા હોય છે. જીર્ણ વસ્ત્રની પેઠે જ્યાં સુધી દેહનો ત્યાગ થાય નહિ ત્યાં સુધી તમારાથી જોઈ કે સાંભળી શકાતું નથી ને નવું જીવન શું છે તે સમજી શકાતું નથી.

" મહેરબાની કરીને તમે વિચારે ન કરો. તમારાથી બને તેટલા શાંત બેસો. તમારું મન આતુર અને ઉપરાછાપરી સવાલો ઉઠાવે એવું છે. મને તે તોફાની ભરતીના પાણી જેવું લાગે છે અને તેને સામે હારે તરતાં મને ઘણી મુશ્કેલી પડે છે.

" ફિરસ્તાઓ અહીં નવા આવેલા આત્માની બરદાસ લે છે એમ મેં કહ્યું છે, તેને બદલે મારે એમ કહેવું જોઈએ કે કેટલીક વાર ફિરસ્તાઓ બરદાસ લે છે અને કેટલીક વાર નથી લેતા. હમેશ તેઓ હાજર રહેતા નથી, કેટલીક વખત કોઈ પણ હોતું નથી અને કેટલીક વખત તેના કરતાં પણ ખરાબ થાય છે. ( મને જેમ ફાવે તેમ લખવા દો. વચ્ચે વચ્ચે વાંધાઓ ન ઉઠાવો અને તમારી મુશ્કેલીઓ રજૂ ન કરો. )

"કેટલીક વખત દેહથી છૂટા પડેલા આત્માને બધું ઘોર અંધકારમય લાગે છે. તેનાથી કશું દેખાતું નથી, જાણે તેનું સર્વસ્વ નષ્ટ થયું હોય એવું તેને લાગે છે; જાણે પોતે એકલો પડી ગયો હોય એમ થાય છે અને તેથી તેને પરિતાપ થાય છે. આને નર્ક કહે છે. નર્ક કાંઈ જોડી કાઢેલી વાત નથી. જેમ સ્વર્ગના અધિકારીઓને સ્વર્ગ મળે છે તેમ નર્કના અધિકારીઓને નર્ક મળે છે. ના, હવે તમે જે સવાલ વારેઘડીએ ઉઠાવ્યા કરો છો તે મારે લક્ષમાં લેવો જોઈએ. ના, એમ કહેવામાં આવે છે કે નર્કમાં શિક્ષા થાય છે; તેવા પ્રકારનું આ નર્ક નથી. શિક્ષા જો થાય તો તે માત્ર પ્રસંગોપાત્ત. પ્રેમ એ આખી સૃષ્ટિનો નિયમ છે, પ્રેમ એ પ્રભુ છે એ તમે ખચિત માનજો; અને આ લોક કે પરલોકમાં કોઈને પણ ખોટું દુઃખ દેવામાં આવતું નથી; જો કદી આવે તો તે એટલા માટે કે તે દુઃખ અને દિલગીરીમાંથી પરિણામે હર્ષ અને આનંદ ઉત્પન્ન થાય. નર્ક એ એક જાતનું માણસને સુધારવાનું સ્થાન છે. અહીં તમે તમારી જિંદગીમાં જે કર્મો કર્યાં હોય અને જે સારામાઠા વિચારો વિચાર્યા હોય તેનું પરિણામ જુઓ છો. જેવું વાવો તેવું અહીં લણો. તમારે એમ ન ધારવું કે જેમ કુદરતી કાયદો તમારી દુનિયામાં જેટલો સખત છે તેથી અહીં ઓછો સખત હોય. અમને તે અહીં સખત નથી લાગતો કારણ કે અમે તે વધારે સહેલાઈથી સમજી શકીએ છીએ. જે લોકો નર્કમાં પડેલા હોય છે તેઓની આંખો નર્કના અંધકારમાં ખૂલે છે ત્યારે આટલા દુઃખમાં પણ તેઓને ઈશ્વરનું દયાળુપણું દેખાય છે. પાપનું પાપિષ્ટપણું કેટલું બધું હોય છે તે જ્યાં સુધી તમે તેનાં પરિણામ ન જુઓ ત્યાં સુધી તમે સમજી નહિ શકો. પૃથ્વી ઉપર આ પરિણામો ઢંકાયેલાં રહે છે. અહીં તે પ્રગટ થાય છે. તમે તમારાં કર્મો જોઈ શકો છો. આ દેખાવ ઘણી વખત ભયાનક લાગે છે. અને જેવી રીતે જે મનુષ્યના દિલમાં પ્રેમ હોય તેને માટે તેનાં પ્રિયજનો અહીં વાટ જોતાં ઊભાં રહે છે તે પ્રમાણે જે માણસે બીજાઓને ધિક્કાર્યા હોય, ઈજા કરી હોય અગર તજી દીધા હોય તે માણસ જ્યારે અહીં આવે છે, ત્યારે તેના ધિક્કાર, ઈજા અને બેદરકારીનો ભોગ થઈ પડેલા લોકો તેની સામે ખડા થાય છે; તે પાપી માણસને ફટકાવવા માટે તેમના હાથમાં તેઓ ચાબૂક નથી રાખતા પરંતુ તેને એટલું જ બતાવે છે કે "તારાં કર્મો જો. તેં અમને આ દશાએ પહોંચાડયા છે."

વિ. સ્ટેડ—"પણ જુલિયા ?"

જુલિયા—"ના, એક પણ પ્રશ્ન નહિ. બસ કરો."

(ચાલુ)

## જુલિયાની ૪થી કથા

"૧લી ઑક્ટોબર, ૧૯૦૮

"પ્રિય બહેન જુલિયા, હું પાછો ઘેર આવ્યો છું. તમારી કથા ચલાવો."

જુલિયા—"જ્યારે આત્મા દેહથી છૂટો પડી અહીં આવે છે ત્યારે ઘણી વખત તેને અટકી પડવું પડે છે. જે નવી દુનિયામાં તે આવ્યો છે તે તેને અજાણી છે અને તેમાં પોતે અજાણ્યા જેવો છે. પરંતુ અહીં એવા આત્માઓ માટે ફિરસ્તાઓ રાખેલા છે; તેઓ તરત સમજી જાય છે કે કયો આત્મા મિત્રરહિત અને એકલો પડી ગયેલો છે. આ ફિરસ્તાઓમાંથી જ મારે માટે એક ફિરસ્તો આવ્યો હતો. નવા આવનાર આત્માને ઝાઝો વખત અટકી રહેવું પડતું નથી; તેને લાભ થાય એટલો જ વખત તેને અટકી રહેવું પડે છે. ત્યાર પછી આ નવા આવનાર આત્માએ પોતાને માટે બીજી કાંઈ તૈયારી ન કરી રાખી હોય તો તેનો સત્કાર કરનાર ફિરસ્તો તેને બે શબ્દો કહે છે. આ ફિરસ્તાને તેની નિશાની તરીકે હું આગળ જણાવી ગઈ છું તેમ પાંખો હોય યા ન હોય.* જો આ નવો આત્મા તેના દેહનું મૃત્યુ થવાની વાત માને તો કાંઈ મુશ્કેલી પડતી નથી. મારા સંબંધમાં કાંઈ મુશ્કેલી પડી નહોતી અને તેથી મને મારા ઓળખાણ-વાળાઓ પાસે લઈ જવામાં આવી હતી. તેમાંનાં કોઈ પણ મારા ખાસ સ્નેહી નહોતાં, નહિ તો તેઓ મારે માટે વાટ જોઈને ઊભાં હોત. અહીં આવનારા લાખો સ્ત્રીપુરુષો તેમના મૃત્યુ પછી પણ તેમનું જીવન ચાલુ રહે છે એ વાત જાણી દિગ્મૂઢ બની જાય છે. તેઓ ચોક્કસ માની બેઠા હોય છે કે મૃત્યુ પછી બધાંનો અંત આવી જાય છે, અને જ્યારે તેમને ખબર પડે છે કે મૃત્યુ પછી પણ બધું પાછું ચાલુ રહે છે ત્યારે તેઓ ઘણી વખત ક્રોધાયમાન થાય છે અને કેટલીક વાર તેમને આપવામાં આવતી કોઈ પણ પ્રકારની સલાહ કે શિખામણ તેઓ લક્ષમાં લેતા જ નથી. તેથી તેમને ઘણી વાર પડતા મૂકવામાં આવે છે. અને પછી તેઓ સ્વાનુભવથી સમજે છે કે (૧) તેઓ તેની તે જ દુનિયામાં, પરંતુ જુદા ભુવનમાં, હજુ જીવંત વ્યક્તિઓ છે; (૨) જે ઉચ્ચતર જીવન તેમની સમક્ષ પડેલું છે તેમાં તેમણે જો પ્રગતિ કરવી હોય તો તેમણે નવી દુનિયાના નિયમો જાણવા જોઈએ. આ નવી દુનિયાનું નૂર તે પ્રેમ છે; તે આપો-

* પાન ૩૧

આપ પ્રગટ થાય છે અને ઘણાને તે એકદમ ગમી જાય છે. તેમને ઘણું ચેન લાગે છે અને સ્વર્ગમાં, પ્રેમરૂપી પ્રભુ સાથે રહેવામાં તેમને અત્યંત આનંદ થાય છે. પરંતુ જે લોકોનો સ્વભાવ ખરાબ અને સ્વાર્થી છે અને તેથી જેઓ પ્રેમરહિત અને અત્યંત સ્વાર્થપરાયણ થયેલા હોય છે તે લોકો સૂર્યના પ્રકાશસમ ઉજાસમાં પણ પોતે અંધસમાન બની જાય છે. આ ઉજ્જ્વલપણું દુનિયામાં અવનવા રંગ અને ભવ્યતાની રેલછેલ કરી મૂકે છે. છતાં તેની દૃષ્ટિ અંધ થયેલી હોવાથી તેનું તેજ તેનાથી દેખી શકાતું નથી. સ્વાર્થરહિત પ્રેમ એ આત્માનું ઇપ્સિતતુ છે; આ ઇપ્સિતતુથી મનુષ્ય પ્રભુને પામી શકે છે, અને સ્વર્ગમાં જઈ શકે છે. જે નામો પહેલેથી વપરાતાં આવ્યાં છે તે જ નામ હું વાપરું છું; કારણ કે સ્વર્ગ અને નર્કરૂપી જે બે ભાગ ઠોકી બેસાડવામાં આવ્યા છે તે એકંદર રીતે જોતાં તદ્દન ખોટા નથી, તો પણ ખરી વસ્તુસ્થિતિનો તેનાથી ખ્યાલ આવી શકે એમ નથી. પણ કદાચ એમ પણ હોય કે આટલો તીવ્ર ભેદ તેમાં જો ન રાખ્યો હોય તો તે બે વચ્ચે શું તફાવત છે તે મનુષ્યો કદાચ સમજી પણ ન શકે. ન જાણી શકાય એવાં લાખો કારણોને લીધે સ્વર્ગનું નર્ક અને નર્કનું સ્વર્ગ બની જાય છે. લેઝેરસની વાતમાં સ્વર્ગ અને નર્ક વચ્ચે જે અંતર બતાવેલું છે તેવું અંતર તે બે વચ્ચે નથી. સ્વર્ગ અને નર્ક વચ્ચે અસંખ્ય નાના નાના માર્ગો છે. જે આત્માઓ નર્કરૂપી કારાગૃહમાં પડેલા હોય અને જેને પ્રભુના પ્રેમરૂપી પ્રકાશમાં વસતા આત્માઓ ઉપદેશ આપતા હોય તેને સ્વર્ગવાસી આત્માઓ આ માર્ગેથી સ્વર્ગમાં ધીરે ધીરે દોરી લાવે છે. આ ઉપદેશ બીજો કોઈ નહિ પણ તેમને પ્રેમથી ચાહી પ્રેમમાં તેમની શ્રદ્ધા ઉત્પન્ન કરવાનો અને તે લોકો બીજાને પ્રેમથી ચાહતા શીખે તેમ કરવાનો છે. હું આગળ કહી ગઈ તેમ નર્કમાં પડેલા આત્માઓને ઉગારી નર્કને ખાલી કરવું એમાં જ સ્વર્ગમાં વસતા આત્માઓનો આનંદ સમાયેલો છે; અને મને લાગે છે કે એના કરતાં વધારે સત્ય વસ્તુ બીજી કોઈ નથી. આ કાર્ય સહેલું નથી, પણ જ્યારે અંધકારમાં છવાયેલા આત્માનાં ચક્ષુઓ ખૂલી જાય અને તેનું જીવન યોગ્ય રીતે જતું થાય, તો તેથી તેના ઉપદેશક આત્માને કેટલો બધો અનહદ આનંદ થાય! આ દુનિયા તમારી દુનિયાના જેવી જ છે, ફેર માત્ર એટલો જ છે કે અહીં આત્માને સર્વ વસ્તુઓ દૃશ્યમાન હોય છે, અને તેની દૃષ્ટિને બંધ કરનાર જડ પદાર્થોનું આવરણ તેના પર હોતું નથી.

"જુલિયા"

(ચાલુ)

## જુલિયાની ૫મી કથા

૨૭ આક્ટોબર, ૧૯૦૮

"પ્રિય બહેન જુલિયા, બહુ મોડું થઈ ગયું. સાંજના છ વાગ્યા છે. શુ કરું? આજે સવારે મને વખત મળી શક્યો નહિ."

જુલિયા—"મારા પરમસ્નેહી વિલિયમ, નિયમિત રહેવું હમેશ ઘણું સારું છે. પણ ફિકર નહિ, આજનો દિવસ અપવાદરૂપ છે.

"પ્રેમરહિત આત્માની દશા ઘણી શોકમય થાય છે. પણ તેમાં નિરાશ થવા જેવું કાંઈ નથી; તેમ કોઈ કદી સુધરી શકશે જ નહિ એમ ધારી અમે આશા છોડી દેતા નથી. કેટલાક એટલા બધા અંધ હોય છે કે જાણે તેમનાં ચક્ષુઓ જતાં રહ્યાં હોય એમ લાગે છે; પણ અમે તેમને તજી દેતા નથી. આખરે બધા પ્રેમરૂપી પ્રભુના તેજને પામશે. આ તેજ સર્વ ઠેકાણે સરખા પ્રમાણમાં હોતું નથી. સ્વર્ગ અને નર્ક વચ્ચેના ભાગ પર સંધ્યાના જેવો આછો પ્રકાશ હોય છે; મનુષ્ય અને પ્રભુ પ્રતિ સંપૂર્ણ પ્રેમ ધરાવનારા આત્માઓ જે ભૂમંડળોમાં રહે છે ત્યાં ઘણો તેજસ્વી પ્રકાશ હોય છે. ઉપર કહેલા બે પ્રકારના તેજમાં આસમાન જમીનનું અંતર છે. આ દુનિયામાં અને આખી સૃષ્ટિમાં પ્રસરી રહેલો પ્રેમરૂપી પ્રભુના તેજનો મહિમા જેમ જેમ અમે વધારે ને વધારે સમજતા જઈએ છીએ તેમ તેમ અમારી વધારે ઉન્નતિ થતી જાય છે. (તમારા સવાલના જવાબ હું પછી આપીશ. હાલ મને ગમે તેવી રીતે લખવા દો. મારે મારી કથા કેવી રીતે સરળ બને એ વાત ખાસ લક્ષમાં રાખવાની છે.)

"મેં આગળ કહ્યું છે તે ફરીવાર હું કહી જાઉં છુ. પ્રથમ તો માણસના મૃત્યુ વખતે તેને દુઃખ કે દરદ થતું જ નથી. બીજું, મૃત્યુ પછી આત્મા શુદ્ધિમાં આવે છે ત્યારે આશ્ચર્યમાં ગરકાવ થાય છે. ત્રીજું, પોતે પહેલાં હતો તેનો તે જ છે અને તે તેની તે જ દુનિયામાં છે તે જોઈ તેને આશ્ચર્ય થાય છે. ચોથું, પોતાના પરલોકવાસી મિત્રો સાથે પ્રેમપૂર્વક સંબંધ જાળવી ન રાખ્યો હોય તો આત્માને ભાન આવે છે ત્યારે તે એકલો જ હોય છે. પાંચમું, આવાં એકલવાયા આત્માને ફિરસ્તાઓ સહાય કરે છે. છઠ્ઠું, જે લોકો પોતાનું મૃત્યુ થયું છે એમ નથી માની શકતા તે લોકો આ ફિરસ્તાઓની સહાયને સ્વીકારતા નથી.

સાતમું, પ્રેમરહિત આત્માઓની અંધકારમય દશા. આઠમું, જેઓ તેમને ત્યાં મળે છે. નવમું, સ્વર્ગ અને નર્કનો નિકટ સંબંધ, ઘડીકમાં સ્વર્ગ નર્કસમાન થાય તો ઘડીકમાં નર્ક સ્વર્ગસમાન બને. દશમું, પ્રભુના સર્વવ્યાપી પ્રેમનું જેમ જેમ આપણને વધુ ને વધુ જ્ઞાન થતું જાય તેમ તેમ આપણે સ્વર્ગની ઉચ્ચતર ભૂમિકા પ્રાપ્ત કરતા જઈએ છીએ. હું ધારું છું કે શરૂઆતમાં આટલી સાદી રૂપરેખા બસ છે. જેમ જેમ તમે તેમ જ બીજા લોકો મને પ્રશ્નો પૂછતા જશો અને તેના હું ઉત્તર આપતી જઈશ તેમ તેમ તેમાં ઉમેરો થતો જશે. હાલ આટલી વસ્તુઓ પૂરતું તો મને ચોક્કસ જ્ઞાન છે. અહીં મારા નવા પુસ્તકનું પ્રથમ પ્રકરણ પૂરું થાય છે.

"દેહમુક્ત થયેલા આત્મા અને જે લોકો પાછળ રહ્યા હોય તેની વચ્ચે કેવો સંબંધ રહે છે તે બીજા પ્રકરણમાં આપવામાં આવ્યું છે. આ બાબતમાં મને શું અનુભવ થયો હતો તે તમે જાણો છો. ઘણાખરાને લગભગ એવો જ અનુભવ થાય છે એમ હું સમજું છું. એટલે પ્રથમ તમે જેને પાછળ મૂકી આવો છો તેના તરફથી તમે ગમે તેટલું કરો તો પણ તમને જવાબ મળતો નથી તેથી તમે ગુસ્સે થાઓ છો. ધારો કે તમે પૂરેપૂરી તંદુરસ્તીમાં છો, તમને પૂરેપૂરું ભાન છે; તેવી સ્થિતિમાં તમે તમારાં પ્રિયજનોની વચમાં ઊભા છો અને તે લોકો તમારી ગેરહાજરી, તમારા મૃત્યુને લીધે વિલાપ કરી રહ્યા છે. તમે તેની સાથે બોલવા જાઓ છો, તેઓ કાંઈ પ્રત્યુત્તર વાળતા નથી. તમે તેમને સ્પર્શ કરો છો, છતાં તમારો સ્પર્શ તેમને લાગતો નથી. તમારા મિત્રો જ્યારે મરી ગયા હતા ત્યારે તમને કેવું લાગતું હતું તે તમને યાદ આવે છે અને તે મૃત્યુ પામેલા લોકો કેવા જીવતા અને કેટલા બધા તમારી પાસે હતા છતાં તમે તે નહોતાં સમજી શક્યા તેથી તમને હવે કેટલું બધું આશ્ચર્ય લાગે છે. તમારી અને તે લોકોની વચ્ચે અદૃશ્ય પણ વજ્રસમાન પારદર્શક અંતરાયરૂપે કંઈક છે એ જોઈ તમને મૂંઝવણ લાગે છે, અને મેં કહ્યું તેમ તમને ગુસ્સો લાગે છે. તરતના મૃત્યુ પામેલા લોકો જેમ પતંગિયાં પ્રકાશવાળી બારી સાથે અફળાય તેમ આ અંતરાય સાથે માથાફોડ કરે છે. તેમને કાંઈ અંતરાય દેખાતો નથી; છતાં તેમને કાંઈ પ્રત્યુત્તર મળતો નથી. મારે કહેવું જોઈએ કે મૃત્યુ પછી જે મુખ્ય અને સર્વસામાન્ય અનુભવ દરેકને થાય છે તે પ્રથમ આશ્ચર્ય છે અને બીજું, જે લોકોને આપણે જોઈ શકીએ છીએ, તેમનું બોલવું સાંભળી શકીએ છીએ અને તેમને સ્પર્શ કરી શકીએ છીએ તે

લોકો આપણને જાણે જોઈ ન શકતા હોય, આપણું કહેવું સાંભળી ન શકતા હોય અને આપણને સ્પર્શ ન કરી શકતા હોય એવી જાદુઈ સ્થિતિમાં પડેલા હોય એવા દેખાય છે. તેમની સાથે વાતચીત ન કરી શકવાથી આપણી ધીરજ રહી શકતી નથી અને આપણે મૂંઝવણમાં પડી જઈએ છીએ.

"જુલિયા"

## જુલિયાની ૬ઠી કથા

"૩જી ઑક્ટોબર, ૧૯૦૮

"પ્રિય બહેન જુલિયા, તારાથી લખાય તો લખ, સમજી?"

જુલિયા—"હા, હું તમારા હાથનો કોઈ પણ વખતે ઉપયોગ કરી શકું એમ છું. આપણા વિષય સિવાય બીજા વિષયમાં તમારું મન ચકડોળે ચડયું હોય તો તેનાથી મને નુકસાન નથી થતું.

"જે લોકો પોતાના મિત્રોને છોડીને અહીં આવેલા છે તેમના સંબંધમાં તેમની કેવી સ્થિતિ હોય છે તે વિષે હું મારી વાત આગળ ચલાવું છું. જે લોકો અહીં નવાસવા આવેલા હોય છે તેમને એમ માલૂમ પડે છે કે તેઓ પોતાનાં પ્રિયજનો સાથે રહી શકે પણ તેમની સાથે વાતચીત ન કરી શકે ત્યારે તેમના મનની લાગણી ટૅન્ટેલસના જેવી થાય છે. તેમના મિત્રો તેમને જોઈ શકે અને તેમનું કહેવું સાંભળી શકે એવી આશામાં ને આશામાં તેઓ પ્રયત્ન કર્યા કરે છે અને આખરે તેમાં નિષ્ફળ થતાં દુઃખી મને પોતાના મિત્રોને છોડી જવાની તેમને ફરજ પડે છે. મૃત્યુ પામ્યા પછી તરત મૃત મનુષ્ય દેખા દે છે તે તમે જાણો છો. પાછળ રહેલાઓને આવી રીતે દેખા દેવામાં ફતેહમંદ થનારાઓનું પ્રમાણ ઘણું થોડું છે. મૃત્યુ પછી તરત જ આવી રીતે ફતેહ મેળવનારા ઘણા હોય છે, કારણ કે તેઓ તરત જ પ્રયત્ન કરે છે અને તેથી આપણને તેનું પ્રમાણ વધારે દેખાય છે. પરંતુ તે ઉપરથી આપણે એમ સમજવાનું નથી કે મૃત્યુ વખતે પ્રયત્ન કરે તો ફતેહ મળવાનો સંભવ ત્યાર પછીના પ્રયત્ન કરતાં કોઈ પણ રીતે વધારે હોય.

"જે નિયમ પ્રમાણે ચાલવાથી અમે તમારાથી દેખાઈ શકીએ તે નિયમ મારે તમને સમજાવવો મુશ્કેલ છે. એ વિષે પ્રથમ અમને કાંઈ ખબર હોતી નથી; અમારો સૂક્ષ્મ દેહ દેખાવાનો આધાર અમારી પોતાની ચતુરાઈ કે જ્ઞાન કરતાં અમે જેની પાસે જઈ દર્શન દઈએ તેની

સૂક્ષ્મ દૃષ્ટિ ઉપર વધારે હોય છે. મારો પોતાનો દાખલો લો. હું તમને કહી ગઈ કે પહેલાં હું મારી નર્સ પાસે ગઈ, ત્યાર પાછી હૂડી પાસે, પછી મિનર્વા પાસે અને તે બધા પ્રયત્નમાં હું નિષ્ફળ ગઈ. ત્યાર પછી હું મિ. ઓલ બુલની સ્ત્રી પાસે ગઈ; તેની સૂક્ષ્મ દૃષ્ટિ ખૂલેલી હતી; તે મને જોઈ શકી. પણ હૂડીને મેં વચન આપ્યું હતું તે પ્રમાણે તેની સન્મુખ દેખાતાં મને કેટલાંક અઠવાંડિયાં થઈ ગયાં. હૂડીની સૂક્ષ્મ દૃષ્ટિ ખૂલેલી ન હતી, તેથી તે મને કેવી રીતે જોઈ શકે તે શીખવાની મને જરૂર પડી હતી. મેં તેને વચન આપ્યું ન હોત તો આવી રીતે દર્શન દેવાના નિયમોની તપાસ કરવાનું મને સૂઝત નહિ. આ નિયમોની ઘણા સૂક્ષ્મદેહીઓને હજુ પણ ખબર નથી. પરંતુ મેં વચન આપેલું હોવાથી જે જે લોકો મને ડાહ્યા અને ચતુર દેખાયા તે બધાને હું પૂછ્યા કરતી કે હું શું કરું તો મારા મિત્રો મને જોઈ શકે. મેં માત્ર દૃશ્યમાન થવાનું જ પૂછ્યું હતું. હું કહું તે મારા મિત્રો કેવી રીતે સાંભળી શકે અગર તેઓ મને સંગીન રૂપમાં કેવી રીતે જોઈ શકે તે વિષે જો મેં પૂછ્યું હોત તો મારાથી તે પણ થઈ શકત. પણ મેં માત્ર દૃશ્યમાન થવાનું પૂછ્યું. ઘણી તપાસ કર્યા પછી મને એક સૂક્ષ્મદેહી મળ્યો; તેણે ઘણી વાર આવું દર્શન દીધું હતું. તેણે મને કહ્યું કે 'એ પ્રયોગ ઘણો સરળ છે. પણ તે સરળ છે તેથી તેને નકામો ન ગણશો. આતુરતાથી, એકચિત્તે ધ્યાન ધરો; તમારા પ્રથમના સ્વરૂપનું જેવું ચિત્ર હોય, આકૃતિ હોય અથવા દેખાવ હોય તે વિષે ધ્યાન ધરો. તેથી તમારા અસલના સ્થૂળ શરીરના જેવી વિચારાત્મક મૂર્તિ ખડી થશે. તે થાય એટલે તેને તમારી સાથે લઈ યોગ્ય તકની રાહ જુઓ. તે વખતે જેને તમે દર્શન દેવાના હોવ તેની સૂક્ષ્મ ઇન્દ્રિયો દુનિયાદારીની જંજાળથી દબાઈ ગયેલી અગર અંધકારમાં પડેલી ન જોઈએ. આ પ્રમાણે હોય તો તમે દૃશ્યમાન થશો એમ તમને લાગશે.' અને ખરેખર તેમ જ થયું.

"દૃશ્યમાન થવામાં કેટલીક મહેનત પડે છે અને કેટલીક કાળજી રાખવી પડે છે. જે લોકો આવા દર્શનને માટે પહેલેથી આતુર થઈ બેઠા હોય તેને દર્શન આપી શકાય છે. તે ઉપરાંત ઘણા મનુષ્યોને એકીવખતે પણ દર્શન દઈ શકાય છે. પણ તેમાં ઘણી વિચારશક્તિ, ઇચ્છાશક્તિ અને એકબીજાની સહાયની જરૂર પડે છે. સંદેશાવ્યવહાર શરૂ કરવામાં ઘણા લોકો રસ લે એમ છે; તેથી તેઓ સહાય પણ કરે. આવી રીતે દૃશ્યમાન થઈ શકાય કે નહિ એ વિષે જેમ તમારી દુનિયામાં ઘણા લોકો શંકા રાખે છે તેમ અમારે ત્યાં પણ

પરંતુ તેનાં કારણો જુદાં છે. તમને આવાં દશ્યોમાં શ્રદ્ધા નથી, કારણ કે તમે અમને જોઈ શકતા નથી. અમને શ્રદ્ધા નથી, કારણ કે અમે તમને ઘણી સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ, અને છતાં તમે અમને જોઈ શકો એવું અમારાથી કાંઈ થઈ શકતું નથી.

"જુલિયા"

( ચાલુ )

## જુલિયાની ૭મી કથા

"પમી ઑકટોબર, ૧૯૦૮

"પ્રિય બહેન જુલિયા, કાલે રવિવાર હતો તથા મારું શરીર અને મન અસ્વસ્થ હતાં તેથી મેં તને ગઈ કાલે લખવા દીધું નહિ. હમણાં ફાવશે ?"

જુલિયા—"તમે જોશો કે વખતસર અને નિયમિત થવામાં બહુ લાભ છે. આ દુનિયામાંથી તમારી દુનિયા સાથે સંદેશા ચલાવવાના નિયમો ઘણા સખત છે, અને આવો વ્યવહાર બાંધવા માટે કેટલાક મૂર્ખાઈભરેલા પ્રયત્નો થયા હતા તે વિષે તમે જેમ વધારે જાણતા જશો તેમ તમને અજાયબી લાગશે. પણ હવે હું આગળ ચલાવીશ.

"અમારી દુનિયામાંથી તમારે સંદેશો મોકલવો હોય તો જેની સાથે તમે વાતચીત કરવા માગતા હોવ, તેની અને તમારી વચ્ચે સહાનુભૂતિભરેલો સંબંધ પ્રથમ સાધવો જોઈએ. કેટલીક વખત એમ પણ બને છે કે આવો સંબંધ ન હોય તો પણ તમારા પોતાના બળથી તમે તમારું દશ્ય બીજાને બતાવી શકો છો. પરંતુ સામાન્ય રીતે સોમાંથી નવાણું દાખલાઓમાં જે મનુષ્યને સૂક્ષ્મદેહી પોતાનું દશ્ય બતાવવા માગતો હોય, તેની અને તે સૂક્ષ્મદેહીની વચ્ચે એક સબળ વિચારરૂપી પ્રવાહ ચાલુ થવો જોઈએ. આ જ કારણને લીધે ઘણા મનુષ્યો એકસામટાં ઘણાં દશ્યો જોઈ શકતા નથી. સમાન વિચારવાળા બે મનુષ્યો, જાણે તે એક જોડના હોય એવા, સાથે બેસે તો તેઓ બન્ને એક સૂક્ષ્મદેહીની મૂર્તિ સાથે જોઈ શકે. પણ સામાન્ય રીતે જે મનુષ્ય બીજા સાથે આવા માનસિક વિચારપ્રવાહથી તન્મય થયેલો હોય તે જ આવું દશ્ય જોઈ શકે. જેમ વિદ્યુતઉત્પાદક યંત્ર સાથે જોડેલો તાર લોખંડનો હોય કે ત્રાંબાનો હોય છતાં તેમાં વિદ્યુતનો પ્રવાહ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય છે તેમ આ વિચારરૂપી પ્રવાહ પ્રેમમય હોય કે ધિક્કારયુક્ત હોય તેની

ફિકર નહિ. બન્ને વચ્ચે સંબંધ સાધવા માટે એકસરખી લાગણી હોવી જોઈએ; તે જ ખરી અનિવાર્ય વસ્તુ છે.

"ખાસ અનુકૂળ સંજોગો સિવાય અમારું દશ્ય તમને બતાવવાનું કામ સહેલું નથી. મેં ઘણી જુદી જુદી રીતે મારું દશ્ય બતાવ્યું છે. પ્રથમ બે વખત મેં હૂડીને મારું દર્શન આપ્યું. ત્યાર પછી સૂક્ષ્મદેહીને આહ્વાન કરવાની એક બેઠકમાં મેં મિ. બ–ની સ્ત્રીને દર્શન આપ્યું. એક છબી પાડનારને તેમ જ બીજાઓને પણ મેં મારું દશ્ય બતાવ્યું છે. પરંતુ આ સર્વ દાખલાઓમાં અમારે મહેનત કરવી પડે છે. અને અમુક હદ સુધી તે મહેનત થઈ શકે; તે ઉપરાંત નહિ. ઘણા લાંબા વખત સુધી—એટલે અર્ધો કલાક કે તેથી પણ વધારે વખત—જો અમારે અમારું દશ્ય નિભાવવું હોય તો અમારે અમારી દુનિયામાંના બીજા ઘણા આત્માઓની મદદની જરૂર પડે છે. તમે જોશો કે સૂક્ષ્મદેહીઓને આહ્વાન કરવાની બેઠકોમાં સંજોગો અનુકૂળ હોવા છતાં, અમારી દુનિયામાંથી તમને મળવા આવનારાઓ તરત પાછા ચાલ્યા જાય છે. સાધારણ દશ્યોમાં અમારો દેખાવ માત્ર પળ વાર સુધી જ પહોંચે છે. હૂડી મને જોઈ શકે તેટલા માટે મેં મારું દશ્ય ઘણી મિનિટો સુધી નિભાવ્યું હતું, પણ તે ક્વચિત્ બને છે. સામાન્ય રીતે અમે અમારું દશ્ય એક–બે પળ સુધી બતાવી શકીએ છીએ, પછી તે અલોપ થઈ જાય છે. અમારી મૂર્તિને ખડી કરવી એ સૌથી સહેલું અને સાધારણ કામ છે. તેની પાસે બોલાવવું એ ક્વચિત બને છે, અને તેને દશ્યમાન કરી તેની પાસે શબ્દોચ્ચાર કરાવવો તથા તેને સ્પર્શ કરી શકાય એવી રીતે તેનું બાહ્ય રૂપ સંગીન બનાવવું એ સૌથી અઘરામાં અઘરું કામ છે. અમારી મૂર્તિને જડ પદાર્થના જેવી સંગીન બનાવવામા અમને ઘણું બળ વાપરવું પડતું હોવાથી ત્યાર પછી બોલવાની અમારામાં જોઈએ એટલી તાકાત રહેતી નથી. અમારી છબી પડાવવામાં અમને તેટલી મહેનત પડતી નથી, કારણ કે અમારા સૂક્ષ્મ પદાર્થની છાપ અમે છબી પાડવાના કાચ ઉપર પાડી શકીએ છીએ. પરંતુ જ્યાં સુધી તમે તમારા તરફથી અમને સંજોગો અનુકૂળ ન કરી આપો ત્યાં સુધી અમારાથી કાંઈ થઈ શકે નહિ. અમે સૂક્ષ્મ અણુઓથી અમારા સ્વરૂપ જેવી મૂર્તિ રચીએ છીએ. જે સંજોગોમાં આ મૂર્તિને કાંઈ નડતર ન આવે અગર છે તેવી ને તેવી કાયમ રહે તેને હું અનુકૂળ સંજોગો કહું છું. જ્યારે તમારું મન ક્ષુબ્ધ અથવા ઉશ્કેરાયલું હોય, જ્યારે તમારી અને અમારી વચ્ચે તન્મયપણું ન હોય, કર્કશ

અવાજ અથવા પ્રકાશિત રોશની હોય, અને ખાસ કરીને રોશનીના ઓચિંતા ઝળકારા થતા હોય, ત્યારે અમારાથી કાંઈ પણ થઈ શકતું નથી. પણ તમે અમને સંજોગો અનુકૂળ કરી આપો, એટલે બે-ત્રણ ખરા જિગરથી કામ કરનારા અને સૂક્ષ્મદેહીઓને જોઈ તેમ જ સાંભળી શકનારા મનુષ્યોના મન સરળ, સ્થિર અને એકતાર કરી આપો, તો અંધારા અને શાંતિમાં અમારું દશ્ય તમને બતાવવાનું જરા પણ મુશ્કેલ નથી. ભલે અમે પહેલી અગર તો છઠ્ઠી બેઠકે તેમ ન કરી શકીએ. પરંતુ તમારે ઉતાવળથી આશા રાખ્યા કરવી નહિ અગર ઉતાવળથી કાંઈ પણ કામ કરવું નહિ, માત્ર તમારા મન ઉપર અમારાથી ધારેલી અસર થાય એવી રીતે, શાંતિ અને આનંદથી ધીરજ રાખવી.

"જુલિયા."

## જુલિયાની ૮મી કથા

"૬ઠ્ઠી ઓક્ટોબર, ૧૯૦૮

"પ્રિય બહેન જુલિયા—તારો સંદેશો આગળ ચલાવ."

જુલિયા—"મારા પરમસ્નેહી વિલિયમ, હું હમણાં લખવાની છું તે વાંચીને તમને કદાચ આશ્ચર્ય લાગશે. તે આ પ્રમાણે છે: આ દુનિયામાંથી તમારી સાથે સંદેશાવ્યવહાર રાખવા માટે જો કે પ્રથમ બધાને બહુ જ ચિંતા હોય છે, પરંતુ તે ઇચ્છા હાલના સંજોગો જોતાં વધારે વખત ટકતી નથી. મેં મારા પ્રથમના પત્રોમાં લખ્યું છે કે જે લોકો અહીં આવેલા છે તે લોકોને તેમની પાછળ રહેલા લોકો સાથે વાતચીત કરવાની ઘણી જ તીવ્ર ઇચ્છા છે. એ હકીકત ખરી લખી હતી. હું તે વખતે અહીં તાજી જ આવેલી હતી. મારા જેવા જ તાજા આવેલા લોકોના ટોળામાં હું હતી, તે લોકો ભેગા રહી મેં એટલું જોયું કે તે લોકો પ્રેમભંગ થયેલા હોવાથી શોક કરતા હતા, ક્રોધાયમાન થતા હતા અને ભગ્નહૃદય હતા. મેં તેનું અતિશયોક્તિભરેલું વર્ણન કર્યું નથી. તેમના દિલમાં પ્રેમ હોવાથી તેઓ પોતાનાં પ્રિયજનોને જરૂર જોઈ શકે એમ હતું પરંતુ તેમની સાથે વાતચીત કરવા અગર તેમના આંસુ લૂછવા તેઓ અસમર્થ હતા. હાલ, વધારે અનુભવ થયા પછી અને ખરી વસ્તુસ્થિતિનું વધારે સારું અવલોકન કર્યા પછી, મારે કહેવું જોઈએ કે જીવતા મનુષ્યો સાથે વાતચીત કરવાની ઇચ્છા ધરાવનારા "મૃત" મનુષ્યો ઘણા ઓછા છે. જે લોકોના લખાણ અગર

કર્મોની અસર લોકો પર ચાલુ છે અને તેથી તેમનો અને તમારી દુનિયા વચ્ચેનો સંબંધ ચાલુ રહેલો છે તે લોકો સિવાય ઘણા ઓછા લોકોમાં, લાખ્ખે લાખમાં એકમાં પણ, પોતાની પાછળ રહેલા માટે સબળ લાગણી હોય. જેમ મારા પહેલાના વતનમાં કોઈ પરદેશીઓ આવે અને તેને જેમ થાય તેમ અમને અહીં થાય છે. જ્યારે એ પરદેશીઓ ત્યાં આવતા ત્યારે તેમનાં દિલ તેમના અસલના દેશમાં દોડતાં. નવી દુનિયા તેમને નવી અને અજાણ લાગતી. તેમના વતનમાંથી કાંઈ ખબરઅંતર સાંભળવા તેઓ ઇન્તેજાર રહેતા; અને સૂર્યના ઉદયથી તેમને જેટલો આનંદ થાય તેના કરતાં વધુ આનંદ ટપાલ આવે ત્યારે તેમને થતો. પરંતુ થોડા સમયમાં આ દુઃખદ વૃત્તિ મંદ પડે છે, નવી બાબતોમાં તેમને રસ પડે છે, અને થોડાં વર્ષો, અને કેટલીક વખતે તો થોડા મહિનાઓ થાય એટલે તેઓ પોતાને વતન કાંઈ કાગળ પણ લખતા નથી. અહીં અમારા લોકોમાં એથી પણ વધારે ઝડપથી ફેરફાર થઈ જાય છે. તેનું કારણ એ છે કે અમારું નવું જીવન એવું હોય છે કે તેમાં જ અમારું સર્વ ધ્યાન રોકાઈ જાય છે, અને બીજું અમારી પાછળ રહેલા લોકો ધીમે ધીમે અમને અહીં આવી મળે છે. આ પ્રમાણે અમારા સર્વ કુટુંબીઓ આવી મળે, અમારાં પ્રિયજનો અમારી સાથે થાય તો પછી સંદેશા ચલાવવાની તસ્દી અમે શા માટે લઈએ ? ૧,૫૦૦,૦૦૦,૦૦૦ માણસોની વસ્તીવાળી તમારી દુનિયા અમારે મન અજાણ્યા માણસોથી જ ભરેલી છે. અમારું જીવન અમારા ભુવનમાં જ અમારે ગાળવાનું છે. તેથી તમારી સાથે સંદેશા ચલાવવા માટે આ બાજુના લોકોમાં ઘણી જ આતુર અને તીવ્ર ઇચ્છા છે એવું મેં જે કહ્યું છે તે અહીં સર્વને લાગુ પડે છે એમ ન ધારશો. તે વખતે હું જે લોકો સાથે હતી તેમને જ તે લાગુ પડે છે. પણ તે કારણથી તમારે બ્યુરો સ્થાપવા માટે તમારો બનતો પ્રયત્ન ન કરવો એવું સમજવાનું નથી.

" પોતાનો દેશ છોડી અન્ય દેશમાં જઈ વસનારાઓ જાણે તેમનું મૃત્યુ થયું હોય એમ પોતાના સંબંધીઓથી છૂટા પડે છે. પરંતુ તેમને અરસપરસ કાગળપત્રો તથા તાર મળતા રહેતા હોવાથી તેમનું વિયોગ-દુઃખ કંઈક ઓછું થાય છે. 'ફરીથી આપણા ઉપર તેમનો કાગળ આવશે', 'જલદી પત્ર લખજો', તમારી દુનિયામાં મનુષ્યોને આવી રીતે આશ્વાસન મળે છે. જે લોકોના સંબંધીઓ તાજા જ ગુજરી ગયેલા છે તે લોકો આ બ્યુરો મારફતે તેમને સંદેશા મોકલી શકશે અગર તેમની પાસેથી મેળવી શકશે. મૃત્યુરૂપી કારી ઘા ઉપર એથી મલમપટ્ટો થશે.

તરસે કંઠ સુકાતાં લાખો લોકોને જેમ પાણી મળે તેમ તમારો બ્યુરો લાખો લોકોને ઉપયોગી થશે; કરોડો લોકોને ભલે તે ઉપયોગી ન થાય તેથી તમારે એમ સમજવાનું નથી કે બ્યુરોની જરૂર નથી. લાખો લોકો કાંઈ ઓછા નથી, અને દર વર્ષે કરોડો મૃત્યુ પામી પરલોકમાં આવે છે. જ્યારે હું પહેલવહેલી આ બાજુ પર આવી ત્યારે મારા મનમાં એ જ વિચાર આવ્યા કરતો કે મૃત્યુના શોકથી લોકોને વિલાપ કરતા હું કેવી રીતે અટકાવી શકું; આ ખ્યાલ મારા મનમાં કેટલેક દરજ્જે હવે દબાઈ ગયો છે. બ્યુરોથી એમ સાબિત થશે કે અમારી દુનિયા છે; એ જ બ્યુરોનું મોટામાં મોટું કામ છે. શાશ્વતપણાનો ખ્યાલ રાખી; વૈજ્ઞાનિક પદ્ધતિસર મનુષ્યજાતિને તમારે સાબિત કરી આપવાનું છે કે આ લોકમાં તમારું જીવન પૂરું થયા પછી પરલોકમાં તમારું જીવન ચાલુ રહે છે. આ કામ કેટલું ભારે, વિશાળ અને દરેક જમાનાના મહાન પુરુષોએ અખંડ શ્રમ લઈ કરવાલાયક છે તેનો તમને પૂરેપૂરો ખ્યાલ નહિ આવે. દુનિયાની સર્વ ધાર્મિક અને નૈતિક સંસ્થાઓમાં તેથી નવીન જીવન અને નવીન બળ આવે એમ છે.

" જુલિયા "

( ચાલુ )

## જુલિયાની ૯મી કથા

બુધવાર, ૭મી ઑક્ટોબર, ૧૯૦૮

સવારના ૭–૩૦, હેલિંગ દ્વીપ

" પ્રિય બહેન જુલિયા, તારા સંદેશાઓ મારાથી બરાબર લખાય છે ? "

જુલિયા—'પરમપ્રિય વિલિયમ, હા, એકંદરે તેમ થાય છે ખરું !'

" હવે, તમારી અને અમારી વચ્ચે જે અંતરાયો રાખવામાં આવેલા છે તે વિષે હું લખવા માગું છું. તેમાંના કેટલાક અંતરાયો અને તેનાં કારણો મેં મારા પત્રોમાં દર્શાવ્યા છે; પરંતુ પાપીઓને પસંદ પડે એવી આ દુનિયાની અનિષ્ટ બાજુની મને તે વખતે ખબર નહોતી એ તમારે ધ્યાનમાં રાખવું જોઈએ. તે વખતે મારા સમજવા પ્રમાણે પાપ એટલે પ્રેમનો અભાવ, અને બેશક, પ્રેમનો અભાવ એ જ સર્વ પાપનું મૂળ છે. પરંતુ પાપના કેવા જુદા જુદા પ્રકાર છે તથા

પાપીને તેની શી શિક્ષા મળે છે તેનું મને તે વખતે જ્ઞાન નહોતું. પાપની શિક્ષા હમેશ પાપીને સુધારવા, તેનો પુનરુદ્ધાર કરવા માટે જ હોય છે એટલું ખાસ ધ્યાનમાં રાખજો. પરંતુ તમારી દુનિયામાં તેમ જ અમારી દુનિયામાં પાપીઓને સુધારવાના પ્રયોગ જરાયે આનંદદાયક નથી. ખરી વાત છે કે મારા પરિચયમાં આવેલા લોકોમાં એવા ઘણા થોડા લોકો હતા કે જેઓનામાં એટલું બધું પ્રેમશૂન્યપણું હોય કે તેથી તેઓ પાપના વધારે ઊંડા ખાડામાં પડ્યા હોય; અને હું તમને આગળ જણાવી ગઈ તેમ આપણા જે સામાન્ય ખ્યાલ હોય તેનાથી બધું અહીં ઊલટું જ જોવામાં આવે છે. જે લોકો સાધુ તરીકે લેખાતા તે અહીં પાપીઓ નીકળ્યા; અને જે લોકો મહાન પાપી પુરુષો લાગતા હતા તે મોટા સંતપુરુષો જેવા માલૂમ પડ્યા. મેં તમને તે વખત જે કહ્યું છે તે ખરેખર સત્ય છે; અહીં કર્મ નહિ પણ કર્મનો હેતુ વધારે અગત્યનો ગણાય છે. કેટલીક વખત એવાં કર્મો થાય છે કે જેનાં ફળ પરલોકમાં પણ ચાખવાં પડે છે, પણ કર્મના હેતુનાં ફળ જેટલાં ચાખવાં પડે છે તેટલાં નહિ. જેવી કરણી તેવી પાર ઉતરણી. જે વસ્તુઓ તમને ભયંકર ગુના જેવી લાગે છે તે અમને તેનાથી તદ્દન ઊલટી જ લાગે છે. અને જે વસ્તુઓ તમારી નજરમાં કેવળ પુણ્યશાળી લાગે છે તે અમને અહીં આત્માની અધોગતિ કરનારી તથા અમારી દૃષ્ટિ અંધ કરનારી પાપ જેવી દેખાય છે.

"જે નઠારાં કૃત્યો કરવાનું માણસને મન થાય છે અને તેનું અંતઃકરણ તેમ કરવામાં સંમતિ આપે છે તેને, જ્યારે હું પાપકર્મો, દુષ્ટ આચરણો અને ગુનાઓ વિષે ઉલ્લેખ કરું છું ત્યારે હું એમ કહેવા માગું છું કે એવાં પાપકર્મો, દુષ્ટ આચરણો અને ગુનાઓ કરવાની ઇચ્છા એ જ ખરાં પાપકર્મો, દુષ્ટ આચરણો અને ગુનાઓ છે. આત્માને કોઈ પણ પ્રકારની લાલચ મળે અને તે લાલચને વશ થવાની આત્માને ઇચ્છા થાય તે પાપ ન કહેવાય. લાલચને વશ થવાની આત્માને ઇચ્છા સરખી પણ ન થાય તો આત્મા લલચાયો એમ કહેવાય જ નહિ. દાખલા તરીકે બરફનો ટુકડો હોય તેને પરસ્ત્રીગમન કરવા તમે કેમ કરી લલચાવી શકો, અગર સીસાના ટુકડાને હવામાં ઊડવાની લાલચ કેમ કરી ધરી શકો? તે બન્નેથી તેમ થઈ શકે એમ છે જ નહિ. પરંતુ આત્માની સામે લાલચ ખડી થાય અને આત્મા દેહને તેનો ઉપભોગ ન કરવા દે તે વખતે જે હેતુને અમે અગત્યનો ગણીએ છીએ તે પાપમય વાંછના તૃપ્ત કરવાની લાલસા નહિ પરંતુ તે લાલસાને તૃપ્ત નહિ કરવી એ છે. પરંતુ વારંવાર

લાલસાને તૃપ્ત કરવાથી મનુષ્યની ઇચ્છાશક્તિ મંદ પડી જાય, અને સ્ત્રી યા પુરુષ દુષ્ટ આચરણને વશ થઈ દેહનો એવી રીતે ઉપયોગ કરે કે તેથી આત્માના ઉચ્ચ આશયો અટકી જાય, એ પ્રમાણે લાંબા વખત સુધી ચાલ્યા કરે તો આત્માને—એક અનિવાર્ય આદત તો નહિ—પરંતુ એક પ્રકારની લાલસા થયા જ કરે, અને જ્યારે આત્મા અહીં આવે ત્યારે તે જ લાલસાથી તેની મુક્તિ થાય. પરંતુ આ મુક્તિ દુઃખ સહન કર્યાં સિવાય મળતી નથી. દુઃખ સહન કર્યાં સિવાય અહીં કે બીજે કયાંય પણ મુક્તિ છે જ નહિ. જેવી રીતે કોઈ શિલ્પશાસ્ત્રી પોતાની ફરસી વડે આરસના પથ્થરમાંથી પૂતળું કોરી કાઢે તેમ આત્માની મુક્તિ માટે દુઃખ એ શિલ્પીની ફરસી સમાન છે. આ દુર્ભાગી લોકો પોતાના જેવા પાપાત્માઓને પાપકર્મો કરી તેમાંથી આનંદ પામતા જુએ છે અને પોતાને તે આનંદમાં ભાગ મળતો નથી તે જોઈ ઘણા દુઃખી થાય છે. (નહિ, હમણાં તમારે સવાલ પૂછવાના નથી.) સંદેશાવ્યવહાર રાખવામાં શું અંતરાયો નડે છે તે વિષે અત્રે હું વિવેચન કરું છું. આ અંતરાયો પ્રેમરૂપી પ્રભુની ઇચ્છાથી રચાયલા છે; અને તે આપોઆપ કામ કરી રહ્યા હોય એમ જણાય છે. જેવી પ્રભુની મરજી તેવી જ પદાર્થોની પ્રકૃતિ.

"જુલિયા"

(ચાલુ)

## જુલિયાની ૧૦મી કથા

"ગુરુવાર, ૮મી ઑક્ટોબર, ૧૯૦૮

"પ્રિય બહેન જુલિયા, મને રાત્રે બરોબર નિદ્રા આવી નહોતી તથા મારા વાંસામાં દર્દ થાય છે તો પણ તારાથી અત્યારમાં મને લખાવી શકાશે ?—વિલિયમ સ્ટેડ."

જુલિયા—"મારા પરમસ્નેહી વિલિયમ, તેની કાંઈ ફિકર નહિ. તમને હમણાં આરામ થઈ જશે. મારો સંદેશો મારે લખાવવો જ જોઈએ.

"દયાળુ પ્રભુએ અમારી અને તમારી દુનિયા વચ્ચે જે અંતરાયો રચેલા છે તે વિષે ગઈ કાલે આપણે લખવાનું બંધ કર્યું ત્યારે હું તમને કહેતી હતી. પ્રભુના કાયદા દયાળુ જ છે, અને આપણે તે સમજી શકતા નથી તેટલા જ આપણને તે વસમા લાગે છે. છેલ્લાં થોડાં

વર્ષોમાં હું બહુ શીખી છું. તો પણ હજુ કેટલાક ભેદ મારાથી કળી શકાતા નથી ! અનંતતાનો પાર આપણાથી પામી શકાય નહિ (હમણાં સવાલ ન પૂછો, મને લખી લેવા દો. પછી પૂછજો) જ્યારે પાપી, દુષ્ટ, સ્વાર્થાંધ મનુષ્ય અહીં આવે છે ત્યારે તેને અહીંથી પાછા જતા રહેવાનું મન થાય છે. અહીં તેને અંધકાર અને દરિદ્રતામાં રહેવું પડે છે. કારણ કે અહીં ખપ આવે એવો સંચય એણે કર્યો નથી. તેની સર્વ માલમિલકત તમારી દુનિયામાં રહી છે. તેને ત્યાં પાછા જવાની ઇચ્છા થાય છે, અને જો તે માટે માર્ગ ખુલ્લો હોય તો તે પાછો ચાલ્યો જાય અને કદી સુધરે નહિ. તેથી તેને પાછા જવાની મના કરવામાં આવી છે. જેવી રીતે છાત્રાલયવાળી શાળાઓમાં મૂકેલા છોકરાઓને અમુક હદની બહાર જવાની તથા ઘેર જવાની પરવાનગી આપવામાં નથી આવતી, તેવી રીતે આ લોકોને પણ પાછા જવાની પરવાનગી મળતી નથી.—અગર વધારે સારી રીતે કહીએ તો તેમનામાં પાછા જવાની શક્તિ જ રાખવામાં આવતી નથી. તેમનું મન ભપકાદાર અને મિથ્યા વસ્તુઓમાં ચોંટેલું છે ત્યાંથી ખસેડવામાં તેમની ઉન્નતિ તથા મુક્તિ થાય એમ છે. હમણાં ભલે તેણે સત્કર્મોનું દેવાળું કાઢયું હોય પરંતુ તે મેળવવાની ફરી શરૂઆત થઈ શકે. આ લોકોની સ્થિતિ જૂઠી કંપનીઓમાં નાણા રોકનારા લોકોના જેવી છે. આ જૂઠી કંપનીઓ વર્ષ બે વર્ષ મુદ્દલમાંથી વ્યાજ આપી પછી ભાંગી પડે અને તેમાં નાણા રોકનારા રડે તેમ આ લોકોનું પણ થાય છે. દુનિયારૂપી કંપનીનું મિથ્યાપણું આ લોકોને બરાબર સમજાય તો જ તેઓ ચિરસ્થાયી વસ્તુઓમાં પોતાનું ચિત્ત રોકે. આમ એક વખત નુકસાન ખમે તો જ ભવિષ્યમાં લાભ થાય. જે દુનિયાને તેઓ સર્વસ્વ માની બેઠા હતા તેને તેઓ બાહ્ય અંધકારમાંથી પહેલાની માફક ચાલતી જોઈ શકે છે. માત્ર તેમને તેનો આનંદ અનુભવાતો નથી તથા જે પાપકર્મો કરવામાં તેમને મઝા લાગતી હતી તે તેમનાથી થઈ શકતાં નથી. તેમને મન તે ટેન્ટેલસના પ્યાલા સમાન લાગે છે. આવા લોકોની અને તમારી દુનિયા વચ્ચે સંદેશાવ્યવહાર શરૂ થાય તો તેથી તેમને લાભને બદલે હાનિ થાય. તમને પણ તેથી હાનિ જ થાય. તેથી જ ઈશ્વરે દયા લાવી તેનો પ્રતિષેધ કરેલો છે.

"પોતાનો દેહ છોડી અહીં આવેલા પાપાત્માઓ પોતાની ઇચ્છા અને મનોવૃત્તિઓને તૃપ્ત કરવા બીજા કોઈ આત્માએ થોડા વખતને માટે અગર હમેશને માટે જે સૂક્ષ્મ દેહ ત્યજી દીધો હોય તેમાં પ્રવેશ કરી

પાછા તમારી દુનિયામાં આવે એમ બની શકે એમ છે. પણ આમ જવલ્લે જ બને છે અને તે એક રીતે સારું છે. કારણ કે અહીંનો મુખ્ય નિયમ એ છે કે અહીં આવેલો કોઈ પણ આત્મા પ્રેમના આકર્ષણ વગર તમારી દુનિયા સાથે મળી શકે નહિ, અને દેહ ત્યાગ કરી આવેલા પાપી મનુષ્યને માટે એની પાછળ દુનિયામાં એટલો પ્રેમ નથી હોતો કે જેથી તેનુ પાપમય જીવન દુનિયામાં ફરી ચાલુ કરવાની તેને તક મળે. અલબત્ત, થોડો પ્રેમ તો હોય છે જ. પરંતુ જે પ્રેમ પોતાનો આત્મભોગ આપી દુષ્ટાત્માઓને તેમનાં પાપકર્મો કરવાની તક આપે તે પ્રેમ વિશુદ્ધિકર્તા છે, કારણ કે તે બિનસ્વાર્થી રીતે પણ આત્મભોગ અપાવે છે, અને જો કે પ્રેમાંધપણાને લીધે તે થોડો વખત અવનતિ પામે તો પણ આખરે તેનું પોત પ્રકાશે છે. તેથી તમને માલૂમ પડશે કે જે દારૂડિયાઓ તાજા મૃત્યુશરણ થયેલા હોય. તે લોકો બીજા સ્થૂળ દેહીઓની ઇન્દ્રિયોનો તેમની પાસેથી રાજીખુશીથી કબજો મેળવી પોતાની દારૂ પીવાની લાલસા તૃપ્ત કરવા તમારી દુનિયામાં પાછા આવે છે. આવી રીતે બીજાના દેહનો કબજો લઈ અનિષ્ટ કર્મ કરવાનું લાંબો વખત ટકતું નથી. તે ઉપરાંત, પાપાત્માઓને પાપકર્મો ફરીથી કરવામાં તે વખતે એક પ્રકારનો ખરેખરો અને પુષ્કળ આનંદ થાય છે, તો પણ તે થોડા વખતને માટે જ લાગે છે, તેટલા વખત લગી તેમાં મઝા લાગે છે, પછી તેનાથી તૃપ્તિ થતી નથી. તે ટેન્ટેલસના જેવો લાગે છે. અને થોડા વખત પછી તેમાં જરાય આનંદ લાગતો નથી. આ લોક અને પરલોક વચ્ચે પ્રેમરૂપી પુલ હોય તો જ જીવતા અને મૃત્યુ પામેલા મનુષ્યો વચ્ચે સંદેશાવ્યવહાર ટકી શકે. બન્ને દુનિયાના લોકોમાં આત્મત્યાગી પ્રેમ અને એકબીજાની સેવા કરવાની ભાવના ન હોય તો તે બન્ને વચ્ચે ટૂંકા, વિક્ષેપવાળા અને કાંઈક આનંદદાયક સંબંધ સિવાય વધારે સંબંધ રહે નહિ તથા રહી શકે પણ નહિ.

"જુલિયા"

( ચાલુ )

# જુલિયાની ૧૧મી કથા

"૯મી ઑક્ટોબર, ૧૯૦૮,
"શુક્રવાર, સવારના ૭-૧૫

જુલિયા—"પરમસ્નેહી વિલિયમ, હમણાં મને આગળ લખવા દો.

"જ્યારે પાપી મનુષ્ય (અને અત્રે મારે કહેવું જોઈએ કે બધા મનુષ્યો પાપી છે, કારણ કે પાપ એ શબ્દનો અર્થ પુણ્યથી ઊલટો છે) —જ્યારે પાપી મનુષ્ય એટલે કે જે પોતાનાં પાપકર્મને લીધે પ્રેમનો પ્રકાશ જોઈ શકતો નથી તે અહીં આવે છે, ત્યારે અત્રે એક મંડળી છે તે તેની પ્રેમપૂર્ણ દેખરેખ એકદમ રાખવા માંડે છે.. આ મંડળીના લોકોમાં પ્રેમ પુષ્કળ હોય છે અને તેથી તેઓ ઘણાઓને ઉગારી શકે છે. જેને તમે ઉગારી શકવું યા ન ઉગારી શકવું કહો છો તેને અમે પ્રેમસહિત યા પ્રેમરહિત હોવું કહીએ છીએ. આત્મામાં પ્રેમનો સંચાર થઈ તેના પર પ્રેમનો પૂરેપૂરો અમલ ચાલતો થાય, સ્વાર્થનો ત્યાગ થાય અને ઈશ્વરી પ્રેમના વાતાવરણમાં આત્મા અહીં ફરતો થાય તો આત્માની મુક્તિ થાય. તમે કહો છો કે ઈસુ ખ્રિસ્ત પર તમે જો વિશ્વાસ રાખો તથા તેણે પોતાની જાતનું કેવી રીતે બલિદાન આપ્યું તથા મનુષ્યજાતિને તેથી શું લાભ થશે એ બાબતોમાં તમે જો શ્રદ્ધા રાખો તો તમે ઊગરો. આમ તમે કહો છો તે સર્વ રીતે વાજબી છે, કારણ કે ઈસુ ખ્રિસ્ત એ પ્રભુના પ્રેમનું સૌથી મહાન વિલક્ષણ અને સત્ય સ્વરૂપ છે, અને તેને આશરે જવાથી અંધકારમાં પડેલો આત્મા પ્રકાશ પામે છે. મુક્તિ મેળવવાના જુદા જુદા માર્ગો જાણવાની તમારે તસ્દી લેવાની કાંઈ જરૂર નથી. તેમ જ ઈસુ ખ્રિસ્તે પ્રભુના પ્રેમ વિષે જે જે કહ્યું છે તે અને પ્રભુના પ્રેમ વિષેની બીજી કથાઓ કેટલે દરજ્જે મળતી આવે છે તે તપાસવાની પણ તમારે તસ્દી લેવાની નથી. આ વાતોથી જેટલે દરજ્જે આત્મામાં આત્મભોગી પ્રેમનો સંચાર થાય, સ્વાર્થનો ત્યાગ થાય અને સર્વ પ્રકારની સેતાનિયત નાબૂદ થાય, તેટલે દરજ્જે તે વાતો ખરી સમજવી. બધા ધર્મો, ધર્મના સિદ્ધાંતો અને મુક્તિ મેળવવાના માર્ગોની પરીક્ષા કરવાનો એક જ રસ્તો છે અને તે એ જ છે કે આ ધર્મો વગેરેથી મનુષ્યોનો આત્મા ઈશ્વરના પ્રેમમાં તરબોળ થાય છે કે નહિ. જેટલે દરજ્જે આ પ્રેમ ખરો અને લાગણીવાળો હોય તેટલે દરજ્જે મનુષ્ય પ્રભુએ સર્જેલા જીવંત પ્રાણી તરફ પ્રેમ રાખતો થાય. હા, અને જે વસ્તુઓમાં હજી જીવ નથી તે તરફ પણ પ્રેમ રાખતો થાય. મારા

પરમપ્રિય વિલિયમ, પ્રેમ દૈવીપણું તપાસવાની કસોટી છે, તથા દૈવીપણું માપવાનું માપ છે. જે મનુષ્યમાં પુષ્કળ પ્રેમ હોય તેમાં ઈશ્વર સાક્ષાત્ હાજર હોય; જેમાં પ્રેમ ઓછો, તેમાં ઈશ્વરના અંશરૂપી તણખો ઘણો ઝાંખો હોય. એમ છતાં પણ, ઈશ્વર ધૂંધવાતા શણને ઓલવી નાખતો નથી અગર ઉઝરડા પડેલા બરૂને ભાંગી નાખતો નથી. દરદી ગમે તેવો માણસ હોય તો પણ તેના જે ભાગને ઇજા થઈ હોય અગર જે ઇન્દ્રિય રોગગ્રસ્ત થઈ હોય તેને સારી કરવા માટે તમારા ડાકટરો કેટલી બધી મહેનત લે છે તે તમે જાણો છો. તો સર્વના આત્મા ઉગારવા માટે આ મહાન ડાકટરને ઓછી ચિંતા નથી, અને આખરે તે બધાને ઉગારી શકશે.

"તમને લખાવવાનું કામ ઘણું મુશ્કેલ છે, કારણ કે તમારું મન શાંત રહેવાને બદલે ઊલટું ઉપરાચાપરી બાર સવાલ પૂછીને ઊભું રહે છે. હું તમને કહી દઉં છું કે મારી મરજી ફાવે તેમ મને કરવા દેવું. અને આમ વિક્ષેપ ન પડાવતાં મને મારી વાત કહી લેવા દેવી. બસ, હવે હું પાછી આગળ ચલાઉં છું.

"પાપાત્મા જ્યારે અહીં આવે છે ત્યારે જાણે તે એક મોટી હોસ્પિટલમાં હોય એમ લાગે છે. હજુ પણ તેને સ્વતંત્રપણે વર્તવા દેવામાં આવે છે; પાપ કરવાની તેને મના નથી; આખી જિંદગી સુધી તેણે જે વિચારો અને કૃત્યો કરી પોતાને માટે જે માર્ગ ઘડી રાખ્યો હોય છે તે માર્ગે ગયા વગર તેને ચાલતું નથી. પણ તેનું મિથ્યાપણું હવે તેને સમજાય છે. જે વસ્તુઓ પાછળ આખી જિંદગી ગુમાવી તે બધી વસ્તુઓ મિથ્યા છે એનું તેને ભાન થાય છે. આ બધું એકીવખતે થતું નથી; પરંતુ તે જેમ જેમ સમજતો જાય છે તેમ તેમ તેના મનને દુઃખ થાય છે; આ દુઃખથી પોતે કરેલાં પાપ માટે પશ્ચાત્તાપ થાય છે અને તેમ થવાથી પ્રેમ અને સહાનુભૂતિ દર્શાવનારા ફિરસ્તાઓ તેની સારવાર માટે હાજર થાય છે, અને પછી જ્યારે તેની આંખ ઊઘડે છે ત્યારે જો કે પ્રથમ તેને સર્વ અંધકારમય લાગે છે તો પણ પછી તેને લાગે છે કે તેણે પોતાના સ્વાર્થને બદલે પ્રેમ અને નર્કને બદલે સ્વર્ગમાં લઈ જનારો માર્ગ પકડયો છે. અને તે જોઈને તેને અજાયબી થાય છે કે આ બધું મિથ્યા સ્વપ્ન તો ન હોય! અને તે જેમ જેમ આગળ વધતો જાય છે, તેમ તેમ તેનામાં સેવાભાવના વધતી જાય છે. આ સેવાભાવનાથી તેનાં પાપ ધોવાઈ જાય છે અને પ્રેમરૂપી પ્રકાશ વિસ્તાર પામે છે.

"જુલિયા"

( ચાલુ )

## જુલિયાની ૧૨મી કથા

"શનીવાર, સવારના ૯–૩૦,
"૧૦મી ઑક્ટોબર, ૧૯૦૮

"પ્રિય બહેન જુલિયા, અત્યારે મને બહુ સારું લાગતું નથી. પણ કદાચ તને તેથી વાંધો નહિ આવે."

જુલિયા—"મારા પરમસ્નેહી વિલિયમ, કાંઈ નહિ. મારે તમારી પાસે માત્ર લખાવવાનું કામ છે. એટલે તમારી તબિયત ઠીક હોય યા નહિ તો પણ તમારા હાથનો હું ઉપયોગ કરી શકું છું. હવે આપણે આગળ ચાલીએ.

"પાપાત્માઓ ઉપર અમારી દુનિયા શી અસર કરે છે અગર તો પાપાત્માઓ તમારી દુનિયા ઉપર કેવા પ્રકારની અસર કરે છે તે વિષે હું ગઈ વખતે લખતી હતી. મારે તે સંબંધમાં ઘણું લખવાનું છે તો પણ મેં તે ગઈ વખતે પડતું મૂક્યું હતું. તમે જાણો છો કે મનુષ્યો જે પાપકર્મો કરે છે તે તેમની પછાડી જીવતાં જાગતાં રહે છે, અને આ જ પાપકર્મોથી મનુષ્ય શિક્ષા પામે છે. આપણે બધા પાપી છીએ, આપણે જે અયોગ્ય કર્મો કર્યાં હોય તેને તેમ જ બીજી બધી વસ્તુઓને સુધારવાની છે. જે લોકોના દિલમાં પ્રેમ છે તે લોકો પોતે આ પ્રમાણે કરવા શક્તિવાન છે એમ તેઓ જાણે છે અને તેથી તેમને હર્ષ થાય છે. ઈસુ ખ્રિસ્ત ઈશ્વરનો પ્રેમ દર્શાવવા માટે જ દુનિયામાં નહોતો આવ્યો, પરંતુ મનુષ્ય મુક્તિ મેળવી શકે, પોતાનાં પાપકર્મો ધોઈ શકે તથા પોતાનો પુનરુદ્ધાર કરી શકે એમ છે તે જાહેર કરવા માટે તે આવ્યો હતો. આમાં જ મને ખ્રિસ્તી ધર્મનો ખાસ મહિમા સમાયેલો લાગે છે. ખ્રિસ્તી ધર્મમાં નિરાશા નથી. પાપીને તેનાં પાપકર્મોનો બરાબર બદલો મળવો જ જોઈએ એવા દયાહીન ન્યાયનો સિદ્ધાંત એમાં નથી. એ ધર્મમાં આશા અને ક્ષમા છે. કરેલાં પાપકર્મોનો બદલો વાળવાની તક મળે અને તે તકનો લાભ લઈ બદલો વાળવો એનું નામ ક્ષમા. આત્માએ શા માટે પશ્ચાત્તાપ કરવાનો છે? ખરેખર, એકલી પ્રભુની મહેરબાની પ્રાપ્ત કરવા નહિ પરંતુ પોતાના ભાઈઓને થયેલા નુકસાનનો બદલો વાળવા. આ બાબતમાં તમે ઊંડા ઊતરો તો તમને માલૂમ પડશે કે પાપી અને સાધુ પુરુષોમાં, સ્વર્ગ અને નર્કમાં, મુક્તિ અને શાશ્વત નર્કવાસમાં મુખ્ય તફાવત આટલો જ છે—કે પાપી મનુષ્યના દિલમાં પ્રેમ નથી અને તેથી તે

પોતાનો આત્મભોગ આપી શકતો નથી કે પોતે કરેલાં પાપકર્મોનો બદલો વાળી શકતો નથી.

"તમારે એમ ન ધારવું કે પાપના આવાં પરિણામ માત્ર ખાસ કરીને તમારી જ દુનિયામાં જોવામાં આવે છે. તેમ હોય જ નહિ. પૃથ્વી ઉપર રહી આપણે જે પાપકર્મો કરીએ છીએ તેમાંનાં ઘણાખરાં અહીં આપણી પાછળ આવે છે. આપણે તેને ધોઈ નાંખી તેની અસરો નાબૂદ કરવાની છે. તે આવી રીતે થઈ શકે છે. જો કોઈ માણસ બીજા માણસ તરફ દયાહીન, અન્યાયી કે ક્રૂર કામ કરે તો તેથી તે બીજા માણસની અંદર ઈશ્વરની જે પ્રતિમા હોય તેના પર અંધકાર ફેરવે છે. આપણે બધા જાણે ઈશ્વરના ચંદ્રમા હોઈએ એવા છીએ. અને જો પ્રભુના પ્રેમનું પ્રતિબિંબ આપણામાંથી ન પડે તો જ્યાં પ્રકાશ હોવો જોઈએ ત્યાં અંધકાર રહે. તેથી આપણે જોઈએ છીએ કે આપણી અશ્રદ્ધાને લીધે ઘણા મનુષ્યોની શ્રદ્ધા ઈશ્વર ઉપરથી તેમ જ તેમના જાતિભાઈઓ ઉપરથી ઊઠી ગઈ છે. આપણે આ સ્થિતિ સુધારવાની છે. આ કામ કરવાની જોખમદારી અપાર રીતોએ વહેંચાયેલી છે. પણ તેથી આપણે ભાગે આવતી આપણી જોખમદારી જરાયે ઓછી થતી નથી. આટલું યાદ રાખો કે પ્રભુના પ્રેમમાં જ હરહમેશ વસવું એનું નામ સ્વર્ગ છે. તેથી પ્રેમ વિનાનું જે કાંઈ પણ કૃત્ય થાય, કે શબ્દ ઉચ્ચારાય કે વિચાર થાય તેટલા પ્રમાણમાં આત્મા સ્વર્ગમાં જતો અટકે અને તેના વિચારના પ્રમાણમાં તેનું જીવન નર્કમાં પડે. દિલગીરીભરેલા વિચાર, નિરાશાભરેલા વિચાર, દુશ્મનાવટભરેલા વિચાર, એ બધા નર્કદ્વારના સળિયારૂપ છે. તમે આ સળિયાઓ ઊભા કરેલા છે અને તેને તોડી પાડવામાં અને કારાગૃહમાં પડેલા આત્માઓને મુક્ત કરવામાં મદદ કરવાની તમારી ફરજ છે. આ કામ બહુ દુઃખમય છે એમ ન સમજશો. જે લોકોને આપણે પ્રેમરૂપી જ્યોતિથી દૂર રાખ્યા છે તેમને પ્રેમજ્યોતિ પાછી દર્શાવવામાં મગ્ન રહેવું એમાં અમને અહીં અપૂર્વ આનંદ લાગે છે. આમ કહીને હું માત્ર ઘડીભર દિલ ઉશ્કેરનારા પ્રેમની વાત નથી કરતી. જરા પણ નહિ. સર્વ પ્રેમનું મૂળ ન્યાય છે. તમે અન્યાયી હોવ તો તમે પ્રેમ ન રાખી શકો. અરે, પાપકર્મોનો બદલો વાળવો, દુઃખીને દુઃખમુક્ત કરવા, નર્કમાં પડેલા જીવોને ઉગારવા, એમાં અમારા સ્વર્ગીય જીવનનો મહિમા સમાયેલો છે—એ અમારા સ્વર્ગની રમતગમતો છે."

—"જુલિયા"

(ચાલુ)

## જુલિયાની ૧૩મી કથા

" સોમવાર, સવારના ૭-૩૦;
" ૧૨મી ઓક્ટોબર, ૧૯૦૮

વિલિયમ સ્ટેડ—" તમારો સંદેશો ફરીથી....?"

જુલિયા—" મારા પરમસ્નેહી વિલિયમ, ગઈ કાલે પુરુષ અગર સ્ત્રીજાતિ વિષે મેં મારો સંદેશો પડતો મૂક્યો છે, તે વિષય પાછો હાથ ધરવાની મારી ઇચ્છા છે. એટલે હું તમને પાપી આત્માઓની સ્થિતિ વિષે વધારે માહિતી આપવા ઈચ્છું છું. જેવી રીતે તમારી દુનિયામાં પાપાત્મા સારા સંસ્કારોની સામે થાય છે તેમ અહીં પણ તે તેમ કરી શકે છે. તે કોઈનું કહેલું ગણકારતો નથી કે સત્યાસત્ય જોતો નથી. જે લોકો પ્રેમશૂન્ય હોય તેની સાથે જોડાવામાં એને આનંદ લાગે છે. માણસ ઘણી વસ્તુઓ પોતાની પાછળ દુનિયામાં મૂકી આવે છે, પણ કેટલીક વસ્તુઓ એવી છે કે તે તેની સાથે અહીં આવે છે. ગર્વિષ્ટ આત્મા પાસે દ્રવ્ય હોય તે બધું નાશ પામે તો પણ તેનો ગર્વ ગળતો નથી, અથવા તો માણસનું મૃત્યુ થાય તેથી તેની ઈર્ષ્યા જતી નથી. જેવી રીતે રહેમ, સહાનુભૂતિ અને દયા મૃત્યુ પછી પણ આત્મામાંથી જતાં નથી તેમ ગર્વ, ઈર્ષ્યા અને એવા બીજા અવગુણો પણ જતા નથી. અને તમારી દુનિયામાં મનુષ્યને તે જેટલાં દુઃખદાયક બને છે તેથી વધારે દુઃખદાયક અહીં પણ થાય છે. બન્ને દુનિયા વચ્ચે શરૂઆતમાં એટલો જ ફેર હોય છે કે તમારી દુનિયાની બધી જડ વસ્તુઓ અહીં જતી રહે છે. જેમ કાંઈ પણ લીધા વગર મનુષ્ય તમારી દુનિયામાં જન્મે છે તેમ કોઈ પણ વસ્તુ જોડે લાવ્યા વગર અહીં તે પાછો આવે છે. તેમાં પણ આટલો તફાવત છે કે તમારી દુનિયામાં જન્મ થયા પછી મનુષ્ય એની પ્રથમની વાત બધી ભૂલી જાય છે, જ્યારે અમારી દુનિયામાં જન્મ થયા પછી આપણને પહેલાં કરતાં વધારે વસ્તુઓ યાદ રહે છે—એટલે આપણે ઘણું વીસરી જઈએ છીએ પણ તે સાથે આપણને ઘણી વાતો પાછી તાજી થાય છે. તમારી દુનિયામાં જે વસ્તુઓ અમને ઘણી વખત યાદ આવતી તે અહીં અમારાથી બિલકુલ ભૂલી જવાય છે; દાખલા તરીકે પહેલાં અમારા ખપમાં આવતી જડ વસ્તુઓ, સરનામાં, માલ-મિલકત અને નામઠામ અમારા ઉપયોગમાં આવતાં નહિ હોવાથી અમારા ધ્યાન બહાર થઈ જાય છે. પરંતુ જે વસ્તુઓનાં ફળ ચાખવાના છે તે ટકે છે, તે અમને યાદ રહે છે, અને અમારી સ્મરણશક્તિ ઘણી

અજાયબભરેલી રીતે, લગભગ ચમત્કારિક રીતે તાજી રહે છે. થોડા વખત પછી તરત કેટલાક સૂક્ષ્મદેહીઓના સંબંધમાં એમ પણ બને છે કે તેમના પર એક નવી જાતની અસર થવા માંડે છે અને તેથી અમે વધારે નમ્ર અને લાંબા સમય સુધી વળગી રહેલાં પાપમાંથી મુક્ત થઈએ છીએ. જેમ બીજાં ઘણાખરા સૂક્ષ્મદેહીઓ આપણું સત્ય સ્વરૂપ જોઈ શકે છે તેમ આપણે પણ જોઈ શકીએ છીએ. હે પ્રભુ, તું અમને જુએ છે, એ ખ્યાલ તમને કોઈ કોઈ વખત આવે છે તે અહીં ઘણાઓને હરઘડી આવે છે. અત્રે કેટલાક લોકો ખરું સ્વરૂપ જોઈ શકે છે તેમાં પણ કાંઈક અર્થ છે. આવી રીતે જોવાની શક્તિ જુદા જુદા સૂક્ષ્મદેહીઓમાં જુદા જુદા પ્રમાણમાં હોય છે. જે લોકોના દિલમાં પ્રેમ નથી તેનાથી આ સર્વ વસ્તુઓ ઈશ્વરે દયા લાવી ગુપ્ત રાખેલી છે. જે પ્રેમાત્મા હોય તે જ આ વસ્તુઓ છાપેલી હોય એવી રીતે વાંચી જાય. અમારા દિલના વિચાર અને ઇરાદાઓ ગુપ્ત રાખવા માટે અમે ગુપ્ત વેશ પહેરી શકતા નથી. જે લોકો અમારી સાથે પ્રેમના એક જ ભુવનમાં હોય તે બધા તે જોઈ શકે છે. આથી અમારામાં સુધારો થાય છે. પ્રથમ, અમારી જડ વસ્તુઓ જતી રહેવાથી અમારી પાસે કાંઈ હોતું નથી અને બીજું, અમારા સત્ય ચારિત્ર્ય પર ઢાંકપિછોડો કરવા સારુ અમારી પાસે ગુપ્ત વેશ કે બુરખા હોતા નથી.

"હા, મનુષ્યનો અધઃપાત થયો ત્યાર પહેલાં જેવો એડનનો બાગ હતો તેના જેવી આ દુનિયા છે. જે લોકો તદ્દન અંધકારમાં છે તેને પણ એમ જ લાગે છે. પરંતુ તેમનામાં પ્રેમની જ્યોતિ નહિ હોવાથી તેઓને પોતાની નગ્નાવસ્થાનું ભાન નથી.

"નહિ, અમારી નગ્નાવસ્થાને લીધે અમે આદમ અને ઈવ જેવા લાગીએ છીએ. અમે અમારી જાતને જોઈને શરમાઈએ છીએ કે અમે આવાં કેમ છીએ. અને અમારી ચારે તરફ લગ્નના ભવ્ય પોશાક સમાન વીંટળાઈ વળતો ઈશ્વરનો પ્રેમ અમે અનુભવતા ન હોઈએ તો અમને અહીંથી નાસી જવાનું મન થાય અને એમ થાય કે અમારા પર પર્વત તૂટી પડે તો ઘણું સારું કે જેથી અમે પ્રભુ અને અમારા ભાઈઓની દૃષ્ટિએ ન પડીએ. કારણ કે અમારે કેવા હોવું જોઈએ એનો આદર્શ અમારી પાસે છે, સમજ્યા ? પરંતુ ઈશ્વરે અમારા આત્માને સત્ય સ્વરૂપનું દર્શન કરાવ્યું છે તેનો અને અમારી ખરી સ્થિતિનો તફાવત અમારા જોવામાં આવે છે ત્યારે અમે ધિક્કારવા લાયક અને હલકા પડી ગયેલા જણાઈએ છીએ. પરંતુ નમ્રતા એ પ્રેમ પ્રાપ્ત કરવાનું દ્વાર છે.

. . . . . . . . "જુલિયા"

(ચાલુ)

## જુલિયાની ૧૪મી કથા

"મંગળવાર, ૧૩મી ઓકટોબર, ૧૯૦૮

"પ્રિય બહેન જુલિયા, પહેલાં જે કહેવામાં આવ્યું છે તેનું તે જ તું કહે છે."

જુલિયા—"મારા પરમસ્નેહી વિલિયમ, લોકો ગમે તે કહે તેમાં શું ? મારે મારો સંદેશો આપવાનો છે. તે લખાઈ રહે ત્યારે તમારે પૂછવું હોય તે પૂછજો અને હું તેનો જવાબ આપીશ. પણ હમણાં આપણે આપણી ફરજ સંભાળો. અત્યારે હું તમને જે વિષય પર લખવા માગું છું તે વિષયને હજુ સુધી હું અડકી જ નથી. તે પુનર્જન્મની બાબત છે. ઘણાં વર્ષો પર મેં તમને કહ્યું હતું કે પુનર્જન્મ હોય છે એ ખરી વાત છે પરંતુ તે સર્વને લાગુ પડતો નથી. મારા છેલ્લા જન્મ પહેલાં મારો કદી પણ જન્મ થયો હોય એમ મને યાદ આવતું નથી. બીજા ઘણાઓ મને એમ જ કહે છે. હું ફરી વાર પૃથ્વી ઉપર જન્મીશ કે નહિ તે હું જાણતી નથી. જન્મું કે ન પણ જન્મું. પરંતુ આપણે થોડેઘણે અંશે પુનર્જન્મ પામીએ છીએ એવો એક સિદ્ધાંત છે, તે તમે પૂરેપૂરો સમજતા નથી. ધર્મની માફક પુનર્જન્મની વાત પણ અજ્ઞાન મનુષ્યો માને છે એમ તમે ધારો છો તે ખરું છે. પરંતુ તમારા આત્મા વિષે જેટલું જ્ઞાન છે તેટલાનો જ વિચાર કરો. તમારા આત્માનો કેટલો અંશ વિલિયમ સ્ટેડમાં જન્મ પામ્યો છે ? ઘણો નહિ. આત્મા કેળવણી પામી ઠેકાણે આવે તેટલા માટે તેના થોડાક ભાગને જડ પદાર્થમાં નાખવામાં આવે છે. ધારો કે ઘણા આરાવાળું એક પૈડું છે. અને તેમાંનો દરેક આરો છૂટો પડી શકે છે અને તેને પુષ્કળ તપાવી એરણ પર હથોડા વતી ઠોકીઠોકીને પૈડાંમાં તેની યોગ્ય જગ્યાએ બેસાડી શકાય છે. જો આ બધું તમારી કલ્પનાશક્તિમાં આવી શકે તો તમને પુનર્જન્મનો કાંઈક ખ્યાલ આવી શકે. આત્માને ફરી પાછું સદંતર કોઈ પણ વખત જડ પદાર્થમાં પડવું પડતું નથી. આત્માનું મુખ્ય તત્ત્વ હમેશ અહીં રહે છે. પૈડાંનો વચલો ભાગ અહીં છે પણ તેના છૂટાછૂટા આરાઓ ફરી જન્મ લે છે.

"તમારા સવાલોમાં થઈને મને મારો રસ્તો ખેડવાનું ઘણું મુશ્કેલ લાગે છે; તો પણ હું તમારા છેલ્લા સવાલનો જવાબ આપું છું. ના, મારો એટલે જુલિયાના આત્માનો કોઈ પણ ભાગ મારા જાણવા પ્રમાણે હમણાં પૃથ્વી પર પુનર્જન્મ પામ્યો નથી; અત્રે આત્માને

જે જ્ઞાન હોય છે તે બધું એકબીજા સાથે સંબંધ ધરાવતું અને સંકુચિત હોય છે, અને ખાસ કરીને અસ્તિત્વની ગુહ્ય બાબતોમાં તો તેમ જ છે. જેમ જેમ અસ્તિત્વની બાબતમાં આપણને વધારે જ્ઞાન થતું જાય તેમ તેમ આપણને લાગતું જાય કે આપણે કાંઈ જ જાણતા નથી. મારા આત્માનો કંઈ પણ અંશ દુનિયા રૂપી ભઠ્ઠીમાં તપી જ્ઞાનરૂપી પ્રકાશ હમણાં પામતો હોય એમ નથી. આપણા પ્રેમાળ પિતાનો વિચાર આપણને સર્વ રીતે સંપૂર્ણ બનાવવાનો છે અને તેથી તે ઘણો લાંબો વખત ધૈર્ય રાખીને તેટલા માટે તસ્દી લે છે. જેમ પૈડાંનો દરેક આરો સારી રીતે બનાવી તેને બરાબર બેસાડી આખું સારું પૈડું તૈયાર થાય તેમ આપણે પૂર્ણતા પ્રાપ્ત ન કરીએ ત્યાં સુધી આપણા આત્માનો અંશેઅંશ બરોબર રીતે ઘડવામાં આવે છે. કેટલીક વખત આત્માના આવા એકાદ અંશને પોતાની પૂર્વ સ્થિતિ યાદ રહી શકે છે. તે વારંવાર પુનર્જન્મ લયા કરે છે. કેટલીક વખત તેને ફરી જન્મ ધારણ કરવો પડતો જ નથી. પરંતુ છેવટે સર્વ સારું જ થાય છે. હા, પૈડાંના વચલા મુખ્ય ભાગ સમાન આત્માનો મુખ્ય ભાગ સ્વર્ગમાં હોય અને તેનો અંશ નર્કમાં હોય એમ બની શકે. કેટલીક વાર એમ પણ બને છે કે પૈડાંના આરા સમાન આત્માના અંશો થોડીક મુદત માટે આત્મામાં મળી જાય છે; કેટલીક વાર આત્માના એકથી વધારે અંશો એકે સામટા પુનર્જન્મ પામ્યા હોય છે. આપણે ધારીએ છીએ તેના કરતાં અસ્તિત્વનો પ્રશ્ન અત્યંત ગૂંચવાડાભરેલો છે. તો પણ આટલું તો નક્કી જ છે. આખરે આત્મા એક અને અવિભક્ત રહે છે. પરંતુ પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે તે જુદી જુદી રીતે વિકાસ પામે છે અને જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરે છે. દરેક અંશનું જુદું સ્વરૂપ હોય છે અને એ પ્રમાણે જુદા જુદા અંશના જુદાં જુદાં સ્વરૂપો જુદાં જુદાં સ્મરણો અને અનુભવો સાથે એક મહાન સ્વરૂપમાં મળી જાય છે. આ મહાન સ્વરૂપના તે બધા અંશ છે. હા, હવે તમે બરાબર સમજ્યા એમ હું ધારું છું. તમારા સંબંધમાં કહું તો તમારા આત્માનો જે અંશ હમણાં તમારામાં જન્મ પામ્યો છે તે પહેલાં પણ ઘણી વખત જન્મ પામ્યો હતો. અને એવા બીજા અંશો પણ છે.

"જુલિયા"

( ચાલુ )

## જુલિયાની ૧૫મી કથા

"રવિવાર, ૧૧મી ઓકટોબર, ૧૯૦૮
" સવારના ૧૦-૨૫

"પ્રિય બહેન જુલિયા, મને જરા મોડું થયું છે, તો પણ—?
—વિલિયમ સ્ટેડ."

જુલિયા—"મારા પરમસ્નેહી વિલિયમ, મારા ગયા સંદેશામાં જે વિષય હું ચર્ચતી હતી તે તમારી રજાથી એકાદ દિવસ માટે હું પડતો મૂકું છું, કારણ કે હું જાણું છું કે હું તમને આજે જે કહેવા માગું છું તેમાં તમને ઘણો રસ પડશે—તે સ્ત્રી અને પુરુષજાતિ વચ્ચે કેવા પ્રકારનો સંબંધ રહે છે તે વિષે છે. અમે પરણતાં નથી તેમ અમને પરણાવવામાં આવતાં નથી, પરંતુ અમે સ્વર્ગના ફિરસ્તાઓ જેવાં છીએ એમ લખવામાં આવ્યું છે તે તમે જાણો છો. અને તે સત્ય છે; કારણ કે ફિરસ્તાની પ્રકૃતિ મનુષ્યપ્રકૃતિ જેવી નથી હોતી. તેમ તમારી દુનિયામાં જે બંધનો જરૂરનાં લાગે છે તે બંધનોથી અમે બંધાયેલા રહેતા નથી. આ જાતિસવાલને દુનિયાદારીના બંધનોથી મુક્ત હોય એવી રીતે અમે સમજી શકીએ છીએ. અમે સ્વર્ગના ફિરસ્તા જેવા છીએ કારણ કે અમે આ બંધનો જે તમને અગત્યનાં લાગે છે તે વગર એકબીજા સાથે હળીમળી શકીએ છીએ. જાતિભેદથી કોઈ પણ રીતે અમને અડચણ આવતી નથી. મારા પરમસ્નેહી વિલિયમ, સ્ત્રીપુરુષની જાતિ સંબંધી તમારા સર્વ ખ્યાલોને તમે ખોટું સ્વરૂપ આપ્યું છે, કારણ કે સ્ત્રીપુરુષનું ઐક્ય તેમની પ્રજોત્પાદક ઇન્દ્રિયોના ઐક્યમાં સમાયેલું છે એમ તમે માનો છો. પ્રજોત્પત્તિની જરૂર ન હોય—અને અમારી દુનિયામાં તેની જરૂર છે જ નહિ—એટલે અમને આવો ખ્યાલ આવતો જ નથી. તેથી જેના તરફ અમારું દિલ આકર્ષાતું હોય તેની સાથે અમે હળીએમળીએ તો પણ અમારી ઇન્દ્રિયોની અમને જરૂર જ નથી. અમારે મન તે નકામી છે. તમને તે બે પ્રકારે ઉપયોગી છે. એક તો તમારી પ્રજાની વૃદ્ધિ, એ ઐહિક લાભ અને તેને અંગે માતૃપ્રેમને લીધે દુનિયામાં ધર્મ અને નીતિનો સંચાર થયો. બીજું આધ્યાત્મિક દૃષ્ટિએ, આવા ટૂંક, શારીરિક આનંદથી મનુષ્યને સૌથી શ્રેષ્ઠ સત્યનું ભાન કરાવવાનું; અને તે સત્ય એ છે કે પરમ આનંદ તથા અનંત પ્રભુને પ્રાપ્ત કરવા માટે અંતઃકરણની મહાન ઊર્મિઓ એકાકી મનુષ્યને મળી શકે નહિ. આવા ઐક્યથી પરસ્પર આત્મત્યાગ થાય છે, સર્વ વસ્તુઓ અપાય છે અને સર્વ વસ્તુઓ પાછી

ધારણ થાય છે; સર્જનહાર અને તેણે સૃજેલાં પ્રાણી એ બન્નેના ઐક્યની તથા સર્વસ્વનો ત્યાગ કરી સર્વ વસ્તુઓ પ્રાપ્ત થઈ શકે એવા આત્મભોગની એ નિશાની છે; તેમ જ સકળ સૃષ્ટિ પર રચેલા સર્વમાન્ય નિયમનું તે ચિહ્ન છે. પણ જેવી રીતે ઈસુ ખ્રિસ્તના ચરણમાં પહોંચવાનું શીખવનાર નિયમ તથા તે શીખવા માટેની કાયદાકાનૂનોવાળી શાળા અહીં રદબાતલ કરેલી છે તેવી જ રીતે એકબીજાનો મેળાપ કરનારા, એકબીજાને ખાતર સર્વસ્વ સોંપી દેનારા કે પાછું પ્રાપ્ત કરનારા આત્માઓના ઐક્યને લગતાં બધાં બંધનો અત્રે દૂર કરવામાં આવ્યાં છે. અમે પરણતાં નથી કે અમને પરણાવવામાં આવતાં નથી. પરંતુ અમે સ્વર્ગના ફિરસ્તાની માફક જે આત્મા કે આત્માઓની સાથે અમારો આત્મા અનુકૂળ આવતો હોય, તેમની સાથે જ્યાં સુધી તે અનુકૂળતા રહે ત્યાં સુધી અમે હળીમળી, પૂરેપૂરા તન્મય થઈ જઈ શકીએ છીએ. જેવી રીતે પ્રજોત્પાદક ઇન્દ્રિયો કરતાં મનુષ્યદેહ અતિ ઘણો મોટો છે તેમ શારીરિક સંયોગથી થતા આનંદ કરતાં આવા પ્રકારના ઐક્યથી વધારે આનંદ થાય છે. પ્રેમની સ્વતંત્રતા પર કોઈ પણ પ્રકારનું બંધન નથી. અહીં આવેલા સૂક્ષ્મદેહીને તેના સ્થૂળ જીવન દરમ્યાન તેનાં જે પતિપત્ની હોય તે સિવાય બીજા સાથે તેનું મન એકતાર ન થાય તો તે ભલે તે જ પતિ કે પત્ની સાથે રહે. પરંતુ તે બન્નેના આવા પ્રકારના સ્વાર્થીપણાને અમે શ્રેષ્ઠ પંક્તિમાં નથી મૂકતાં. હા, સ્ત્રીપુરુષજાતિનો ભેદ અહીં રહે છે, પરંતુ તમારી દુનિયામાં તેનો જે અર્થ કરવામાં આવે છે તેના કરતાં અહીં વધારે વિશાળ અર્થ કરવામાં આવે છે.

"જુલિયા"

(ચાલુ)*

NOTE—Julia seems here to be expressing in prose what the angel told Adam ("Paradise Lost," Book VIII). Adam asks—

" 'Love not the heavenly spirits, and how then love
Express they? By looks only? Or do they mix
Irradiance virtual or immediate touch?'
To whom the angel with a smile that glowed

* પ્રવેશિકા વાંચો

Celestial rosy red, love's proper hue,
Answer'd :
' Let it suffice thee that thou knowest
'Tis happy, and without love no happiness,
Whatever pure thou in the body enjoy'st
(And pure thou wast created) we enjoy,
In eminence, and obstacle find none
Of membrane, joint, or limb exclusive are
Easier than air with air if spirits embrace
Total they mix, union of pure with pure
Desiring, nor restrained conveyance need
As flesh to mix with flesh or soul with soul.' "
Milton, "Paradise Lost," Book VIII.

નોંધ :—("ગુમાવેલું સ્વર્ગ" પુસ્તક ૮)માં આદમને ફિરસ્તાએ જે જવાબ આપ્યો છે તે જુલિયા અત્રે ગદ્યમાં કહેતી હોય એમ લાગે છે. આદમ પ્રશ્ન પૂછે છે કે—

"સ્વર્ગીય આત્મામાં પ્રેમ નથી હોતો ? અને હોય છે તો તેઓ તે પ્રેમ કેવી રીતે દર્શાવી શકે છે ? માત્ર તેમના દેખાવથી ? અથવા તો એવા દેખાવ સાથે તેઓ પ્રેમની ખરી જ્યોતિ બતાવે છે કે એકદમ સ્પર્શ કરીને બતાવે છે ?' આના જવાબમાં પ્રેમના ખરા, દૈવી ગુલાબી રંગથી શોભતા હાસ્યથી તે ફિરસ્તો જવાબ આપે છે :

"તેઓ સુખમાં છે અને પ્રેમ વિના સુખ નથી એટલું તું જાણે છે તે જ બસ છે. (તું પેદા થયો ત્યારે તું પવિત્ર હતો ) અને તારા સ્થૂળ દેહમાં રહી તું જે પવિત્ર આનંદ લે છે તેવો આનંદ અમે પુષ્કળ પ્રમાણમાં લઈએ; કોઈ પણ પ્રકારનો શારીરિક અંતરાય અમને નડતો નથી. અમને તે હવાના જેવો હલકો ફૂલ લાગે છે. આત્માઓ એકબીજાને એવી રીતે ભેટે છે કે તે એકબીજામાં લય પામી જાય છે, વિશુદ્ધ વસ્તુઓનું ઐક્ય થાય એમ ઇચ્છે છે તથા દેહનું કે આત્માનું ઐક્ય થવામાં એવી અડચણ નથી આવતી કે તેમને કોઈ સાધનની જરૂર પડે.

મિલ્ટન "ગુમાવેલું સ્વર્ગ" પુસ્તક ૮

પરિશિષ્ટ :

## " ખુલ્લો ભેદ જાણવાનો સ્પષ્ટ માર્ગ " ઉપર નોંધ

## ૧. સંદેશો લખનારની નોંધ

આગળ આપવામાં આવેલો સંદેશો* મને મળ્યા પછી, મારે કયો રસ્તો લેવો વાજબી છે તે નક્કી કરતાં હું અચકાતો. તે સંદેશામાં જે કહેવામાં આવ્યું હતું તે એટલું બધું ચોક્કસ અને ખાતરીભરેલું છતાં એટલું આશ્ચર્યજનક હતું કે જુલિયાના નામથી પણ તેને પ્રગટ કરતાં મને ધાસ્તી લાગતી. આવી બાબતોમાં હું હંમેશ મિસિસ બીસાન્ટની સલાહ લઉં છું; પરંતુ મિસિસ બીસાન્ટ યુનાઈટેડ સ્ટેટ્સ (અમેરિકા)માં હોવાથી મને જે સંદેશો મળ્યો હતો તેનાં કાગળિયાં મેં મિ. લેડબીટરને મોકલી આપ્યાં, કારણ કે મિસિસ બીસાન્ટે મને કહ્યું હતું કે તેની ગેરહાજરીમાં મારે કોઈ પણ બાબતમાં સલાહ લેવી હોય તો મારે મિ. લેડબીટરને પૂછવું. આ મિ. લેડબીટરે " Invisible Helpers "— " અદશ્ય સહાયકો " નામનું પુસ્તક લખ્યું છે. આ જ સંદેશાના બીજાં કાગળિયાં મેં મિ. જી. એચ. લોકને પણ હલ મુકામે મોકલ્યાં. મિ. લોકે ઘણાં વર્ષો સુધી અદશ્ય વસ્તુઓને લગતી વિદ્યાનો ઘણો અભ્યાસ કર્યો છે. આ અભ્યાસ તેણે થિયોસોફીના દૃષ્ટિબિન્દુથી નહિ પરંતુ સ્વીડનબર્ગના સિદ્ધાંતોની નજરે કરેલો છે. આ કાગળિયાંઓ મોકલી તેમાં કાંઈ વજૂદ છે કે નહિ તે વિષે મેં તેમનો અભિપ્રાય મંગાવ્યો, કારણ કે આવી ગંભીર વાત પ્રગટ કરવાની જોખમદારી લેતાં મારું મન હઠી જતું હતું. મારા કામની ધમાલને લીધે આ વિષય ઉપર ધ્યાન આપવાનું મારાથી બની શક્યું નથી. અને તેથી તે વિષય ઉપર મારા કરતાં જેમણે વધુ ધ્યાન આપ્યું હોય એવા લોકો તરફથી મને તે પ્રગટ કરવાની હિમાયત થાય તો જ તે પ્રગટ કરવાનો મારો વિચાર હતો. તેમના જવાબ આ સાથે આપેલા છે.

## ૨. થિયોસોફીના પારંગતની નોંધ

મિ. લેડબીટરે આ પ્રમાણે જવાબ આપ્યો હતો :

જુલિયાના છેલ્લા પત્રોનાં કાગળિયાં મારા પર મોકલ્યાં તેથી તમારો આભાર માનું છું. તેણે જે કહ્યું છે તે બધું મને તદ્દન સત્ય લાગે છે અને તે જે પદ્ધતિ બતાવે છે તે પ્રમાણે કામ કરવાથી તેના

* જુઓ પાનું ૭૮

કહેવા પ્રમાણે પરિણામ આવે એમાં મને જરાયે શક નથી. તમે તેનું પરિણામ તરત જ પ્રાપ્ત કરી શકો એમ છે, પરંતુ એટલું મારે કહેવું જોઈએ કે પોતાના વિચાર ઉપર જોઈએ એટલો કાબૂ મેળવવા માટે સામાન્ય પ્રકારના ધંધાથી માણસને વધારે વખત લાગે અને તેટલો વખત તે ભાગ્યે જ કાઢે. જુલિયાએ જે કહ્યું છે તેની ઘણીખરી વાતો સાથે હું સંમત થાઉં છું, પરંતુ હું જો આવી સલાહ આપતો હોઉં તો આવો અખતરો કરનાર માણસે પ્રથમ પુષ્કળ નૈતિક તાલીમ લેવી એમ કહ્યા વગર રહું જ નહિ કે જેથી કરીને તેને જે શક્તિ પ્રાપ્ત થાય તેનો દુરુપયોગ તે ન કરે. પરંતુ હું ધારું છું કે આવી નૈતિક તાલીમ હોવી જ જોઈએ એમ તે માની લે છે. જે લોકો અનિષ્ટ કામો કરવા માટે આવી શક્તિઓ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે તેની કેવી દુર્દશા થાય છે તે વિષે સાવચેતી તરીકે એક-બે શબ્દ તેની પાસે લખાવાનું તમે ન કહી શકો ?

બીજું, મનને શાંત રાખવા વિષે તેણે જે કહ્યું છે તેનો જુદો અર્થ થાય એમ છે. તે શું કહેવા માગે છે તે હું સારી પેઠે સમજું છું પણ એ શબ્દ વાપરવો યોગ્ય છે કે નહિ તે વિષે મને શંકા છે. સંદેશા મેળવનાર મનુષ્યના મનની સ્થિતિ કેવી હોવી જોઈએ તે દર્શાવવાનો આ શબ્દનો હેતુ છે—સંદેશા મેળવનાર મનુષ્ય માત્ર એક સાધનરૂપ છે; તેના દિલના તાર પવનની સહેજ સુરખીથી પણ ઝણઝણી ઊઠે એવા હોય છે. જુલિયા જે કહેવા માગે છે તે એથી જુદું છે. તે કહે છે કે માણસે પોતાનું મન તદ્દન શાંત રાખવું, પરંતુ તે વખતે તેનું ચિત્ત ઘણું તીવ્ર અને ઉચ્ચતર વસ્તુઓમાં પરોવાયેલું હોવું જોઈએ. આ સંબંધમાં જુલિયા કહે છે કે મનની વિચારશૂન્ય સ્થિતિમાં પણ વિચાર એક વસ્તુ પર દૃઢ રહેવો જોઈએ અને અંતરાત્માને ચોક્કસ જિજ્ઞાસા હોવી જોઈએ. તે ઉપરથી ઉપરની હકીકત પુરવાર થાય છે.

બ્રહ્મચર્ય, શાકાહાર અને મદ્યપાનનિષેધને જુલિયા જેટલું મહત્ત્વ આપે છે તેના કરતાં હું વધારે મહત્ત્વ આપું છું. હું કબૂલ કરું છું કે માણસે પોતાના શરીરને નીરોગી રાખવું એ તેની ફરજ છે; પરંતુ મારા ધારવા પ્રમાણે તેણે તેના પર કાબૂ મેળવી તેનો ઉપયોગ કરવો જોઈએ—મનની લાલસાથી દોરવાઈ ન જવું જોઈએ. મને ભય રહે છે કે માણસ પોતાની નૈતિક પ્રકૃતિને સુધારે નહિ, પોતાની ઇચ્છા અને મનોવૃત્તિઓ પર સંપૂર્ણ કાબૂ મેળવે નહિ—જો તેનું મન અને અંતઃકરણ તદ્દન વિશુદ્ધ હોય તો તેમ કરવાની જરૂર નથી—તો આ સૂક્ષ્મ શક્તિઓનો પોતાના સ્વાર્થ માટે ઉપયોગ કરવાની લાલચનો તે ભોગ થઈ પડે

એવું તેમાં મોટું જોખમ સમાયેલું છે, અને તેથી પરિણામે પૂર્વ તરફના દેશોમાં જેને મેલી વિદ્યા કહે છે તેવી આ સૂક્ષ્મ શક્તિઓ મેલી વિદ્યામાં ગણાઈ જાય. જુલિયાએ જે રીતો બતાવેલી છે તે ઘણી ચોક્કસ છે અને તેની ઘણીખરી સલાહ પણ સારી છે; પરંતુ નૈતિક સદ્ગુણોની ખાસ આવશ્યકતા ઉપર વધારે વજન અપાવું જોઈએ એટલું હું ખચિત ધારું છું.

## ૩. સ્વીડનબર્ગના શિષ્યની નોંધ

**મિ. લોકનો જવાબ :** " મને જે કાગળિયાં મોકલવામાં આવ્યાં છે તેમાં બે બાબતો મને ખોટી લાગે છે.

પહેલી બાબત—

દૃષ્ટિબિન્દુના ફેરની વાત લખવામાં આવી છે તે ખોટી છે. જો કે સૂક્ષ્મદેહીઓના અગર તો સૌથી નીચા ભુવનમાં રહેલા વાયુ-સ્વરૂપોમાં વસતા આત્માઓના સંબંધમાં તે સત્ય છે. દૃષ્ટિબિન્દુમાં ગમે તેટલો ફેરફાર કરો તો પણ વિશુદ્ધ આત્મા દૃશ્યમાન થાય જ નહિ.

પરલોકવાસી આત્માઓ આપણી આસપાસ "સતત દેખરેખ" રાખે છે એવી મતલબનું જુલિયા કહે છે તે હું માનતો નથી. સારા આત્માઓ પાપાત્માઓને છોડી સૂક્ષ્મ ભુવનમાંથી જલદી પસાર થઈ જાય છે કારણ કે પાપાત્માઓ સાથે સંબંધ રાખવો સારો નથી. સામાન્ય સંજોગોમાં જેમ પરલોકવાસી સૂક્ષ્મદેહીઓ આપણી પાસે હાજર હોય છે તેનું આપણને ભાન હોતું નથી; તેમ તેમને આપણા વિષે ભાન હોતું નથી; આમ હોવાનું એ કારણ છે કે જેમ પૃથ્વી અને સૂક્ષ્મ ભુવનમાં ફેર છે તેમ તેમાં વસતા આત્માઓનાં સ્થૂળ શરીર અને સૂક્ષ્મ શરીરના પદાર્થોમાં પણ ફેર છે.

બાકીનું બીજું બધું મને તદ્દન ખરું લાગે છે, અને આપણે આપણી ઇન્દ્રિયોને કાબૂમાં રાખવી જોઈએ એમ જે વારંવાર કહેવામાં આવ્યું છે તે જોઈને હું ઘણો ખુશી થયો છું.

અંદરખાનેથી આપણે બધા સૂક્ષ્મદ્રષ્ટા છીએ. પરંતુ આપણી સામાજિક સ્થિતિ એવી છે કે એ શક્તિ આપણામાં ખીલવા ન પામે. બીજું આપણા શારીરિક બંધારણ ઉપર પણ તેનો ઘણો આધાર છે, એ વિષે મારી પૂરી ખાતરી છે. જે લોકો કર્ક, મીન અને કન્યા રાશિ (તમારી કન્યા રાશિ છે) જેવી શાંત રાશિઓમાં જન્મ્યા હોય છે

તે લોકો બીજા કરતાં વધારે સહેલાઈથી સૂક્ષ્મદ્રષ્ટા થવાની શક્તિ પ્રાપ્ત કરી શકે છે. [ તમારો બળવાન ગ્રહ કર્કરાશિમાં છે; અને તમારા જન્માક્ષરમાં નવ ગ્રહો પૈકી છ શાંત રાશિઓમાં છે. તેથી આ બાબતમાં તમે તમારી અંદર કાંઈક શક્તિ ધરાવો છો.

બીજી બધી બાબતો વિષે—તેમાં કાંઈ નવું નથી અને બધું ખરું છે. રોઝીક્રુશ્યન્સ અને બીજાઓના વખતથી જમાનાઓ થયાં આ પ્રકારનું જ્ઞાન ઊતરતું આવ્યું છે, અને તે જુદી જુદી રીતે દર્શાવવામાં આવ્યું છે. આ વિધિઓ મારી પાસે સ્પષ્ટ રીતે લખેલી છે—અને તે ઘણો લાંબો વખત થયાં મારી પાસે છે—તેમાં બીજી ઘણી બાબતો છે. જુલિયાએ તે તમને કહી નથી. આપોઆપ સંદેશા મેળવવાની શક્તિ પ્રાપ્ત કરનારાઓ લગભગ આવી જ વિધિ પ્રમાણે વર્તે છે. થિયોસોફીના અનુયાયીઓ યોગ સાધે છે. આ વિધિ તેના એક ભાગ સમાન છે. જુલિયાએ ઘણી સાદી અને જરા પણ વાંધો ન આવે એવી રીતે આ સત્ય કહ્યું છે. તે પ્રસિદ્ધ કરવામાં તમારે જરા પણ વાંધો કે ડર ન રાખવો. તે સાથે, એક વાત નક્કી છેઃ આ વિધિ ઘણા થોડા માણસો અજમાવશે અને તેમાંથી બધાને ફતેહ નહિ મળે; કારણ કે આપણા જીવનના સંજોગો તેની વિરુદ્ધ છે. થોડા લોકો આ વિધિ અજમાવી લોકોને ઉપયોગી થઈ પડશે; તે લોકોને આ હકીકત જાણવાની જ વાર છે. ”

આવી રીતે જુલિયાની વાતને ટેકો મળ્યો; મને ખરેખર ઉત્સાહ આવ્યો; અને ત્યાર પછી જુલિયાના સંદેશાને પ્રસિદ્ધ કરવાનો મેં નિશ્ચય કર્યો. તે કેટલે દરજ્જે ખરો છે તે તપાસવાનું કામ મેં મારા વાચકોને સોંપ્યું છે. મને હજુ અજમાયશ કરવાનો વખત મળ્યો નથી. મને જ્યારે નવરાશ અને પ્રસંગ પ્રાપ્ત થશે ત્યારે હું તેની પરીક્ષા કરીશ. મારા વાચકોમાંથી કોઈ પણ આ અજમાયશ કરે અને તેનું શું પરિણામ આવે છે તે મને લખી જણાવે તો સારું એવી હું આશા રાખું છું.

## જુલિયાનો પ્રત્યુત્તર

મિ. લેડબીટર પાસેથી જવાબ મળ્યા પછી મેં જુલિયાને પૂછ્યું કે એ જવાબ વિષે તે શું ધારે છે. તેણે નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપ્યો :

“ મિ. લેડબીટરે જે સાવચેતી રાખવાની કહી છે તેના સંબંધમાં હું ધારું છું કે મારો સંદેશો હાલ છે એમ ને એમ જ રહે તો વધારે સારું, અને મારો સંદેશો પૂરો થશે ત્યારે તે મારા મતને મળતા થશે.

જે જોખમો તમને લાભ થાય એવા લાગે છે તે જાહેર કરવાથી કાંઈ લાભ નથી. મારા પોતાના મત પ્રમાણે હું નથી ધારતી કે તે બહુ મોટું જોખમ હોય. જોખમ છે તે વિષે મને શક નથી, અને તેમ થવા સંભવ છે એ વાત પણ ખરી છે, પરંતુ આ વસ્તુઓ બીજી ઉચ્ચતર શક્તિના કાબૂ નીચે છે. વાયુસ્વરૂપોને સ્થૂળ બનાવવાની તક મનુષ્યજાતિને આપવામાં આવી છે પરંતુ તેને પણ હદ છે; ઉચ્ચતર શક્તિઓએ મનુષ્યોને તેમ કરવાની પરવાનગી આપી છે, પરંતુ તે શક્તિનો ગમે તે માણસ ઉપયોગ કરી શકે એમ નથી. લોકો શ્રેષ્ઠ જીવન ગાળતા થાય તો સારું એ સંબંધમાં મને કેટલી ચિંતા છે તે તમે જાણો છો; અને તેથી મનુષ્યની અધોગતિ થાય એવું મારાથી કાંઈ પણ કહેવાયું હોય તો મને કેટલી બધી દિલગીરી થાય એ પણ તમે જાણો છો; પરંતુ મને હજી પણ એ સાવચેતીની જરૂર જણાતી નથી.

"તમે જો મિ. લેડબીટરની સૂચના સામેલ કરો, તો તમારે જોડે એમ પણ કહેવું કે અદૃશ્ય આત્માઓ સાથે સંબંધ રાખવામાં ઘણાં જોખમો સમાયેલાં છે એ વાત હું કબૂલ કરું છું, અને તેથી જો કોઈ પણ મનુષ્ય અત્યંત બેશરમભરેલા કામને માટે આવો સંબંધ રાખવાનો વિચાર કરે તો તેણે તેમ ન કરવું સારું છે, કારણ કે જેવી રીતે હમણાં સૂક્ષ્મદેહીઓ તેનું બેશરમભરેલું કામ જોઈ શકે છે તેવી રીતે તે કામ પરલોકમાં બધાંની નજરે પડ્યા વગર રહેશે નહિ. આ સંબંધમાં મારે આટલું જ કહેવાનું છે.

"તપશ્ચર્યા કરવાની ટેવ પડી ગયા પછી, તપશ્ચર્યા કરવાથી અદૃશ્ય સ્વરૂપો જોવામાં મદદ મળે એની હું ના નથી પાડતી, પરંતુ જે શારીરિક અસ્વસ્થતાથી તમને તમારી શારીરિક સ્થિતિનું ભાન થાય તે અસ્વસ્થતાથી લાભ કરતાં ગેરલાભ વધારે થાય એમ છે."

## ૨. મિ. લોકને પ્રત્યુત્તર

મિ. લોકની ટીકાના સંબંધમાં જુલિયાએ આ પ્રમાણે લખ્યું છે: "દૃષ્ટિબિન્દુ બાબત—એને શું વાંધો છે તે હું સમજું છું એમ મને લાગે છે. અને કેટલેક અંશે હું તેની સાથે સંમત થાઉં છું. પણ હું ધારું છું કે એ સંબંધમાં મારું કહેવું ઘણું વધારે પડતું છે, તો એનું કહેવાનું આ સત્યને ઘણું સંકુચિત કરનારું છે. હકીકત તરીકે, ખરું જોતાં એવું કોઈ દૃષ્ટિબિન્દુ છે જ નહિ કે જેનાથી અદૃશ્ય સ્વરૂપો

માનસિક ચક્ષુઓથી નિહાળી શકાય. એમ છતાં જડ વસ્તુઓમાંથી મન છૂટું થાય તો આવી રીતે મન છૂટું થતાં પહેલાં જે દેહ ધારણ કરેલા અગર દેહમુક્ત થયેલા આત્માઓ અદશ્ય હતા તેના અસ્તિત્વનું તેને ભાન થાય.

"ઘણી વસ્તુઓ અમારાથી પણ અદશ્ય રહેલી છે એની હું ના નથી પાડતી, તો પણ તમારા કરતાં અમારી દષ્ટિ ઘણી વિશાળ છે. મારો જ્યારે દેહ પડયો ત્યારે મને યાદ છે કે મનુષ્યોની અંદર આવા અંતરિક્ષ સ્વરૂપોને જોવાની મારામાં નવી શક્તિ આવી હતી. હું ત્યાર પહેલાં જે જોઈ શકતી હતી તેમાં તેનાથી વધારો થયો હતો. એ બક્ષિસ મારામાંથી હજુ ગઈ નથી પરંતુ મેં તેમાં વધારો કર્યો છે. એ બાબતનો સિદ્ધાંત કેવી રીતે કામ કરી રહ્યો છે તે સમજાવવું મને મુશ્કેલ લાગે છે. પણ આટલી તમે ખાતરી રાખજો કે અદશ્ય આત્માઓ તમારા જીવનને જોઈ શકે છે અને તમે જે વિચાર કરો તે જાણી શકવાની અને તમે કહો તે સાંભળી શકવાની તેમને છૂટ છે. તમે ધારો છો એના કરતાં તમારી ચોગરદમ તમારાં કૃત્યોની સાક્ષી પૂરનારાઓની ઘણી મોટી સંખ્યા છે. તેઓ—થોડા વખતમાં તમે તમારી જાતે જ તે જોવાના છો તો પછી મારે હમણાં સમજાવવાનો પ્રયત્ન કરવાની પણ શી જરૂર છે?

"નીચેનાં ભુવનો ઉપરથી સંદેશાઓ મળવાનો સંભવ હોય છે એમ એ કહે છે પરંતુ એનું કહેવું ખરું હોય એમ હું નથી ધારતી. તમારા ઉપર જે બંધનો છે તે અમને નથી, એ તમારા મગજમાં ઠસાવતાં અમને ઘણી મુશ્કેલી લાગે છે. હું જે ભુવનમાં છું ત્યાં જીવન છે, અને પ્રેમ એ જીવનનો પ્રાણવાયુ છે. આ દૈવી વસ્તુ એવી છે કે પૃથ્વી ઉપર વસતા મનુષ્યો સાથે સંદેશાવ્યવહારમાં જે જે મુશ્કેલીઓ નડે તેને તરી જાય છે. પરંતુ એકબીજી બાબતોને સમજાવે એવા દષ્ટાંતો શોધવા તમારે આ લોક તથા પરલોક વચ્ચેના ભુવનમાં શું થાય છે તેની વાત કરવાની જરૂર નથી. જો તમારા મહાત્માઓ અને સાધુ પુરુષો પોતાની પવિત્રતા અગર ડહાપણ ગુમાવ્યા વગર જંગલી અને મૂર્ખ માણસો સાથે વાતચીત કરી શકે છે તો પછી અમે તેમ કેમ ન કરી શકીએ? દેહધારણ અગર દેહમુક્તિ રૂપી આકસ્મિક પ્રસંગથી દેહધારી અને દેહમુક્ત મનુષ્યોની ભૂમિકામાં જેટલું અંતર હોય તેના કરતાં સારા માણસ અને નઠારા માણસની ભૂમિકામાં વધારે અંતર છે."

# મિત્રમાળા

"તમારાથી બને તો તમારે તમારી મિત્રમાળાને ફરીથી ગોઠવવી એમ હું ઇચ્છું છું." એ પ્રમાણે જુલિયાએ ૨૭મી સપ્ટેમ્બર, ૧૮૯૬ને દિવસે લખ્યું હતું. ત્યાર પછી ૨૯મી સપ્ટેમ્બર, ૧૮૯૭ને રોજ તેણે લખ્યું હતું કે, જે "(૧) મનુષ્યો અને (૨) જે કામો સાથે તમને કાંઈ સંબંધ હોય તે બધાની એક યાદી બનાવો તો વધારે સારું એમ હું ધારું છું. તમે તમારું દરરોજનું કામકાજ શરૂ કરો ત્યાર પહેલાં તે એક પછી એક અનુક્રમે વાંચી જાઓ, અને તે વખતે તમે મનમાં એમ વિચાર કરો કે હું તેમને માટે શું કરી શકું એમ છું? મારે શું કરવું ઘટે છે? અને તમે તે પ્રમાણે યાદી પૂરી કરો ત્યારે તમને જે કાંઈ તમારા મનમા સ્ફુરણા થાય તે લખી રાખો. આમ કરવાથી તમને ઘણો જ ફાયદો થશે."

"આ લોક અને પરલોકનો સંબંધ કેવી રીતે વધે." એ પ્રકરણમાં જુલિયા આવી રીતે ધ્યાન ધરવાનો ખાસ આગ્રહ કરે છે.

આ વિચારને અમલમાં મૂકવા માટે આ "પત્રો"ની સાથે મેં થોડાક લીટીવાળા કાગળો રાખેલા છે. તે પર જે મનુષ્ય અને કામો સાથે વાચકને સંબંધ હોય તેની યાદી વાચકને લખવી હોય તો લખે. આવી રીતે દરરોજ હાથમાં આવે એવી અને દિવસનું કામકાજ શરૂ થાય તે પહેલાં નિયમિત રીતે વંચાય એવી યાદી ફરીથી બનાવેલી મિત્રની ગરજ સારશે. પરંતુ જે લોકોની સાથે આપણને પ્રસંગ પડયો હોય તેમનાં નામ ફક્ત સવારના પહોરમાં જ મનમાં ને મનમાં ઝપાટાબંધ વાંચી ગયા એટલે થયું એમ નથી. આપણે કોઈની વાટ જોતા હોઈએ કે મુસાફરી કરતા હોઈ એ અગર તો રાત્રે ઊંઘ ન આવતી હોય તે વખતે આપણી મિત્રમાળાનાં એક પછી એક નામ વાંચી જવાની ટેવ પાડવાથી ઘણો ફાયદો થશે. કારણ કે જુલિયાના કહેવા પ્રમાણે—

"તમારી ફતેહનો આધાર તમારા વ્યક્તિત્વ પર છે. દરેકનું વારાફરતી નામ લો. વારાફરતી તેનું ધ્યાન ધરો—પ્રેમપૂર્વક ધ્યાન ધરવું એનું નામ પ્રાર્થના. તમને પ્રાર્થના કરવાની ફુરસદ નથી? તો તમે જેમને ચાહતાં હોવ તેમનું ધ્યાન ધરવા વખત કાઢો. તેમનું ધ્યાન ધર્યા વગર તમારો અને તેમની વચ્ચેનો ખાસ સંબંધ તૂટી જાય છે. કારણ કે તમે તમારા પ્રિયજન વિષે વિચાર સરખો પણ ન કરો તો તમારા દિલમાં તેના તરફ પ્રેમ ન રહે."

આ મિત્રમાળામાં વિભાગો હોય છે, તેથી તમારી સ્મરણશક્તિને સરળતા મળે છે. હું જ્યારે મારી પોતાની મિત્રમાળા તૈયાર કરતો હતો ત્યારે તેના વિભાગ પાડવાની મને જરૂર જણાઈ હતી. પ્રથમ તમે જે કુટુંબમાં જન્મ્યા હોવ તે કુટુંબના માણસોનાં નામ, પછી તમારા પોતાના ઘરના માણસો અને તેમની શાખાઓના માણસો. તમારાં પોતાનાં આત્મજનોનાં આ બે મોટા વિભાગો આવી ગયા પછી તમારા મિત્રો યા શત્રુઓ, પાડોશીઓ, તમારા પર આધાર રાખનારા તમારા નોકરચાકરો અથવા તમારા ઉપરીઓનાં નામો એક પછી એક જે પ્રમાણે તમારે સંબંધ હોય તે પ્રમાણે આવવાં જોઈએ. આ વિભાગો વખત પ્રમાણે ક્રમવાર પાડવાનું મને ઘણું સરળ લાગ્યું છે. દાખલા તરીકે જે લોકોમાં હું એક નાદાન છોકરા તરીકે ઉછરેલો હતો તેમનાં નામ પહેલાં. ત્યાર પછી મારા નિશાળના ગોઠિયાઓ, ત્યાર પછી જે લોકોના ઉમેદવાર તરીકે મેં કામ કરેલું તે માણસો અને એ પ્રમાણે બીજાઓનાં નામ. જે લોકોને તમે પ્રેમથી ચાહતા હોવ અને જેમની સાથે તમને તકરાર હોય તેમને માટે એક જુદો વિભાગ હોય છે. ત્યાર પછી દેશવાર ગોઠવણી થાય છે અગર તો જિંદગીમાં જે માણસો જેવી રીતે ઉપયોગી થતા હોય તે પ્રમાણે. તે ઉપરાંત સૂક્ષ્મદ્રષ્ટાઓ, ધાર્મિક મનુષ્યો, જનસમાજનું કલ્યાણ કરનારાઓ અને એવા એવા બીજા મનુષ્યોનાં નામો એકજથે લખવામાં આવે છે. રશિયાના લોકોને માટે એક વિભાગ, તો એક વિભાગ અમેરિકાના લોકોને માટે—એ પ્રમાણે જુદા જુદા દેશના લોકોને માટે જુદા જુદા વિભાગો પડી શકે.

જે લોકો સારી યા માઠી લાગણીથી કોઈ પણ પ્રકારે આપણી સાથે અંગત પરિચયમાં આવેલા હોય તે સર્વે લોકો ખરી રીતે આપણા જીવનનું એક અંગ જેવા હોય છે. જુલિયાના કહેવા પ્રમાણે આપણી મિત્રમાળા ફરી રચાય અને આપણા દરરોજના કાર્યક્રમના એક વિભાગ તરીકે તે જોઈ જવાય તો મનુષ્યના દૈવી જીવનના આધારરૂપ પ્રેમાળ વિચારોની તેના અંતઃકરણમાં રેલછેલ થઈ રહે અને સહાનુભૂતિ તથા સ્નેહની ઉત્તેજક લાગણી દરેક મનુષ્ય અને તેના સંબંધીઓની નસેનસમાં પહોંચ્યા વગર રહે નહિ.

જ્યાં સુધી આપણે આવી યાદી બનાવીએ નહિ ત્યાં સુધી જે લોકો એક વખત આપણી સાથે સારો મિત્રાચારીભરેલો સંબંધ રાખતા હતા તથા આપણને મદદરૂપ હતા તેઓને આપણે કેટલે દરજ્જે ત્યજી દીધા છે તેનો આપણને ખ્યાલ આવે એમ નથી. જુલિયા કહે છે તે પ્રમાણે

મિત્રમાળાનો ઉપયોગ ન થાય તો પણ તેની એકલી યાદી બનાવવાથી પણ લાભ છે. પરંતુ જો જુલિયાની સલાહ પ્રમાણે વર્તાય અને જે લોકો આપણા જીવનમાં ભળેલાં છે તેમનાં નામની લાંબી યાદી જમતાં પહેલાં, પછી ભલે ગમે તેટલી ઉતાવળથી પણ, વંચાય તો મનુષ્યજાતિનું કેટલું બધું ભલું થાય તેનો અડસટ્ટો કોણ કાઢી શકે!

કારણ કે જુલિયાના કહેવા પ્રમાણે, "દુનિયાની ઘણીખરી દિલગીરીનું શું કારણ છે? તે કારણ દ્રવ્યની તંગાશ નહિ પરંતુ પ્રેમાળ વિચારની ખામી છે."

અને આપણા મિત્રો તરફ આપણી શી ફરજો છે તે વિષે આપણી મિત્રમાળામાં વર્ણવેલા સર્વે મનુષ્યોને હું જુલિયાનો સંદેશો વાંચવાની ભલામણ કરું છું.

"તમારાથી બીજું કાંઈ ન બની શકે તો તેમનો પ્રેમભાવે વિચાર કરો, કારણ કે મિત્રનો પ્રેમાળ વિચાર આત્માને આશીર્વાદ આપવા મોકલેલા ઈશ્વરના ફિરસ્તા સમાન છે."

—વિલિયમ ટી. સ્ટેડ